# કવિતા

તંત્રી સુરેશ દલાલ  અંક ૭૫  ઑક્ટોબર ૧૯૭૭  પાંચ રૂપિયા  જન્મભૂમિ પ્રકાશન



How To Dial

Take a book of poetry, open it,
listen to it & you will get
a clear sound. If you don't succeed
at the first attempt please try again.

61 10 77

# NIGHT SWEAT ☐ ROBERT LOWELL

Work-table, litter, books and standing lamp,
plain things, my stalled equipment, the old broom —
but I am living in a tidied room,
for ten nights now I've felt the creeping damp
float over my pajama's wilted white...
Plain things, my stalled equipment, the old broom — but I am living
Sweet salt embalms me and my head is wet,
everything streams and tells me this is right,
my life's fever is soaking in night sweat —
one life, one writing! But the downward glide
and bias of existing wrings us dry —
always inside me is the child who died,
always inside me is his will to die —
one universe, one body ... in this urn
the animal night sweats of the spirit burn.

Behind me! You! Again I feel the light
lighten my leaded eyelids, while the gray
skulled horses whinny for the soot of night.

I dabble in the dapple of the day,
a heap of wet clothes, seamy, shivering,
I see my flesh and bedding washed with light,
my child exploding into dynamite,
my wife ... your lightness alters everything,
and tears the black web from the spider's sack,
as your heart hops and flutters like a hare.

Poor turtle, tortoise, if I cannot clear
the surface of these troubled waters here,
absolve me, help me, Dear Heart, as you bear
this world's dead weight and cycle on your back.

જીવનમાં વળી કવિતાની જરૂર શી ?
આવું પણ કહેનારા નથી હોતા એમ નહીં.
"What is the use of open spaces
in the city, what is the use of
rose trees and why do you wish to plant
trees and lay out parks and
gardens?"
આ યંત્રમુખી સમાજમાં
આવા પ્રશ્નોની પરંપરા ચાલ્યા જ કરે છે
અને આવા બધા પ્રશ્નોનો
એક જ ઉત્તર છે:

# કવિતા

છિન્નભિન્ન ☐ જગદીશ જોષી

હું એકાગ્ર ચિત્તે વાંચું છું.
સામેની બારીનો રેડિયો
મારા કાનમાં કંઈક ગર્જે છે.
દીવાલ પરનું ઇલેક્ટ્રિક ઘડિયાળ
વર્તમાન સાથે ઘસાતું ચાલે છે.
ટ્યૂબલાઈટનું સ્ટાર્ટર
તમરાંનું ટોળું થૈ કણસ્યા કરે છે.
ઉઘાડા પડેલા દરવાજાની ઘંટી
ડચકાં ભરતી ભરતી રણકે છે.
ઘરનો નોકર દૂધવાળા જોડે
અફવાઓની આપલે કરે છે.
પડોશણનો અપરિચિત ચહેરો
કુથલીનાં ડાયલ ફેરવે છે.
રસ્તા પરનો નાહકનો ઝઘડો
બારી વાટે મારા ઘરમાં પ્રવેશે છે.

ઓચિંતો ફ્યૂઝ જતાં, લાઈટ
અંધારું થઈને પથરાઈ જાય છે.
મારો આખો માળો અંધારો ઘબ્‌ ....

નીચલે માળથી વ્યાસ બૂમ પાડે છેઃ
"કાલિદાસ! તુકારામ! અલ્યા નરસિંહ! અરે, કોઇ
ઇલેક્ટ્રિશિયનને તો બોલાવો!"
બાજુવાળાં મીરાંબેન સ્વસ્થ અવાજે કહે છે:
"અરે, ગિરિધર! સાંભળે છે કે, —
પહેલાં મીણબત્તી તો લાવ ...."

અને —
મારી ચાલીમાં

મારા માળામાં
મારા ઘરમાં
મારા દેશમાં
મીણબત્તીની શોધાશોધ ચાલે છે....



'કવિતા'ના ૨૫મા અંકમાં પ્રગટ થયેલાં મૌલિક કાવ્યો હું જોઈ ગયો છું. ઘણાંખરાં કાવ્યો કોઈ ને કોઈ દૃષ્ટિએ વિશિષ્ટ છે અને આખો અંક ચિત્તને પ્રસન્ન કરી દે તેવો બન્યો છે. સિદ્ધહસ્ત અને ઉદયોન્મુખ બધા કવિઓનાં કાવ્યોમાં મને શ્રી જગદીશ જોષીનું કાવ્ય 'છિન્નભિન્ન' કંઈક વિશેષ આકર્ષક લાગ્યું છે. અત્યારનું જીવન અતંત્ર અને અરાજક બની ગયું છે. ચોતરફ ઘોર અંધકાર છવાઈ ગયો છે. મહાકવિ કોઈ આવે ને જીવનપંથને ઝળહળાવે એવું કશુંક આપી જાય તો સારું. કવિ કે મહાકવિ આપણા વશવર્તી હોતા નથી. આપણા બોલાવ્યા એ આવે પણ ખરા ને ન પણ આવે. પણ સાચી ધાર્મિકતાનો ભલે મંદ, પણ સ્થિર ને શાંત પ્રકાશ તો સુલભ જ છે સૌ કોઈને. જો કે આપણે આપણા જીવનને એવું અવ્યવસ્થિત કરી નાખ્યું છે કે એ પણ હાથવગી રહી નથી. આ વક્તવ્ય અને પ્રતીકાત્મકરૂપે એને અભિવ્યક્તિ કરવાની રીતને લીધે પારિતોષિક માટે હું આ કાવ્યની ભલામણ કરું છું.

૨૯–૧૧–'૭૧. મનસુખલાલ ઝવેરી

## સભ્યતા ☐ ભાનુપ્રસાદ પંડ્યા

હવે નગરમાં સવારે સવારે
ફૂલ કરતાં તો વધુ
બારીબારણાં ઊઘડે છે.
બાગમાં રોપેલા પેલા જંગલી છોડ પણ
હારબંધ ઊભા રહી જાય છે
માળીની કાતરને સલામી દઇને.
મોં-સૂઝણાના મલકાટને અને
સન્ધ્યાની નમણી લજ્જાને
દીવાલ પર ટાંગેલા આડાઅવળા
લીટાઓમાં અને રંગના ધાબાંઓમાં
છુપાયેલો પિકાસો હસી કાઢે છે.
'પ્રભુના પયગંબરો' ની ધૂળને
ગળી ગયા છે આમતેમ આથડતા
આસ્ફાલ્ટના અજગરો
આ થોડાંક પંખીઓ પણ
વનવાસે આવ્યાં હશે આ નગરમાં?

તમે તો મને અઘરું લેસન આપ્યું. અઘરું ખાસ તો એમ કે 'કવિતા'ના ૨૬મા અંકમાંથી ચારપાંચ હૃદયંગમ કાવ્યો સહેજે પસંદ કરી શકાય. તેમાંથી વિવેક કરવાનું 'લેસન' અઘરું જ. પણ મેં તોડ કાઢ્યો—માનવજીવનની કોઈ આધુનિક પરિસ્થિતિનું વ્યાપક સંવેદન કાવ્યમાં ઠીક આલેખાયું હોય, જાગતિક સંદર્ભવાળું સંવેદન કાવ્ય બન્યું હોય, તો તે પસંદ કરું. આ દૃષ્ટિએ મને શ્રી ભાનુપ્રસાદ પંડ્યાનું 'સંભ્રમ' આ અંકમાં ઉત્તમ લાગે છે. માનવની યંત્રવિદ્યાએ, તંત્રવિદ્યાએ માનવને જ છેતર્યો છે. એ માયામાં લુબ્ધ થઈ, વા તેને લાચારીથી વશ થઈ, માનવે પોતાની ચેતનાનું સ્વાભાવિક વતન ગુમાવ્યું છે. કાવ્યની છેલ્લી બે પંક્તિઓ વેધક બની કાવ્યનું રહસ્ય, તેનો ભાવાત્મક ચમત્કાર સ્ફુટ કરે છે:

"આ થોડાંક પંખીઓ પણ
વનવાસે આવ્યાં હશે આ નગરમાં?"

આ નગરમાં ભૂલેચૂકે પંખીઓ હશે તો તેમનો સ્વાભાવિક વાસ છોડી અહીં કાળે પાણીએ આવ્યાં હશે. માણસ પણ અહીં નગરમાં વસ્તુત: જંગલવાસી છે. નિસર્ગનાં સ્ફુરણો અને પ્રવર્તનોને નાગરિક રહેણી, કરણી અને કરામતે ખોયાં છે, વિકૃત કર્યાં છે, વા ભ્રષ્ટ કર્યાં છે.

આધુનિક જીવનને નીરખતા કવિની આ વ્યથા છે. કસબની દૃષ્ટિએ જોઈએ તો 'વનવાસ'ના અણધાર્યા શબ્દપ્રયોગથી, અને 'નગર' અને 'અજગર' શબ્દોના અક્ષરસામ્ય તથા સાન્નિધ્યથી, કાવ્યનો વિષાદભાવ ચમત્કાર બને છે.

કુશળ હશો.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

ગતિ, સંબંધ, પ્રેમ : કેલિડોસ્કોપિક દૃશ્ય ☐ હરીન્દ્ર દવે

ફ્લડલાઇટની છોળ ઉડાડી
આગળ ને પાછળ સરી જતી મોટરો સામે જોઈ
લીલાં વૃક્ષો એકમેકને પૂછે છે—
આ બધાં આમ આગળપાછળ,
ક્યાં ને કેમ જાય છે?

આપણે તો નીચે મૂળમાં ઊતરીએ છીએ,
ઉપર આકાશમાં ગતિ કરીએ છીએ—
આપણે કોઇ ભૂલ તો કરતાં નથી ને!



વર્ષોથી તાપવાની આદત પડી ગઇ છે,
એટલે શિયાળાની રાતે
યાદ આવે છે સગડી
અને અનુભવાય છે એની ઉષ્મા.

ચાદરને થોડી ખેંચી તંગ કરો,
મફલરને કાન પર સજ્જડ વીંટી દો,
ઠરતા જતા હાથ પર પહેરી લો ગરમ મોજાં.

આદતના જોરે જ
સગડી પાસે બેસી ગયા છીએ—
પણ તેના અંગારા પર વળેલી રાખ
હવે ફંફોસતા નહીં.
કદાચ હવે હાથ ન પણ દાઝે.

હોલવાયેલા દીવાને ફૂંક મારી રહેલા, સ્વજન !
હવે એ દઝાડી શકે એમ નથી,
ઉજાળી શકે એમ નથી.
એ તો છે બળેલું રૂ
હથેળીમાં લઇ બારી બહાર હાથ લંબાવી
છેલ્લી ફૂંક મારો :
દીવી ચોખ્ખી થશે
અને બળેલું રૂ પોતાનું ઠેકાણું શોધી લેશે

મને તો યાદ છે
તમે સૌએ મારા મૂળમાં કરેલ જળસિંચન.
મને કદી ફૂલ આવ્યાં હતાં ?
ક્યારેય કદી આવ્યાં હતાં ફળ ?
વસંત આવી હતી ખરી ?

કોઇ સાંભરણ નથી.

નથી આ પાનખરની હવા
કે નથી સુકાયું તમારી ઝારીમાંનું જળ—
પણ શાખાઓમાંથી ઝરી ગયેલાં
પાંદડાંઓએ જ તમારા રસ્તે
રચ્યો છે અંતરાય :

ફૂલ થઈ ડાળી પર ન રહી શક્યા,
તો હવે વજનવિહોણા થઈ

હવાના હાથમાં સુરભિ બની રહેવા
યત્ન કરી જોઈએ.

પાનખરમાં ખાખરાના વૃક્ષ પર
મૂકેલો
કાચા સૂતરનો ધાગો
મને
આ નવી વસંતના
આગમન સાથે જ મળી આવ્યો :
હવે કેમે કર્યું
વસંતે વૃક્ષે વૃક્ષે ઓઢાડેલા
ચીરના વૈભવમાં
મારું મન ઠરતું જ નથી !

મૂળમાં સિંચાયેલા જળને
ડાળી સુધી પહોંચાડી શકું એમ નથી
ત્યારે કોણ કરે છે જળસિંચન ?
સૂર્યના તાપમાં
પાંદડાં પીળાં બની ખરી જાય
એ પહેલાં
કોણ એને ચૂંટી રહ્યું છે ક્ષણે ક્ષણે ?
મને જિવાડવાના પ્રયત્નોના ભરમ વચ્ચેનું
આ મૃત્યુ અસહ્ય છે.
રાનમાં સુકાતા વૃક્ષની માફક
મને કેમ કોઈ મરવા દેતું નથી ?



ભૂલી જાઓ
કે આ વૃક્ષો પાણીમાં ઊગ્યાં છે;
ભૂલી જાઓ

કે શેવાળની આ ગાઢી જાજમ
નીચે પાણી છે;
પગથિયાં પરથી જાજમ પર પગ મૂકો
અને તમે પાણીમાં ગરક થઈ જાઓ
ત્યારે યાદ કરજો
કે તમે પ્રેમ કર્યો હતો.
જે પોતાને પ્રેમ નથી કરતો
એને કોઇ જ પ્રેમ કરતું નથી—
કારણ કે
એને ધિક્કારવાનું શક્ય નથી !
સંબંધ રાનના છોડ જેવો છે
એક ફૂટે છે, પછી બીજો, પછી ત્રીજો.
દરેક તમારી ધરતીમાંથી મ્હોરે છે
તમારા રક્તથી પોષાય છે
છતાં જુદા છે.
જે હવાને સેતુ માને
એ કદાચ આ સૌને એક કરી શકે,
પણ તેઓ હવાને જ જુએ
અને છોડને મૂળમાંથી ઉખેડી નાખે
ત્યારે શું થાય ?
સંબંધ તો રાનના છોડ જેવા છે,
એક વાર મૂળમાંથી ઉખેડો તો
ફરી વાર ફૂટી નીકળતાં વાર ન પણ લાગે.
પંખી માળો બાંધે છે
—માણુસ ઘર.
પ્રાણીઓ નહોરથી વેર લે છે
—માણુસ રચે છે કારાગાર.
પશુપંખીને ઘાસ, પર્ણો અને લોહી ગમે છે,
માણુસને ગમે છે લોહી ને પથ્થર.

પથ્થરના ઘરમાં રહીને
એ પ્રેમ પણ કરે છે:
પ્રેમ એટલે શરીર,
પ્રેમ એટલે સ્વપ્ન,
પ્રેમ એટલે ધુમાડો,
પ્રેમ એટલે આગ....
કોણ કેટલી આગ લગાડી શકે છે એની
સ્પર્ધા ચાલે છે,
કોની મુઠ્ઠીમાં વધારે ધુમાડો આવ્યો
એની ચર્ચા શમતી નથી.
કોની નીંદરમાં વધુ સ્વપ્નો ઝબકયાં
એ સૌ ઉલટથી કહ્યા કરે છે.
સૌ ચૂપ રહે છે
માત્ર શરીરની વાત આગળ,
શરીર એ ઘર છે એટલે,
શરીર એ પથ્થર છે એટલે.



અમદાવાદ-૯, ૨૦ એપ્રિલ '૭૨

'કવિતા'ના ફેબ્રુઆરી '૭૨ અંકમાંથી શ્રેષ્ઠ કાવ્ય શોધી કાઢવાની જવાબદારી તમે મને ભળાવી ને ભોળે ભાવે મેં તે સ્વીકારી ત્યારે મને ખ્યાલ નહોતો આવ્યો કે એ શોધ મારી પોતાની રુચિ શોધવાનું નિમિત્ત બની જશે. જાણે હું કવિતાની મારી સમજની પરીક્ષા આપતો હોઉં એવી મૂંઝવણ અનુભવું છું.

ઉત્તમ કાવ્યની શોધમાં ૨૭મો અંક ફરી ફરી જોઈ જતાં કેટલાં બધાં કાવ્યો મને ગમ્યાં? રમેશ પારેખનાં 'બે ગીત'ની લયસૂઝ, શબ્દલીલા, ગતિશીલતા, તળપદી છટા અને મુગ્ધ અનુભૂતિ—રોમાન્ટિસિઝમ—નાં વખાણ કરું કે કમલ વોરાના 'એક સ્વગતોક્તિ'માંના વાસંતી ડૂસકાની ભાત વખાણું કે પ્રતિરૂપોને શીર્ષાસન કરાવવાની ટેક્નિક પ્રમાણું? કે પછી વિપિન પરીખના 'સૂમસામ રાત'માં યુદ્ધમાં વહેરાતી માનવતાની ચીસ સંભળાય છે તેનો પડઘો પાડું? હજી વધારે દાખલા આપી શકાય, પણ નહીં આપું. તમે આંકેલી મર્યાદાઓ પણ ઓછી ખતરનાક નથી.

પ્રત્યેક કાવ્ય એક સ્વતંત્ર સૃષ્ટિ છે, એક સ્વતંત્ર અનુભૂતિ છે. એક જ કવિનાં ભિન્ન ભિન્ન કાવ્યો પણ હોય છે તો ભિન્ન ભિન્ન સૃષ્ટિઓ જ. અને શ્રેષ્ઠતાનો નિર્ણય તુલના વિના તો કેમ ઉચ્ચારી શકાય? પણ તુલનાનો માનદંડ કયો? સમગ્ર અસરની ગહરાઈ એ જ તો કાવ્ય પરત્વે તુલનાનો વિષય બની શકે. રુચિની વૈયક્તિકતાનું અને ભાવકના રસાધિકારનું આ કેવડું મોટું સાહસ? કેવડું મોટું જોખમ?

પણ એ જોખમ ખેડીને પણ ૨૭મા અંકમાંના શ્રી હરીન્દ્ર દવેના કાવ્ય 'ગતિ, સંબંધ, પ્રેમ: કેલિડોસ્કોપિક દૃશ્ય'ના કંઠમાં વરમાળા આરોપું છું. અન્ય કાવ્યોની ન્યૂનતા ચીંધવાની લગીર પણ ચેષ્ટા કર્યા વિના ૨૭મા અંકમાંનાં જે ઉત્તમ કાવ્યો છે તે સર્વની વિશેષતાઓનો સમવાય મને આ કાવ્યમાં દેખાયો છે. ટેક્નિકની નવીનતામાં, ચિન્તનની મૌલિકતા અને તીક્ષ્ણતામાં, પ્રતિભાવોની વક્રતામાં, સંવેદનની તીવ્રતામાં અને અભિવ્યક્તિની બળકટતામાં આ કાવ્ય અંકમાંના કોઈ પણ કાવ્યની સાથે હોડમાં મૂકી શકાય એવું છે.

પહેલી આઠ પંક્તિઓ જ કાવ્યના મધ્ય વહેણમાં તાણી જાય છે, અને આખા કાવ્યનો સંદર્ભ પણ રચી આપે છે. માનવ સંસ્કૃતિની વિકાસયાત્રાની દિશાભૂલ—ગતિમયતાની જડતા સૂચવનારો મર્માળો પણ વિવેકી પ્રશ્ન કુદરત સાથે મેળમાં રહી વિકસતાં 'લીલાં' વૃક્ષો પાસે કવિએ પુછાવ્યો છે.

આપણે તો નીચે મૂળમાં ઊતરીએ છીએ,
ઉપર આકાશમાં ગતિ કરીએ છીએ—
આપણે કોઈ ભૂલ તો કરતાં નથી ને?

વિકાસનો મહાનિયમ—નિજત્વમાંથી પોષણ મેળવવાનો—સૂચવીને કવિ બીજી વ્યર્થતાઓ તરફ વળ્યા છે.

આમ જો કે આ સુદીર્ઘ કાવ્યના ખંડો ઉપલક દૃષ્ટિએ અસંબદ્ધ લાગે – દૃશ્યો કેલિડોસ્કોપિક છે ને?—તો પણ અસ્તિત્વ અને સાર્થ જીવનની ભેદરેખા ઉપર તે એવી રીતે સંધાઈ જાય છે કે આખું કાવ્ય તત્ત્વજ્ઞાનનો મહાપ્રશ્ન બની રહે છે. (વિસ્મયનો નહીં તેટલો વેદનાનો.) આટલી પરોક્ષ બોધાત્મકતા મને અંગત રીતે આકર્ષક લાગી છે.

અછાંદસ આધુનિકતા ચારુતાને નહીં એટલી વેદનાને ઉપાસે છે. વાંક આધુનિક સંસ્કૃતિનો હશે. પણ ગેય, છાંદસ અને અછાંદસ કવિતાએ જાણે પોતપોતાનું ભાવજગત જુદું તારવી લીધું હોય એમ લાગે છે. આદેશાત્મક વક્રોક્તિનો નાટ્યગુણ દાખવી વેદના વ્યક્ત કરવાની રીતિ આ કાવ્યમાં પણ જળવાઈ છે.

કાવ્યનું વિવરણ એ મારું ઉદ્દિષ્ટ નથી, એટલે આ કાવ્યની શ્રેષ્ઠતા મારા મનમાં વસે છે એટલું કહીને અત્યારે તો વિરમું છું.

યશવન્ત શુક્લ

આ ઝાકઝમાળ ભરી નગરીના સૂના ભમ્મરિયા ઘાટે
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

રંગીન બજારેથી આવી આ ડોલી જે કિનખાબ તણી
ને બે'ક વળીમાં બંધાઇ સ્વારી સસ્તા અસબાબ તણી
જે ખૂબ અહીં ખોલી તે ગઠડી, હાય, હતી શું ખ્વાબ તણી ?
કયાં ઊડી પૂતળી પવનતણી થઇ રાખ પવનને સૂસવાટે
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે

ને એમ છતાં ભડકે બળતા આ ઘાટે માથું કેમ ઢળે ?
આ છેલ્લી હાર સ્વીકારીને બસ પગલાં પાછાં કેમ વળે ?
ઓ પાગલ કોઇ સાદ કરો ! સામેથી સાદ કદાચ મળે
પણ કોણ જવાબ રહે માગી, જે મેળવવા માથા સાટે
જે ચીજ તમારે માટે છે, તે ચીજ રહી મારે માટે.

મારાં પગલાં પાછાં આવ્યાં છે, જેને આજ વળાવીને
એ કેમ કહું શી વાત કરે છે મારી આગળ આવીને
ને ભમ્મરિયા સૂના ઘાટે પણ જૂની મૌજ મચાવીને
ફૂલ અદીઠાં આપે છે ને પ્રાણ ભરે છે પમરાટે
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

કવિતા-૨૮નાં કાવ્યો બે વાર વાંચી ગયો છું. મકરંદ દવેની રચનાને ઇનામ આપો. એ કૃતિ કયાંય ખોડંગાતી નથી. કવિએ પોતાનો અનુભવ ઉમળકાથી વહેંચ્યો છે. હકાર પણ સ્ફૂર્તિલો બન્યો છે, અને લયનાં આ પ્રકારનાં દઢબંધ આવર્તનોમાં મકરંદે વારંવાર કામ કર્યું છે.

રઘુવીર ચૌધરી

સત્ય ☐ વિપિન પરીખ

હું ત્યારે ફરતો હતો આકાશમાં
મુક્ત મને
અને તું જોતી હતી સ્વપ્ન :
"એક શિશુના ગુલાબી ગાલ ઉપર
વરસાવતી હતી તારું હેત.
નાની નાની કીકીઓમાં મૂકતી હતી
તારા શૈશવનાં ગીત.
વિચારતી હતી : કોણ હશે એ?
સુજાતા કે સિદ્ધાર્થ?
સોનાલી કે શિરીષ?
કેવો હશે?–પપ્પા જેવો,
મમ્મી જેવો?
ઊનના દોરા વડે
તું ગૂંથતી હતી કોનું નામ?
એ દોડીને સંતાઈ જતો
ને તું
જાણે અચાનક મૂંઝાઈ જતી
ને બૂમ પાડતી 'ક્યાં છે તું?'"

હું એ જ છું
એ જ, તારા સ્વપ્નનો શિશુ.
તને ગભરાયેલી જોઈને દોડી આવ્યો
ને તારા હોઠ ઉપર
નામ થઈને છવાઈ ગયો.
તેં મને કેટલે દૂરથી બોલાવ્યો, મા?

'કવિતા'ના ૨૯મા (જૂન ૧૯૭૨) અંકમાં મને વિપિન પરીખનું કાવ્ય 'સત્ય' ખૂબ ગમી ગયું. એનાં આવાં કેટલાંક અછાંદસ કાવ્યો ગદ્યને અતિક્રમીને જાણે ગીતનો લય ધારણ કરી દે છે: They are songs in prose! શબ્દ અને અર્થની સાથે લયની સુસંવાદિતાનું—ના, એ ત્રણેયના ઐક્યનું—એ પરિણામ હોઈ શકે!

...અને એની અંતિમ પંક્તિ તો કેટકેટલા સંવેદનસંદર્ભો જગાડી જાય છે—કેવડું મોટું ભાવવિશ્વ પ્રકટ કરી જાય છે!

આ અંકના પારિતોષિક માટે વિપિનના આ 'સત્ય' કાવ્યની ભલામણ કરું છું.

યશવન્તનો પ્રિયકાન્ત પરનો પત્ર એક અવિસ્મરણીય કાવ્ય બની ગયો છે—એને જાણ્યા–અનુભવ્યા પછી નિરાશ્રુ જાગવું જ પડે! ભાવભક્તિની મધુરિમા હજીયે મુકુંદ પારાશર્યના 'સંબોધન હરિને' જેવા ગીતમાં મધ્યકાલીન કાવ્યબાનીના પરિવેશથી છલકાયા કરે એ કેવી સ-રસ ઘટના છે!

—'કવિતા'ના આ અંકે પણ નિર્ણાયકની કસોટી કરવામાં બાકી નથી રાખી!!

રમેશ જાની

# લાખા સરખી વારતા ☐ રમેશ પારેખ

કોઈ કોઈ વાર
હજી કોઈ કોઈ વાર
ઓ રે લાખા વણઝારા....ભાળું તારી વણઝાર....

☆

કોઇ ઓછું ઓછું થઈ બોલી ઊઠ્યું હોય, 'આવ'...
—એવું રૂપલું તળાવ
અને વ્હાલથી વશેકું જળ લળક લળક
કને જટાજૂટ ઝાડ
તળે ઘંટડીથી હીચોહીચ પોઠના પડાવ
(લે....અવાવરુ નગારે પડ્યા દાંડીઓના ઘાવ)
સાવ થંભી ગયા ચડતા ને ઊતરવા દાવ
અરે, હું ને મારા ભેરુ
અહા .... શંકરનું દ્હેરું
અને ધજા
અને આંખો
અને કુંજડીની હાર
અને ટીટોડીનાં ઈંડાં
અને મૂઠીમાં હાઉક....મારું ગભરુ પતંગિયું
ને ગામ સીમ કેડા
બધી વાત બધા છેડા
જાદુમંતરથી છૂ....લાખો વણઝારો બની ગયાં

☆

ઘંટડીથી હીચોહીચ પોઠના પડાવ
તંબૂ ઊંટ તંબૂ બકરી ને રાવટીનું ઝુંડ
બેસે ઊઠે બેસે જાય
મ્હોરે ખરીઓની ગંધ
મ્હોરે શિંગડીની ગંધ

મ્હોરે ઘંટડીની ગંધ
ખૂલે સળ પછી સળ
જાણે ઊઘડે કમળ
બધું વહે ખળખળ
મન વહે મનઢાળાં
અને અલ્લલલ વાગે કોડી–શંખલાની માળા
વણઝારીઓનું ઝુંડ ઘૂમે ઘમ્મર ઘમ્મર
અરે, ખોબેખોબે અબીલગુલાલ જેવી
સરરર ઓઢણીઓ ઊડે
ઝૂલે કમ્મખામાં આભલામાં
આખી વણઝાર
—ભર્યો
સોળે શણગાર
પણ
પડયો એનો વાંકોચૂકો અઢળક ભાર
ઝીણું પવનમાં ઝાંઝરીનું સેંજળ તળાવ
અરે, હફળક થઇ એમાં ડૂબ્યો રે પડાવ
ડૂબ્યું રૂપલું તળાવ
બધું ક્યાંય નહીં સાવ....
માથે ધીમાંધીમાં ઘંટડીનાં પોયણાંઓ તરે
માથે ધીમાંધીમાં ઘંટડીનાં પોયણાંઓ તરે
માથે ધીમાંધીમાં ઘંટડી –
એ....હફળક ઝાંઝરીને કાંઠે હુંય લપસ્યો
ને....

☆

કોણ જાણે ક્યારે પછી નીકળ્યો હું બ્હાર
ઝીણું ઝાંઝરીનું ઘેન....
એક ભારઝલ્લી પાળ ગાંડીછોળકાર તૂટે

આવા દેશવટા જેવા તંબૂ-રાવટીમાં બોલ,
લાખા, કોની છબી ટાંગશું ?

☆

લાવ, હું ઉડાડું તારા કાગ, હો પદમણી
લાવ, હું ઉડાડું તારા કાગ જી
કાંકરી ફંગોળ્યે નહીં તાગ, હો પદમણી
નજરું ફેંકો તો આવે તાગ જી

☆

આપું આપું જોડબંધ મોરલા, પદમણી
આપું તને જોડબંધ મોર જી
ટોડલે કરાવો મોરબેઅણાં, પદમણી
તોરણે બંધાવો કલશોર જી

☆

જેવડી ભીનાશ મારી ખોઈ મેં, પદમણી
જેવડી ભીનાશ ક્યાંક ખોઈ મેં
એવડું ચોમાસું તને જોઈ મેં, પદમણી
એવડું ચોમાસું તને જોઈ મે

☆

કાગા રે કાગા હો, તારી ચાંચ....

હું તો સોનેરી મોતેરીએ મઢાવું રે મઢાવું, કાગારાજ....
કાગા રે કાગા હો, તારાં વેણ....
હું તો વેણુલાંને છાતીએ જડાવું રે જડાવું, કાગારાજ ... ...

☆

ઊભી રે ઊભી રે હું તો ઊભવાને લાગી
કેડી રે કંડારો, માણારાજ
હાલોને આપણ સાચુકલું હાલીએ
ઝાંખી રે ઝાંખી રે હું તો ઝખવાતી ચાલી
અમને સંકારો, માણારાજ
હાલોને, હાથ હાથમાં ઝાલીએ

☆

ફર્ર પાળેલું પોપટ વનરાઈ ભણી છૂટે.
ક્યાંક આઘે....આઘે....આઘે....

☆

.... મારા ઉપડયા પડાવ
પછી ક્યારે મારી વણઝાર હાશભેર અટકી
ને ક્યારે દીઠું સાચુકલું અમરેલી ગામ....
અરે, ગામ મારાં ઊંટ અને બકરીની જેટલું જ
કોણ જાણે શાથી એવું કાલું-વ્હાલું લાગ્યું
એવું કાલું-વ્હાલું લાગ્યું....
નદી મંગળાની કેડીએ
લટારતો લટારતો હું લાખો વણઝારો
રાણા ભાવજીના અબરખમ્હેલ કને પૂગું
આહા....અધ્ધધધ મ્હેલ....
ઊંચે સાતમે ઝરૂખે કાંઈ કાગને ઉડાડતી
મેં રૂપરૂપઅંબાવરી પદમણીને જોઈ....

☆

ખમ્મા, દૂધમલ આંખે મને લાલઘૂમ દોરો ફૂટયો
ખમ્મા, ખમ્મા, બરછટ મરદાઇ ફૂટી
લાવ, બરછીકટારીઓથી મુઠ્ઠી ભરી લઉં
કસું ફાટફાટ તોડે છાતીફાટ
બાપો બાપો...
તોડે મને તોડે છાતી ફાટફાટ
બાપો બાપો....
બોલો, મારા દાદા, બોલો, કિયાં વેર વાળું ?
બોલો, કિયાં વેર વાળું ?

☆

આખ્ખા સૂરજનો તાપ મને એકલાને લાગે

☆

સૂના રે માળાનો શણગાર
પંખી કેરું આવવું રે લાગે....
એવું એવું કોડિયા મોઝાર
દીવાનું અંજવાસવું રે લાગે....

☆

કે લીલો હલબલ હલબલ મોલ
કે બાજરી ઝુલ્લે ને ઝૂલતી જાય
કે અનરાધારે ને વાયરો વાય
કે પાંદડીએ પાંદડીએ દીવડા થાય

☆

ઊડ ઊડ આમ એક સમળી રે આવી
ને સમળી બેઠી છે મારી ડાળીએ હોજી
ડાળીએ નમ્યા રે અમે ચારચાર આંખ
પાન ડામરીનાં ઊઘડતાં ભાળીએ હોજી

☆

ઊડી ઊડી જાવ, તમે સમળી સુજાણ....
કાંઇ થથરે બણુકાં મારાં બાવડાં હોજી
હફ્ળક દઇ તારી મરડાશે ડોક
તમે સાવરે આવાં ને અમે આવડા હોજી

☆

સમળીરાણી તો ખીખી હસે, જેય બોલો
આમ ન ખસે કે તેમ ખસે, જેય બોલો,
સમળી રાણી તો શેષનાગ, જેય બોલો
મૂંછનો કે પૂંછનો ન તાગ, જેય બોલો
સમળીનું સત દોમદોમ, જેય બોલો
સમળી તો શણગટ ૐ, જેય બોલો

☆

આમ રે જોવાનું મને મંન હો રે વણઝારા
તેમ રે જોવાનું મને મંન હો રે લોલ

ફડફડ આંખ મોરી ઊડી ઊડી જાય
જેમ ઝાડવેથી ઊડતો પવંન હો રે લોલ

☆

સોનેરી મોતેરી રૂડો સમળીનો વાન
એની કાંચળી પ્હેર્યાના મને ભાવ હો રે લોલ
સાબદાં રે તાણો તમે તીર તતકાળ
વીર સમળી વિદારવાને જાવ હો રે લોલ

☆

સમળી તો વીંધી ન વીંધાય, હો પદમણી
સમળી ઝલાય નહીં હાથમાં
સમળી ઘેઘૂરઘટ વંન, હો પદમણી
સમળી ન આવે કાંઈ બાથમાં,

સમળીની સાત લાખ પાંખ, હો પદમણી
સાત લાખ પાંખમાં ઉગામવું
એક રે જોઉં તો બીજું સેકડો ન જોઉં
એવા આંધળાપણાને કેમ ડામવુ ?

હાથ ના ઉગામ્યે હાથ બટકે, પદમણી
વણ રે ઉપાડયે પગ ચાલતા
તરણું ઝીલું તે ભાર લાગતો, પદમણી
પથ્થરા વાવું તો રહે ફાલતા

હાલો રે હાલો રે આ તો સમળીનાં રાજ
અહીં સમળીઓ સૂપડે વીંઝાય છે
સમળી રે ઊગે અને આથમે, પદમણી
સમળીની દાંડીઓ પીટાય છે

☆

સોનેરી મોતેરી રૂડો સમળીનો વાન
એની કાંચળી પ્હેર્યાના મને ભાવ હો રે લોલ
સાબદાં રે તાણો તમે તીર તતકાળ

તમે સમળી મારીને વીર થાવ હો રે લોલ

☆

સમળીની સાત લાખ પાંખ, હો પદમણી

☆

સમળી તો બાંધી ન બંધાય, હો પદમણી

☆

વીર, સમળી વિદારવાને જાવ, હો રે લોલ

☆

હાથ ના ઉગામ્યે હાથ બટકે, પદમણી....

☆

તમે સમળી મારીને વીર થાવ, હો રે લોલ

☆

હાલો રે હાલો રે આ તો સમળીનાં રાજ

☆

તમે સમળી મારીને વીર થાવ હો રે લોલ

☆

હાકલ પડતા
મૂછવળ ચડતા
જુદ્ધઝપાટા ગડગડતા
ભૂંગળ ગાજી
સાવઝ બાજી
તીરકંદાજી ખડખડતા
ગડગડ ખડખડ
ગડગડ ખડખડ
ગડગડ ખડખડ તડતડતા

☆

પછી તીર અને સમળી
ને તીર અને સમળી
ને સમળીનાં જોરબંધ જુદ્ધ રે ખેલાય....

☆

પછી જુદ્ધ રે ખેલાય

☆

હજી જુદ્ધ રે ખેલાય....

☆

વળી જુદ્ધ રે ખેલાય....

☆

તીર વાંકાં વળી જાય
વાંકાં વળી જાય તીર
કરે કેસરિયા વીર
ઊડી ઘૂઘરાંની લીર
ઊડી આંગળીની લીર
ઊડી બાવડાંની લીર
ઊડી થોભિયાંની લીર
ઊડી પાંસળીની લીર

☆

એક ઝાટકે વઢાઈ ગયું બેસવું....
વઢાઈ ગયું ઊભવું
વઢાઈ ગયું ઝૂઝવું
વઢાઈ ગયું ચીસવું
વઢાઈ એક ઝાટકે ભીંઢળબંધ છાતીયું
જનોઈવઢ ઝાટકે વઢાઈ ગયાં મોડબંધ વેણ....

☆

લોહીબંબોળો બંબોળો
લોહીબંબોળો બંબોળો

☆

પીવો, ધ્રાપી ધ્રાપી બંબોળ કે સમળી જગદંબા
તારો ચાંદલો રાતોચોળ કે સમળી જગદંબા
પીવો, બતરીસા અવતાર કે સમળી જગદંબા
પીવો, ઓરતા અનરાધાર કે સમળી જગદંબા

☆

વીર કાચી રે કરચથી કપાણો હાયહાય
વીર ઊભી રે બજારમાં મરાણો હાયહાય
વીર વંશ રે પુરુષ કેરો બેટો હાયહાય
વીર હાથપગધડનો ત્રિભેટો હાયહાય
વીર કાગળપતરમાં લખાશે હાયહાય
વીર વારતામાં ફૂમકે ગૂંથાશે હાયહાય

☆

વીર અડધો મર્યો ને આખો પાળિયો ખોડાય
વીર અડધો મર્યો ને આખી ચૂડિયું ફોડાય
વીર અડધો મર્યો ને આખી છાતીયું કૂટાય
વીર અડધો મર્યો ને આખી છાવણી રંડાય

☆

જાણે કોણ ક્યારે ક્યાંથી મારા ઊપડ્યા પડાવ
જાણે કોણ ક્યારે ક્યાંથી
દડમજલ મજલ
દડમજલ મજલ
દડમજલ મજલ ચલ, જીતવા...

☆

વીંછી ચડિયો હોય તો એનો થાય ઉતાર
આ તો વણઝારુંનો ભાર, એને કેમ ઉતારું કાંધથી?

☆

પાંપણ તો લચકો થઈ ને હાથ બન્યો ખંડેર
તલવાર્યુંની પેર, હવે ઝાંઝર વાગે ઝાટકા

☆

લાખા સરખી વારતા ને રૂંવેરૂંવે મોર
ફાગણ આઠે પ્હોર, તમે જીવમાં રોપ્યો, જીતવા....

☆

કોણ વછોયું કોણથી ને વચમાં ઊભું વન
છેતરતાં લોચન, હવે એકબીજાંને એકલાં....

☆

જેવડી ભીનાશ મારી ખોઈ મેં, પદમણી
જેવડી ભીનાશ મારી ખોઈ મેં
એવડું ચોમાસું ક્યાંક જોઈ મેં, પદમણી
એવડું ચોમાસું તને જોઈ મેં....

☆

જેટલું રે આઘું આઘું રડવાનું સુખ
એટલું ય યાદ ના પદમણીનું મુખ

☆

કોઇ કોઇ વાર
હજી કોઇ કોઈ વાર
ઓ રે લાખા વણઝારા....



તમારા સદ્‌ભાવ માટે ઘણો આભારી છું. 'કવિતા-૩૦' માંથી ઉત્તમ કાવ્યની પસંદગી મને વિકટ લાગી નથી. શ્રી રમેશ પારેખ કૃત 'લાખા સરખી વારતા'ને હું ઉત્તમ અને પુરસ્કારને પાત્ર ઠરાવું છું, એમાં સૌ સહૃદયોનો ટેકો મળી રહેશે એમાં મને શંકા નથી. એ કાવ્યમાં આકાર લેતો અતીત અને આદિ અને અન્તમાં થતું વર્તમાન જોડેનું એનું અનુસંધાન: સતૃષ્ણ (wistful) કલ્પનાનો એમાંનો રમ્ય ચગાવ અને વિલાસ: લાખા વણઝારા જોડે કવિએ એ કલ્પના વિહારમાં સાધેલબી તદ્રૂપતાની રોમેન્ટિક અનુભૂતિ: રોમેન્ટિક દિવાસ્વપ્ન શી એ અનુભૂતિ સાથે વર્તમાનની એને ડુબાડી ન દેતી, ઊલટાની એનો કેફ઼ ઘેરો બનાવતી લકીરો: શબ્દ અને સપ્રાણ કલ્પનાના બળે એમાં આલેખાતાં પ્રાકૃતિક + જાનપદિક પશ્ચાદ્‌ભૂ અને પોઠનાં સજીવ ચિત્રો: એમાંની આંતર કર્ણેન્દ્રિલયને સંતૃપ્તિકર આનંદ આપતી વિવિધ લયોની છાકમછોળ: એમાંના 'હફ઼ળક', 'ધાંટડીનાં પોયણાં', 'અનરાધાર વાયરો', 'અનરાધાર ઓરતા', 'મીંઢળબાંધ છાતીયું', 'મોડબંધ વેણ', 'મનઢાળાં', 'બાપો બાપો', 'ખમ્મા 'ખમ્મા', 'દોમ દોમ', 'હાથપગધડનો ત્રિભેટો': જેવા શબ્દપ્રયોગોમાં વરતાતી બલવંતી તાજગી: એમાંનાં 'પદમણી' અને 'સમળી'નાં પ્રતીક: 'કે લીલો ... દીવડા થાય' એ બાજરીના મોલનું સાક્ષાત્કારક કાવ્યપૂર્ણ વર્ણન તથા સમળી સાથેના લાખાના અસમાન જુદ્ધનું ને તેના અન્તનું ચારણી કડખેદ અને મરશિયા - ગાયકને શરમાવે એવું નાદવૈભવનું નિરૂપણ: અન્તનું સ્વપ્નવિલોપન કે સ્મૃતિવિલોપન અને 'આ તો વણઝારનો ભાર, એને કેમ ઉતારું કાંધથી?' જેવા નવો લયોન્મેષ દાખવતા સોરઠામાંનું તથા તે પછીના 'પદમણી'-ને થતા સંબોધનમાંનું સકરુણ વર્તમાન - ચિત્ર આ બધું આ કાવ્યકૃતિના આસ્વાદને એક સ્મરણીય આનંદાનુભવ બનાવી રહે છે. કવિને મારો હાર્દિક ધન્યવાદ (ગુજરાતી અર્થમાં) પહોંચાડશો.

તમને અને 'કવિતા'ને કુશળતા ઇચ્છતો. **અનંતરાય રાવળ**

વેરાન — જયન્ત પાઠક

બાર વરસને અંતે જોયું ગામ
—અને નવું પડયું છે નામ!—
આંગણામાં ઊભેલો વગડો
ઊગમણી પા ટેકરીઓની સોડે
પાછે પગલે દોડે;
દોડે સાથે કલરવમાળા,
સૂરજિયા અંધારા સાથે પડછાયા પગપાળા;
ધુંગામાં સૂતાંતાં તે સૌ શિયાળ કયાં છે!
કયાં છે પેલા સાપલિસોટા ચટાપટાળા!
રાનબિલ્લાડાના ડોળામાં ફરતાં તેજકુંડાળાં કયાં છે!
રેતકાંકરા પાછળ મૂકી વહી ગયા રે વ્હેળા;
છંછેડેલા મધપૂડાની
લાખ લાખ માખોના કયાં રે
એ કોલાહલમેળા!
કઠિયારાની કુહાડીના ટચકા કાને પડે
કડડડ કરતાં વૃક્ષ સામટાં પડે
ખરખર મારાં ખરી રહ્યાં છે પાન;
ખરખર ખરી રહ્યાં છે ગાન;
હર્યુંભર્યું (હું) રાન
હવે વેરાન!

'કવિતા – ૩૧'માંથી ઉત્તમ કાવ્યની પસંદગી કરવાનું કાર્ય મને સોંપ્યું તે સદ્ભાવ માટે હું તમારો ખૂબ આભારી છું.

તમે સોંપેલા કાર્યે મારે માટે થોડીક રમ્ય મૂંઝવણ ઊભી કરી છે: ગાંધી યુગની કવિતાથી ઘડાયેલી મારી કાવ્યાભિરુચિ આ કાર્ય કરવામાં અદષ્ટ ભાગ તો નહિ ભજવે ને? તો બીજી બાજુથી, 'કવિતા'માંનાં વિવિધ રુચિવાળાં કાવ્યોનો આ નિમિત્તે તુલનાત્મક અભ્યાસ કરવાનો મોકો મળશે તેનો આનંદ પણ ઓછો નથી. વળી, એમ પણ થાય છે કે ભલેને કવિતાની ટેક્નિક ગમે તે યુગની હોય, પણ અન્તે આસ્વાદ તો કાવ્યરસમાંથી જ લેવાનો છે ને? એમ ન હોત તો 'કવિતા' માં અનેક વાર મળી આવતી અછાંદસ રચનાઓનું સૌંદર્ય કેમ માણી શકત?

હવે મૂળ વાત ઉપર આવું. આ અંકમાં શ્રી જયન્ત પાઠકનું 'વેરાન' મને ઉત્તમ કાવ્ય લાગ્યું છે. આ કાવ્ય તેનાં ઇન્દ્રિય-પ્રત્યક્ષ કલ્પનને કારણે મારા ચિત્તમાં અને હૃદયમાં વસી ગયું છે. બાર વરસે ફરી પાછું ગામ જવાનું થાય છે. બધું સુધરી (!) ગયું છે. સુધરેલા ગામનું નામ પણ બદલાઈ ગયું છે, પણ કવિની સ્મૃતિમાં જળવાયેલું જૂનું ગામ આ કાવ્યમાં સજીવ થઈ ઊઠે છે: આંગણામાં ઊભેલો વગડો ઊગમણી પા ટેકરીઓની સોડે પાછે પગલે દોડે છે અને કલરવ કરતા માળા પણ સૂરજિયા અંધારા સાથે પગપાળા દોડે છે. આ ઉપરાંત, શિયાળ, સાપ, રાનબિલાડા વગેરેના ઉલ્લેખથી વન્યશોભાનો વૈભવ પણ કેવી તાદશ્યતા સર્જે છે! પણ હવે તો —

રેત – કાંકરા પાછળ મૂકી વહી ગયા રે વ્હેળા.

આ એક જ ધ્વનિભર કલ્પનથી કવિ કેટલું કહી જાય છે!

વળી, 'ખરખર મારાં ખરી રહ્યાં છે પાન'થી 'કડડડ કરતાં પડી જતાં વૃક્ષો'નું દશ્ય કેવું સુરેખ આપણી નજર સામે ખડું થાય છે! આ વર્ણનને કવિ સેન્દ્રિય આત્માનુભૂતિના સ્તર સુધી ઊંચકી લઈ જઈ શક્યા છે. છેવટે,

હર્યુંભર્યું (હું) રાન હવે વેરાન!

પંક્તિમાં શબ્દલય અને વ્યંજક અર્થ કેવા સંવાદી બની ગયા છે! રાન તેની હૃદયસ્પર્શી વેદના ભરીને આપણી પાસે વ્યક્ત કરતું હોય તેમ આ પંક્તિઓ અનેક વાર આપણા કાનમાં ગુંજ્યા કરે છે... ગુંજ્યા જ કરે છે. કાવ્ય વાંચીને બેસીએ ત્યાર પછી પણ તેના પડઘા સંભળાયા કરે છે.

'કવિતા' ગુજરાતના કાવ્યસ્રોતને સજીવ રીતે વહેવડાવી રહ્યું છે તે માટે તેને અને તમને અભિનંદન આપ્યા વિના રહી શકતો નથી.

અમૃતલાલ યાજ્ઞિક

તું ઇદ્રાકિદ્રા છોડ ☐ રમેશ પારેખ

અરે,
આમ નજરના ફેરવી લેવાથી
પાસેનું હોય તેને
થોડું જ પરાયું બનાવી શકાય છે?

એવું ખરું કે
હું ઘડીક હોઉં
ઘડીક ન યે હોઉં
પણ ઘડીકમાં ચોરપગલે તારી શય્યામાં સળ થઈ બેસી જાઉં
કે તારા કંઠમાં ધીમું ધીમું ગીત બની આવી ચડું
કે નીંદરની જેમ ઊડી યે જાઉં ...

હું કોઇ નક્કી નહીં હોઉં.

તારા પુસ્તકનું સત્યાવીશમું પાનું હોઇશ
તું ચાલે તે રસ્તો હોઇશ.
તારા ખુલ્લા કેશમાં ફરતી હવા હોઇશ

ક્યારેક રીસે ભરાઉં તો
તું મને સાંભરે પણ હું તો તારી યાદમાં જ ન આવું
છબીમાં હોઉં પણ તારી સામે ન જ હસું.
ક્યારેક જૂની પેટીમાં છુપાવેલ મારો કોઇ પત્ર બની
હું અચાનક જડું ને તને રડાવી ય દઉં, હાં ....

પણ અંતે તો સોનલ,
તું છે કેલિડોસ્કોપ
અને હું છું તારું બદલાતું દૃશ્ય

આપણે અરસપરસ છીએ.
નિડરતાનો કોઇ સવાલ જ ક્યાં રહે છે?
બસ, આપણે તો અરસપરસ છીએ

તારાં સ્તનનો ગૌર વળાંક હું છું
તારી હથેળીમાં ભાગ્યની રેખા હું છું
તારા અરીસામાં દેખાતું પ્રતિબિંબ હું છું
તારી સકળ સુંદરતા બની તને ભેટી જ પડયો છું
તારું સકળ સોનલપણું જ હું છું, લે...
અને તારે મારો ઇન્કાર કરવો છે?
એ પ્રયત્ન કરી જો.
દરિયા વચ્ચે બેસીને કોઇ દરિયાનો ઇનકાર કરે
તો દરિયો દરિયો મટી જાય છે?

તને હું બહુ કનડું છું, કેમ?
શું કરું?
પ્રેમ સિવાય મારા માટે બધ્ધું જ દુષ્કર છે—
તું જ કહે
તને ન ચહું તો હું શું કરું?

આપણે એક જાળમાં સપડાયેલાં બે માછલાં છીએ?
એક શરીરની બે આંખ છીએ?
મને તો ખબર જ પડતી નથી.
એક વાર તું જ કહેતી હતી કે
તું દરિયો છે ને હું તારું પાણી છું,
તું આકાશ છે ને હું તારો વિસ્તાર છું.

આ તું અને હુંના ટંટા પણ શા માટે?
અરે....રે.
તું સાવ બુધ્ધુ જ રહી.
આંખો મીંચીને રમીએ તેને સંતાકૂકડી કહેવાય
કંઇ 'જુદાઇ' ન કહેવાય.
ચાલ, ઇફ્ફાકિફ્ફા છોડ,
અને કહી દે કે, હું હારી....

'કવિતા' ના આ ૯૨મા અંકમાંથી ઉત્તમ કવિતા શોધી આપવાનું કામ મને સોંપ્યું તે માટે આભાર. તે નિમિત્તે કેટલી બધી સરસ સરસ કવિતાઓ વિશેષ ધ્યાન-પૂર્વક વાંચવાનું બની શક્યું!

બધી જ કવિતાઓ વાંચી ગયો. કેટલીક ખરેખર સરસ છે. પણ મને સહુથી વધારે સરસ કવિતા રમેશ પારેખની 'તું ઈટ્ટાકિટ્ટા છોડ' લાગી છે. મને લાગે છે કે લાંબા સમય સુધી એ કાવ્ય મારી સાથે રહેશે.

સાદું, સીધું, સરળ કાવ્ય છે. તેમાં કશુંય અટપટું નથી, કશુંય ન સમજાય તેવું નથી અને છતાં પંક્તિએ પંક્તિએ તેમાંથી કવિતા પ્રગટે છે. કીટ્સે કહ્યું હતું ને કે "ડાળીઓને પર્ણ આવે તેમ કવિને કાવ્ય સ્ફૂરે છે" તેમ.

વાત તો હરહમેશની છે — હમેશાં બધાયનાં જીવનમાં બનતી. કંઈક બન્યું છે, ને પ્રેમીઓ – પતિપત્ની જ હશે–માંથી પત્નીએ અબોલા લીધા છે, ઈટ્ટાકિટ્ટા કર્યા છે. ઉક્તિ આખીયે પુરુષની છે એ ઈટ્ટાકિટ્ટા છોડાવવા માટેની. ટકે નહિ ઈટ્ટાકિટ્ટા આપણી વચ્ચે, સોનલ. એ કહે છે, કેમ કે, તારું સકળ સોનલપણું જ હું છું, લે. કાવ્યની શરૂ-આતમાં જ એ પૂછે છે:

> આમ નજરના ફેરવી લેવાથી
> પાસેનું હોય તેને
> થોડું જ પરાયું બનાવી શકાય છે?

ને સોનલ બિચારી એમ એને પરાયો બનાવવા જાય તોયે ક્યાંથી ફાવે? આ ભાઈનું તે કંઈ નક્કી છે? એ તો ગમે તે હોય. એ જ કહે છે ને કે,

> હું કાંઈ નક્કી નહિ હોઉં.
> તારા પુસ્તકનું સત્યાવીશમું પાનું હોઈશ.
> તું ચાલે તો રસ્તો હોઈશ.
> તારા ખુલ્લા કેશમાં ફરતી હવા હોઈશ.

આ કાવ્યમાં ક્યાંય પ્રતીકો ને કલ્પનો ને એવી બધી આળપંપાળ શોધવા માટે ખોળંખોળા કરવાની જરૂર નથી. આખું કાવ્ય જ એક જીવન છે — લયબદ્ધ, પ્રેમમય જીવન. એ જીવનમાં આ પુરુષનો અહમ્ વાગે નહિ એવી મીઠાશથી, વ્યક્ત થાય છે, માત્ર પુરુષ સિવાય કોણ કહી શકે કે

> તું સાવ બુદ્ધુ જ રહી?

ને પછી બ્રહ્મવાક્ય ઉચ્ચારે,

> આંખો મીંચીને રમીએ તેને સંતાકુકડી કહેવાય
> કંઈ 'જુદાઈ' ન કહેવાય.

ને વળી આવો હુકમ પણ એ જ કરી શકે

> ચાલ ઈટ્ટાકિટ્ટા છોડ
> અને કહી દે કે, હું હારી.

આપણને ખાતરી છે કે સોનલ કહેશે જ, 'હારી રે ભાઈ, હારી. સાડી સાતસો વાર હારી.' એની એ હાર એ કવિતાનો, જીવનનો, પ્રણયનો વિજય હશે.

ગુલાબદાસ બ્રોકર

## પછી વાત ☐ રઘુવીર ચૌધરી

સંધ્યાની આભા લોપીને
ઊપસી આવતાં વાદળ
ક્ષિતિજનાં શિખર બનીને
છેક મારી સામે આવવામાં છે.
એક વાર દૂર પર્વતોની છાયા
મારી છાતી પર પડેલી,
પણ આ તો વાદળ છે.
અમારી વચ્ચેનું અંતર તેમ છતાં ભારેખમ બનતું જાય છે.
કશું ય અશક્ય નથી,
આમ કહીને ક્યારેક હું સાહસ કરતો,
હવે નિરાશ થાઉં છું.
જોકે મારી નિરાશા અંતઃસ્રોતા કહેવાય,
એ પવનની જેમ પ્રગટતી નથી,
મને ક્યાંક લઈ જતી નથી.
મિત્રો કહેશે કે હવે મુદ્દાની વાત કર,
આ ક્ષણ સાથેનો તારો સમ્બન્ધ કહે,
પણ સાચુ કહું તો ભૂતકાળ મને વિકેન્દ્રિત કરી નાખે છે.
હું જોઇ શકું છું :
અત્યારે પાછળ માથું પટકતો પવન
ક્યારેક આરણ્યક સર્પોથી પીવાતો હતો.
હું એને પીઠ કરીને બેઠો છું,
એનું કશુંક કારણ હશે.
જોઉં છું વાયવ્ય ખૂણે ખોડંગાતી વીજળી
અને તેજ થતી જતી સડકની બત્તીઓ.
હજી આવજા ચાલુ છે.
થાય છે કે જનારાઓને જોઉં, બને તો ઓળખું,
કઇ ધીરજ એમની આશાને સંકોરી રહી છે,

કઇ હૂંફ એમની ગતિને ઉત્સુક બનાવી રહી છે,
કઇ શક્યતા એમને શાન્ત રાખી રહી છે,
કઇ સત્તા એમને એમનામાં સમાવી રહી છે,
જાણું તો હુંય આ પહાડી વાદળોનો ભાર ઉવેખીને નિશ્ચિત બનું.
નિશ્ચિત બનવાનું મને શીખવવામાં આવેલું;
જો કે એ ઘણી જૂની વાત થશે
જુઓ, આ આકાશ ઘણું બદલાઈ ગયું છે.
શુક્ર ક્યાં ?
ધ્રુવ તો આમેય બહુ ઝાંખો દેખાય છે.
મંગળ પર ગયેલું વાયુયાન ત્યાં જ ઠરી ગયું હશે.
ચંદ્ર તો હવે બહુ નજીક લાગે છે, અંધારિયામાં પણ
આ વાહનો, એમની સામસામે ટકરાતી બત્તીઓ,
રસ્તાની પેલી બાજુનાં મકાનોનો કોલાહલ,
પાણીમાં પીવાતી મોગરાની સુગંધ,
રૂપેરી હોકામાં ગળાઇને વધેલું નિકોટીન
કે અમારા પડોશીની વેલીઓનો કંપ—
એમાંનું કશું મારામાં ઉમેરાયા વિના અંદર ક્યાંક અટકી પડે છે.

વાદળ ઓછાં થતાં જાય છે
ને હું ઘેરાઉં છું.
બની શકે તો હું એવો કે સાબરમતીની રેતમાંય ઊગું.
પવન ભલે ઉડાડીને ધૂણી ભેગો ભેળવી દે,
આમ પાછા જવાનું કંઈ વારંવાર બનતું નથી,
અને ટાવરોને જોઈને કંઇ ડગી જવાતું નથી.
આટઆટલાં મકાનો પછીય
વગડાના ટુકડા આમતેમ વેરાયેલા જોઉં છું.
મારી સામેય એક મોટું પડતર છે.
જોઇએ, વાદળ તો આવ્યાં,
હવે વરસાદ પડે પછી વાત.

'કવિતા'ના ૩૩મા અંકના બધા કાવ્યોમાં રઘુવીર ચૌધરીનું 'પછી વાત' મને સૌથી વધારે ગમ્યું છે.

આ કાવ્યમાં વિકેન્દ્રિત થયેલા આધુનિક માનવના Sturted growthની વાત છે. ક્ષણ સાથેના સંબંધમાં એને જીવવું છે ખરું પણ ભૂતકાળને એ ખંખેરી શકતો નથી. એ એટલો સભાન અને સંવેદનશીલ છે કે સમગ્ર માનવજાતનો Primitive ભૂતકાળ પણ એને પોતાનો લાગે છે. એ કહે છે:

અત્યારે પાછલી બાજુ માથું પટકતો પવન
ક્યારેક આરણ્યક સર્પોથી પીવાતો હતો.

પણ વર્તમાનને પામવો એ એને માટે એથીયે વધુ મુશ્કેલ છે. અત્યારે અસંખ્ય માનવો કઈ રીતે જીવી રહ્યા હશે - ઉત્સાહપૂર્વક જીવવાનું કાર્ય કરી રહ્યા હશે - એ એને સમજાતું નથી. જો આ સમજાય તો કંઈક નિશ્ચિતતા અનુભવી શકાય. પોતે તો ઘણા પદાર્થોના સંપર્કમાં આવ્યો છે, ઘણી ઘટનાઓની ધરીમાં ઘૂમવાનું પ્રાપ્ત થયું છે, અંદર બધું સંચિત થયું છે: સામસામે ટકરાતી વાહનની બત્તીઓ, મકાનોનો કોલાહલ, પાણીમાં પીવાતી મોગરાની સુગંધ, રૂપેરી હોકામાં ગળાઈને વધેલું નિકોટીન, પડોશીની વેલીઓનો કંપ... પણ અંદર જ એ બધું અટકી પડ્યું છે, એથી એનો Growth થતો નથી.

ભાવિ વિશે પણ એ સંદિગ્ધતા અનુભવે છે. પોતે તો કોઈ ઉપરભૂમિમાંય ઊગી શકે એવી શક્યતા ધરાવે છે અને છતાંય આ જીવન સામાન્ય સ્વસ્થ માનવીની જેમ જીવવું એને અશક્ય લાગે છે. એટલે શક્યતા અને અશક્યતા વચ્ચે એ અટવાય છે.

આમ ભૂતકાળનો ભાર વહન કરતા વર્તમાનમાંથી કંઈ જ પામ્યા વિના વંધ્ય જીવન પસાર કરતા અને ભાવિમાં વિકસવા વિશે સંદિગ્ધતા સેવતા આધુનિક માનવીની તીવ્ર વ્યથા કવિ દબાતા સૂરે - low Ieyથી - કલામય રીતે રજૂ કરે છે.

કવિને અભિનંદન!

ઘનશ્યામ દેસાઈ

## પ્રતીતિ □ પન્ના નાયક

કોલાહલમાં
જીવવા ટેવાયેલા
સ્વભાવથી
બે યુદ્ધના
મધ્યાન્તર જેવી
આ નીરવતા
નથી જિરવાતી.

આકાશના બાસબિન્દુ
પૃથ્વીની રોમાવલિ
વનનો શ્વાસ
પવનમાં ઝૂલતા
ઊડતા પતંગિયાના દ્વીપ
મારી આંખના શબ્દો

સૌને
વીનવું છું
કોઈ તો કરો કંઈ
ખખડાટ
કે
પળભર માટે
મને મારા હોવાની
પ્રતીતિ થાય.

લોકો 'દરિયાવ દિલ' જેવો શબ્દપ્રયોગ કેમ કરતા હશે? કોઈના ય દિલમાં એક્કી વખતે એકથી વધારે બેઠક ખાલી હોય છે ખરી?

સારું છે તમે નિર્ણાયકને પ્રત્યેક અંકમાં ફક્ત એક જ કાવ્યને પસંદ કરવાનું કહો છો. કોઈ એકનું રૂપ તમારે હૈયે વસે એનો અર્થ એવો થોડો થાય કે તમે અન્યને કુરૂપતાનું પ્રમાણપત્ર આપ્યું? તમે અન્યને રૂપાળાં ગણો તો ય પેલા નાનકડા દિલમાં બીજું આસન નથી તેનું શું?

પન્ના નાયકના કાવ્ય 'પ્રતીતિ'એ મને ફરી એક વાર પ્રતીતિ કરાવી આપી કે કવિતા એના માધ્યમ કવિ પર રીઝે ત્યારે એની એ પ્રક્રિયા નિર્બંધ હોય છે. વારી જવાની એની વિધિમાં કોઈ અવધિ નથી હોતી. ક્યારેક કો'ક મર્યાદા વરતાય તો તે કવિતાના અમી ઝીલનારના ખોબાના કદની!

'પ્રતીતિ'માં નીરવતાના સર્વ પ્રતિરૂપોને પન્ના બોલતા કરવા ચાહે છે. અસ્તિત્વ માત્રને જો આડવેર હોય તો તે અરવતા સાથે. આ વિચારને મન ભરીને, અને ભરાઈ આવેલા મને, એકવીસ પંક્તિ અને બેંતાળીસ શબ્દોમાં પન્નાએ બહેલાવ્યો છે. આમ આ કાવ્યકૃતિએ એક સુડોળ અને સંપૂર્ણ આકાર પકડ્યો છે.

પાર્થિવ સમૃદ્ધિના જન્મસ્થળમાં પરદેશમાં ઘર કરી વસેલી આ કવયિત્રીની કલમમાં અપાર્થિવ દર્દ ટપકે છે. કુદરતે પણ મૃગજળના ઉદ્ભવસ્થાન તરીકે સહરાને જ પસંદ નથી કર્યું?

ખૂબ માણ્યું છે મેં પન્નાના આ કાવ્યને

ભાલ મલજી

સૂર્યોપનિષદ □ હરીન્દ્ર દવે

સાંજના સૂર્યને
પૂછવા ધારેલો સવાલ
મેં મધરાતના તારાને પૂછી લીધો
અને
બ્રહ્માંડનું એક રહસ્ય ખુલ્લું થઇ ગયું.

વજનદાર હવાઓ ખેંચાઇ રહી છે
પોતપોતાની ધરતી તરફ:
શૂન્યતાઓના એક પછી એક
ઊખળતા પડની તળે રહેલું શૂન્ય
બધી જ ધરતીઓનું
આકાશ બની બેઠું છે.

થોડે થોડે અંતરે સળગતા સૂર્યો
એને અજવાળી શકતા નથી.
અંધારાની દુનિયામાં
મારા અવાજનાં આંદોલનો
તરતા ડુંગરો બની અટવાઇ ગયાં છે
પ્રકાશ અને અંધકાર
અલગ રહી જે જવાબ ગૂંથે છે
એ ઉકેલવા
વાલ્મીકિ હતો, ત્યારથી હું મથું છું.

૨

જીવન અને મૃત્યુ એકસાથે ઊભાં રહી
સાવ અજાણી અને અલગ અલગ
ભાષામાં વાતો કરે છે.
બંને જોડે એકીસાથે વાત કરવાનો પ્રયત્ન કરતાં

હું અવાક્ બની જાઉં છું.
મારા એ સ્તબ્ધ મૌનને
કોઈ ઉદાસીનું નામ આપે છે,
કોઈ કહે છે એને ખુલ્લી આત્મહત્યા :
જાતને નિર્મૂળ કર્યા વિના
હું કેમ જીવી શકું
એ સમજાતું નથી
એ જિજીવિષાને જ સૌ ગૂંચવે છે
મૃત્યુની ઉત્કટ ઝંખના સાથે.

યાતનાનાં તુમુલ મોજાં પર
ડગમગતી નાવમાં
અસ્થિર પગલે ઊભો રહી
ચીસ પાડીને કહું છું
કે
મારે જીવવું છે !
કિનારા પર રહેનારાઓ કહે છે
કે મઝધારમાં સમાધિ લેવાનો
આ સભાન આયાસ છે.

જીવન અને મૃત્યુ બંને સાથે બેસી
વાત કરી રહ્યાં છે—
બંનેની ભાષા અલગ
અને તેઓ સાથે વાત કરવાના પ્રયત્નમાં
હું અવાક્....

૩

આસ્ફાલ્ટની સડક પર
નીકળેલા યાતનાઓના સરઘસની
નેતાગીરી મારે લેવી નથી;
માર્ગ પર મળતા ચહેરાઓની
વેદના વાંચવાની મને ફુરસદ નથી.

વંચનાનાં જાળાંઓ વચ્ચે
ધૂંધવાઇ રહેલા સત્યને
સાંત્વન આપવામાં
વીતી જતા સમયને
કેમ ઉગારવો એ સૂઝતું નથી.

સાંજના સૂરજ સાથે
ક્ષિતિજમાં ન ડૂબેલું અસત્ય
હવે નક્ષત્રમંડળોમાં
પોતાનું આસન દૃઢ કરી બેઠું છે;
એને કોઇ ગુરુત્વાકર્ષણ નથી,
કોઈ ધરતી નથી,
કોઇ આકાશ નથી.

સૂરજ ઊગે
ત્યારે તાપ અને ઉજાસને તપાસી લેવા પડશે;
ચન્દ્ર ઊગે
ત્યારે તેની કળા જોઇ લેવી પડશે :
તારાઓ ઊગે
ત્યારે તેનું ગણિત ગણી લેવું પડશે.

નહિતર,
અસત્ય ઊગી જશે
અને
ચન્દ્ર, સૂર્ય ને તારાઓની
ગતિ તરીકે સ્થપાઇ જશે
અને બ્રહ્માંડની અરાજકતાનો
ભરમ છતો થઇ જશે.
મારા એકલવાયાપણાની જાણ એને ન કરતા :
એ મને પ્રેમ કરશે
અને મારી એકલતા ઓર વધી જશે.

એ પૂછશે : ઉદાસ કેમ ?
અને હું ગમગીનીમાં ગરક થઇ જઇશ.

એ માથા પર હાથ ફેરવશે
અને હું દેહમાંથી ખસી ગયો હોઉ એવું લાગશે.
એ હોઠ ફફડાવશે
અને પુછાનારા પ્રશ્નથી ભડકી હું છળી ઊઠીશ.

એ કહેશે,
હમણાં કેમ ઉલ્લાસમાં નથી,
અને હું પૂર્વ દિશામાં
સૂર્ય બનીને ઊગી બેસીશ....

તો આ રાતનું શું થશે ?

૫

આજે આથમેલા સૂર્યના સોગંદ,
હું કાલે સવારે સૂર્ય બનીને ઊગીશ,
પ્રચંડ જવાળા બનીને સળગીશ.
એક વિરાટ શૂન્યમાં
એકલવાયો આગળ વધીશ
પ્રખર મધ્યાહ્નથી રાતીચોળ સાંજ સુધી.
મારી એકલતા આ ક્ષિતિજે ડૂબશે
ત્યારે કોઇક બીજી ક્ષિતિજ પર એ ઊગતી હશે.

'કવિતા' જૂન ૧૯૭૩ના અંકમાં પ્રગટ થયેલી રચનાઓમાં શ્રી હરીન્દ્ર દવેની કવિતા 'સૂર્યોપનિષદ'ને હું પુરસ્કારને યોગ્ય ગણું છું.

કવિતામાં 'એકસાથે ઊભા રહી સાવ અજાણી અને અલગ ભાષામાં વાત કરતા' જીવન – મૃત્યુને આધુનિક જીવનના અસબાબ વચ્ચે 'સ્વ' ની અનુભૂતિના સંદર્ભમાં અનુભૂત કરાવવાનો કવિતાનો પ્રયત્ન છે.

કવિતામાં ક્વચિત્ વિચાર વિચારના સ્તર પર રહી જતો લાગે છે તેમ છતાં આ અંકમાં પ્રગટ રચનાઓમાં વિશેષ સામર્થ્યવાળી આ રચના મને લાગી છે.

ભોળાભાઈ પટેલ

## કોઈ ક્યાંક ઊભું છે ☐ નલિન રાવળ

પ્રેયસી ?
ના
તું નહીં.
મિત્ર
ના તુંયે નહીં.
ના પ્રેયસી, ના મિત્ર, ના કોઈ નહીં.
પણ
કોઈ ક્યાંક ઊભું છે.
આ બળતા અવાજોથી ભર્યા બળતા નગરની
બ્હાર,
મારી કામનાના
આભથી પૃથ્વી લગી પથરાયલા રેતીરણોની બ્હાર,
અણજાણ ઓળાઓભર્યા અવકાશની યે બ્હાર.
રણકે એક ગેબી સૂર
એ
સૂરની યે પાર
ઊભું
કોઈ,
આ સૂર્યભીના દિવસના ને ચંદ્રભીની રાત્રિના પર્દા પૂંઠે
ક્યાંક
ઊભું કોઈ;
કોઈ ક્યાંક મારી રાહ જુએ છે.

વિષય તથા પ્રસ્તુતીકરણ બન્નેમાં કાવ્યતત્ત્વનું સુભગ સંયોજન હોય એવું ગયા અંકનું શ્રેષ્ઠ કાવ્ય શ્રી નલિન રાવળનું 'કોઈક ક્યાંક ઊભું છે' લાગ્યું. એમાં પરંપરા તથા આધુનિકતા બન્નેનો રુચિર સમન્વય થયો છે. કવિની દૃષ્ટિ સ્થળ – કાળને ભેદી જ્યાં અગોચર તત્ત્વ એની વાટ જોતું ઊભું છે ત્યાં પહોંચે છે. કવિ ભાવકને પણ કામનાના રેતીરણોની બહાર—અણજાણ ઓળાઓના અવકાશથી પણ બહાર— દૂર દૂર જે તત્ત્વ છે તેના સાન્નિધ્યમાં લઈ જાય છે. એ યાત્રા એટલી આહ્લાદમયી તથા ચાંનિદા છે, કે એક સુરમ્ય કાવ્ય વાંચ્યાનો આનંદ સમગ્ર ચેતનાના સર્વ સ્તરોમાં વ્યાપી જાય છે. આથી એ કાવ્ય પારિતોષિક યોગ્ય લાગ્યું છે.

ચંદ્રકાન્ત મહેતા

## વણજ તિહારી ☐ મકરન્દ દવે

વાહ, વાહ, વેપારી મન, તેં હાટ ભલી સંકેલી,
ભરી બજારે ખંખેર્યાં તેં હાથ ધૂળમાં ખેલી.

એક ઘડી પણ સોદો કરવા બેઠા તે સબ હાર્યા,
રતન પદારથ કોઈ પામવા ફરતા માર્યા માર્યા,
એ સૌની સંગાથ હસી તેં ખાલી હાથ પસાર્યા,
વણઝારોની સાથ તેંય વણઝારો હાંકી મેલી,
વાહ, વાહ, વેપારી મન!–

આગે મુલક બિરનિયા આવે, આવે ઘાટ અરુ પાણી,
ખૂલે ક્યાંક દુવાર, ક્યાંક કાઢી મૂકે દરવાણી,
નજર પડે ત્યાં નગદ પાઈ તે હરદમ હેત કમાણી
સંગ સંગ આ ચલી રંગભર સુરતાની સાહેલી,
વાહ, વાહ, વેપારી મન!–

નહીં નફાનો નશો, ખોટની ક્યાંય નહીં લાચારી,
એમ છતાં તું ઉપાડ બંદા, ગઠડી કાંધે ભારી,
વાહ, વાહ રે વણજ તિહારી, વાહ, વાહ વેપારી!
પૂરણ ખેપ બની પરિપૂરણ, કોણ કહે છે છેલ્લી?
વાહ, વાહ, વેપારી મન!–

'કવિતા' ના ૭૭મા અંકની શ્રેષ્ઠ કવિતા અંગે નિર્ણય આપવાનું તમે સોંપેલું કાર્ય જે સહજતાથી સ્વીકાર્યું હતું એટલું જ મારા માટે એ કઠિન નીવડ્યું, કેમકે કલા-કૃતિઓની તુલના અને સાંપ્રત કવિતાનું મૂલ્યાંકન એ બે મોટી બાબતો તેમાં સમાયેલી દેખાઈ. જુદા જુદા પ્રકારની કવિતાઓમાંથી માત્ર એકને જ ચૂંટવાનું કાર્ય આ અંકમાં હરીન્દ્ર દવેની કવિતામાં રજુ થયેલ પ્રશ્ન જેટલું કપરું છે:

'ઓડેન પ્લેટોના પ્રેતને પૂછે છે:
"બે અશ્વો, બે માણસો કે એક ભૌમિતિક પ્રમેયનાં બે પરિણામોમાંથી ક્યા ઉત્તમ એ
તો હું કહી શકું,
પણ મને કહેશો, કે
એક અશ્વ એક માણસ કે એક ભૌમિતિક પરિણામમાંથી કયું સૌથી સુન્દર
એની સરખામણી કઈ રીતે કરવી?"

આવી તુલનાઓ કરવાનું અને તેના નિર્ણયો આપવાનું કાર્ય સહેલું કે સુખદ હોતું નથી.

વળી એક કૃતિને શ્રેષ્ઠ ગણવાથી અન્યને અવગણવાનું સૂચિત થતું હોય તો પણ આવું કાર્ય અણગમતું જ બને. કેમકે જીવંત કલાકૃતિઓ ભાવકને ઘણીવાર જુદી જુદી રીતે છતાં સમાનપણે પ્રભાવિત કરતી હોય છે. એમાંથી એકને જુદી તારવવાનું મુશ્કેલ બનતું હોય છે. એ રીતે મને હરીન્દ્ર દવેના 'ત્રણ સ્તોત્રો' માં વ્યક્ત થતો માનવીનો આત્મશોધક બૌદ્ધિક પ્રયત્ન ગમ્યો, ઉશનસ્‌ના 'થાય કે' માં પ્રકૃતિનાં તત્ત્વો સાથેની સ્પર્શક્ષમ આત્મીયતા ગમી, કમલ વોરાના 'ઊડતા પંખીને સ્વગતોક્તિ' માં અનુભવાતી અનુભૂતિની તીવ્રતા તેમ જ અંકનાં કેટલાંક ગીતો, ગઝલો પણ આસ્વાદ્ય લાગ્યાં. આમાંનાં કોઈને ય અવગણાય તેમ નથી જ. છતાં એક જ કાવ્યને પસંદ કરવાનું છે ત્યારે ભાવ, બાની અને લય દ્વારા મધ્ય-કાલીન વાતાવરણ ઊભું કરતું મકરંદ દવેનું કાવ્ય 'વણજ તિહારી' મને શ્રેષ્ઠ લાગ્યું છે. માનવમનને ઉપાલંભ આપતી કવિની ખુમારી તેમાં પ્રગટે છે અને વ્રજની છાંટવાળી ઘરાળુ બાનીમાં વહેતો લયપ્રવાહ ભાવોને આત્મસાત કરી લે છે:

'નજર પડે ત્યાં નગદ પાઈ તે હરદમ હેતકમાણી
સંગ સંગ આ ચાલી રંગભર સુરતાની સાહેલી'

વારંવાર વાંચવું ગમે તેવું કાવ્ય મને તે લાગ્યું છે.

અંકની કવિતાઓનું નિકટતાથી વાચન કરવાનું મળતાં સાંપ્રત કવિતાપ્રવાહના એક પાણી શેરડે બેસીને તેની તાજગી, મધુરપ અને પ્રવાહિતાનો આસ્વાદ લેતો હોઉં એવો તૃપ્તિકર અનુભવ થયો. તે સાથે આમ પૂછવાનું મન પણ થયું કે આપણી કવિતા કૃતક ઊર્મિલતા, શબ્દખેલ અને શૈલીશોખ જેવી આળ પંપાળમાંથી હજી પણ મુક્ત નહિ થાય?

ગંભીરસિંહ ગોહિલ

પ્રેમ અને મૃત્યુ □ જયન્ત પાઠક

પછી જ્યારે
તમારા આંસુના એક બિંદુસરોવરમાં પડીને
મારા મૃત્યુએ આપઘાત કર્યો
ત્યારે મને આઘાત થયો—

આપણે આજન્મ સાથે રહીએ
સાથે હરીએ સાથે ફરીએ
વાતો કરીએ એક સાથરે સૂઇએ
બેસીએ એક જ ગાદીતકિયે
ને છતાં
એકબીજાને પૂરેપૂરા તો ના જ ઓળખી શકીએ!

એ સદા મારી સાથે હતો
પડછાયાની જેમ લાંબોટૂંકો થતો;
એ મારી સામે હસતો
ને સૂકા ઝાડની જેમ હું ખરી પડતો;
એ ચાલતો
ને એના હાથીપગલામાં મારાં પગલાં સમાઇ જતાં,
એની સાથેની રમતમાં હમેશાં હું જ હારતો;
ભારે ઘાટી એની ભમ્મરોમાં
એ મને વારંવાર ભૂલો પાડી દેતો;
ટચલી આંગળીએ મને આખાને તોળતો;

પહાડ જેવો એ
આમ નાનકડા ઝરણામાં પડીને
આત્મવિલોપન કરશે એવું કોણ માને!!
પણ જીવન સાથે લડતાં
પ્રેમને સાતમે કોઠે એ હારી ગયો!
—કેવા ભયાનકનો કેવો કરુણ અંત!
મને આઘાત થયો.

તમારી સૂચના પ્રમાણે, 'કવિતા'ના ૩૮મા અંકમાં પ્રકટ થયેલાં કાવ્યોમાં ઉત્તમ કયું, એ વિશે મારો નિર્ણય એ થાય છે કે એ અંકની વિવિધ રીતે કાવ્યતત્ત્વનો આસ્વાદ કરાવતી કાવ્યસામગ્રીમાં શ્રી જયન્ત પાઠકનું 'પ્રેમ અને મૃત્યુ' એ ઉત્તમ છે.

રામપ્રસાદ પ્રે. બક્ષી

## રાત ☐ ઉશનસ્

ઘરથી નીકળી પડતો મ્હોળો પથરાતો રે ધ્હાડો,
જાય ઓળંગી પતંગિયું ઘરવાડો, મ્હાડની આડો;

જાય બધું એ જાય....એકની પાછળ બીજું તાંતે,
સૌ પાછું વળી જાય થાક્યું ને પાક્યું પડતી રાતે;

દિન મોટું મેદાન ઊખળતું, પગથી ખેડી ખેડી,
રાતલડી તો આપ-ભોંણુમાં પાછી ફરતી કેડી.

દિન તો કોઈ માળા તૂટી, દડડડ વિખર્યાં મોતી,
રાત બધી યે દીડિયાસરના મણકા પાછી પ્રોતી;

દિન દડૂલો દડિયો, મનની કોઈક વાગી ગેડી,
પંખાળો હય ઊડયો સ્વારની વાગી જાણે એડી;

રાત પડે ને થાક્યોપાક્યો દિન ઘરમાંહીં પ્રવેશે.
લથડ-પથડતા પાછે પગલે લઘરાવઘરા વેશે;

દિનને દોહ્શ દેશ દીધા ને રાતને દીધી મેડી,
ટમટમતે દીવે સગડીની વ્હાલપ લેતી તેડી.

'કવિતા'ના ૭૯મા અંકમાંની કેટલીક કૃતિઓ મને ખરેખર ગમી. તેમાંથી મારી દૃષ્ટિએ પારિતોષિકને પાત્ર કૃતિ કવિશ્રી ઉશનસ્‌ની 'શત' છે. આખી કૃતિ મનમાં રમી રહે તેવી છે.

સુંદરજી બેટાઈ

તલાશ ☐ ભાનુપ્રસાદ પંડ્યા

છોગાં ફરકાવતા
અવસરના અસવારોએ
ઉડાડેલી ખેપટ,
ભરચક કોઠાર પર ભમતા
ધનેરુની વૈભવી ગતિમાં
રહેલું સ્વામિત્વ,
સાપની કાંચળીમાં
થીજેલા ફુત્કારી રોમાંચ
મિત્રમિલનવેળા
બે હથેળીઓ વચ્ચે રહી ગયેલું
હસ્તધૂનનિયા પોલાણ,
સ્નેહ બની જવાનો
ક્યાંક શિષ્ટાચારે કરેલો
મરણિયો ઉચ્ચારણિયો પ્રયાસ,
શ્વાસોની સળીઓ વચ્ચે
સેવાતાં આંકાંક્ષાઓનાં ઈંડાં
અને કોઇ મિષ્ટ ફળમાં
સળવળતી કોતરતી
ઈયળપણાની સલામતીની
આસપાસ રઝળે છે ક્યાંક
મારા સુખની તલાશ.

નમસ્કાર, 'કવિતા'ના ૪૦ મા અંકમાં પ્રકટ થયેલી મૌલિક અને અગાઉ અન્યત્ર અપ્રકટ એવી રચનાઓ પૈકી ઘણીખરી વિષે તો એ જ અંકમાં શ્રી જયન્ત પાઠકે લખ્યું છે તે સાચું લાગે છે કે –

'આવાં આવાં ઉખાણામાં/ અટવાયેલો હું / કવિતાની આંગળી પકડવા જાઉં છું/ને અકવિતાને કાંડે ઝલાઉં છું."

કવિતાએ ખુદ સામે ચાલીને કવિની આંગળી પકડી હોય એવી તો એકકે મૌલિક ગુજરાતી રચના આ અંકમાં મને જોવા મળી નથી પણ કવિએ સાધના કરીને કવિતાની આંગળી પકડી લીધી હોય તેવી જે બેચાર રચનાઓ સદ્‌ભાગ્યે આ અંકમાં છપાયેલ છે તેમાંથી શ્રી ભાનુપ્રસાદ પંડ્યાની બન્ને કૃતિઓ મને ગમી છે પણ પુરસ્કારને યોગ્ય હું 'તલાશ' ને ગણું છું.

જયેન્દ્ર ત્રિવેદી

ના. ક. મૌલિક કરતાં અનુવાદિત રચનાઓ વધુ આસ્વાદ્ય લાગી છે એ નોંધવું જોઈએ

'કવિતા'ના ૭૯મા અંકમાંની કેટલીક કૃતિઓ મને ખરેખર ગમી. તેમાંથી મારી દૃષ્ટિએ પારિતોષિકને પાત્ર કૃતિ કવિશ્રી ઉશનસ્‌ની 'શત' છે. આખી કૃતિ મનમાં રમી રહે તેવી છે.

સુંદરજી ભેટાઈ

તલાશ ◻ ભાનુપ્રસાદ પંડ્યા

છોગાં ફરકાવતા
અવસરના અસવારોએ
ઉડાડેલી ખેપટ,
ભરચક કોઠાર પર ભમતા
ઘનેરુની વૈભવી ગતિમાં
રહેલું સ્વામિત્વ,
સાપની કાંચળીમાં
થીજેલા ફુત્કારી રોમાંચ
મિત્રમિલનવેળા
બે હથેળીઓ વચ્ચે રહી ગયેલું
હસ્તધૂનનિયા પોલાણ,
સ્નેહ બની જવાનો
ક્યાંક શિષ્ટાચારે કરેલો
મરણિયો ઉચ્ચારણિયો પ્રયાસ,
શ્વાસોની સળીઓ વચ્ચે
સેવાતાં આકાંક્ષાઓનાં ઈંડાં
અને કોઇ મિષ્ટ ફળમાં
સળવળતી કોતરતી
ઈયળપણાની સલામતીની
આસપાસ રઝળે છે ક્યાંક
મારા સુખની તલાશ.

નમસ્કાર, 'કવિતા'ના ૪૦ મા અંકમાં પ્રકટ થયેલી મૌલિક અને અગાઉ અન્યત્ર અપ્રકટ એવી રચનાઓ પૈકી ઘણીખરી વિષે તો એ જ અંકમાં શ્રી જયન્ત પાઠકે લખ્યું છે તે સાચું લાગે છે કે –

'આવાં આવાં ઉખાણામાં/ અટવાયેલો હું / કવિતાની આંગળી પકડવા જાઉં છું/ને અકવિતાને કાંડે ઝલાઉં છું."

કવિતાએ ખુદ સામે ચાલીને કવિની આંગળી પકડી હોય એવી તો એકકે મૌલિક ગુજરાતી રચના આ અંકમાં મને જોવા મળી નથી પણ કવિએ સાધના કરીને કવિતાની આંગળી પકડી લીધી હોય તેવી જે બેચાર રચનાઓ સદ્ભાગ્યે આ અંકમાં છપાયેલ છે તેમાંથી શ્રી ભાનુપ્રસાદ પંડ્યાની બન્ને કૃતિઓ મને ગમી છે પણ પુરસ્કારને યોગ્ય હું 'તલાશ' ને ગણું છું.

જયેન્દ્ર ત્રિવેદી

ના. ક. મૌલિક કરતાં અનુવાદિત રચનાઓ વધુ આસ્વાદ્ય લાગી છે એ નોંધવું જોઈએ

ઈર્ષ્યાના ફણિધરે ડંખ દીધો છે
અને રૂંવે રૂંવે લીલોતરી ઊગી ગઈ છે.
સુંવાળા જીવનની શોધમાં
લીધેલા કાંટાળા રસ્તા પર
એટલા તો ઉઝરડા થયા છે કે
એ રૂઝવવા આ એક જન્મારો તો
ઓછો જ પડશે.

મારા પૂર્વજોના મૃતદેહો હજી જીવે છે:
તેઓના ઠંડા શ્વાસોની ચાદર
મારી હયાતીના શબ પર ઓઢાડાઈ છે.
ગઈ કાલ મરી શકતી નથી.
અને આજને જિવાડી શકાતી નથી.

સાગરનાં મોજાંની જેમ ઊછળતાં
તારાં સ્તનો
મારી હથેળીના કિનારા પાસે
આવી ક્ષુબ્ધ થૈ અટકી જાય છે:
સાગરનો ઘુઘવાટ લાલ રંગ ધારણ કરી
મારી આંખોમાં અંજાઈ રહે છે,
અને મારી ઉન્મન, પ્રાણભરપૂર હયાતી
મારા ફફડતા હોઠમાંથી નીકળતા શબ્દને
સાંભળવા કાન માંડે
ત્યારે હું દેવભૂમિમાંથી પાછા ફરતા
ઓર્ફિયસની જેમ પાછળ જોઉં છું,
અને ક્ષણમાં જ બધું સમેટાઈ જાય છે.
—રહે છે માત્ર
મારી વીણા પરનો
સૌથી કરુણ રાગ.

ક્યારેક આ બે હોઠ વચ્ચે
ભીંસાયેલી સુંવાળી જીભ
કૃષ્ણના મુખમાં બ્રહ્માંડ નિહાળી
ચકળવકળ થયેલી યશોદાની દૃષ્ટિની જેમ
મોંમાં ફરી વળે છે:
ત્યારે
ઝેરની કોથળી દાબતી નાગણ
કેમ યાદ આવે છે
એ તું ન પૂછે તો સારું!

તડકાના ખેતરમાં
થતી ખેતી સમો હું
વરસાદને ઝંખી પણ શકતો નથી;
મારા રોમરોમમાંથી ઊગે છે
વાસનાના ફણિધરો
—એના ડંખથી ઉન્મત્ત બની
તું મને આલિંગે છે
ત્યારે તને ખબર છે કે
આ ધન શેનું છે?
જાગૃતિની પ્રત્યેક ક્ષણ
ઘેનમાં વીતે છે—
અને ઘેનમાં મીંચાતી આંખોમાં
જાગે છે એ દુનિયા સાચી નથી.
મારા બે બાહુઓમાં સમાતા શૂન્યને
ભરડો લેતા શ્વાસો
કોઈક આકાર નિપજાવી લે છે
અને
આંખો ખોલી જોવાની
મારી જિગરદારી લોપ થઈ છે.
વારંવાર વંચાઈને

ફાટવા આવેલા કાગળ જેવો
મારો પ્રેમ
હું વધુ ચીવટથી સાચવું છું —
ગડીએ ગડીએ
છૂટા પડી ગયેલા આકાશના
ટુકડાઓ તારાં એ નેત્રોમાં
ચકરાઈ રહે છે —
એકમેક સાથે સંવાદી રહીને
છતાં એકમેકને મળ્યા વિના.

ફ્લાવરવાઝમાં ચમકી રહેલી
એ વિશાળ આંખો
જરા ઝીણી થઈ
પાંદડે પાંદડે દૃષ્ટિના ટુકડા મૂકે છે
અને વંચાઈ ગયેલી
કવિતાની ભૂંસાતી અસર
જેવી હવામાં
બધી જ પાંખડીઓ વેરવિખેર થઈ જાય છે.
આંખો વિનાના ચહેરામાં
દેખાય છે ઊંડા કૂવાઓ
મૃત્યુએ જિંદગીને ઝડપવા માટે
પાથરેલી જાળ પર
ક્ષણોનાં બી ચૂગવા
બેસતાં પંખીઓના પગમાં
વીંટાતી દોરીઓ જેને ઝડપે છે
એ મૃત્યુના અલગ અલગ ટુકડા છે.

મૃત્યુ એટલે ત્રીસ માળનું મકાન,
મૃત્યુ એટલે ટોડલા પરનો મોર,
ગોખલામાંના દેવ

અને મંદિરની આરતી –
મૃત્યુ એટલે ફફડતા હોઠ, કંપતી આંખો
અને પ્રસરતા બાહુઓ
બંધ મુઠ્ઠી
અને શ્વાસ વિનાના પીંજરામાં
મૃત્યુ શોધનારાને કહો—
મૃત્યુ એટલે ગતિ,
મૃત્યુ એટલે શ્વાસ,
મૃત્યુ એટલે હવા,
મૃત્યુ એટલે વાતો,
મૃત્યુ એટલે નાતો.

અડધી રાતે
શિયાળની લાળી નહીં
છેલ્લા શોમાંથી પાછી ફરતી
મોટરોના અવાજો સંભળાય છે :
કૂતરાં ભસતાં નથી,
મૌન વડચકાં ભરે છે;
અને હડકવા થયેલી નિયોન બત્તીઓના
કંપથી ડરી
આસ્ફાલ્ટનો રસ્તો દોટ મૂકે છે.

મારા ચહેરાની નીચે
નમેલા ચન્દ્રને
ચુંબન કરી લેવું છે—
ખીણના અંધકારને
સૂર્યનાં કિરણોથી છલકાવી દેવો છે –

દુર્ગમ ચડાણોની
સુંવાળપથી છેતરાવુ નથી —

થોડાક અદ્ધર
શ્વાસોથી મારે કામ પાડવું છે —
જો સ્ટોપ પર ઊભેલા સમયને
એની બસ ન મળી જાય તો.

વૃક્ષો તેનાં મૂળ ઊંચાં કરે છે,
મકાનો પોતાના પાયાને ઉપર કરે છે,
ધરતી પોતાના લાવાને પ્રગટ કરે છે,
માણસ પોતાના જન્મ પહેલાના
ગર્ભબીજમાં સમાઈ જાય છે,

—અને સૌ સાથે મળી પ્રાર્થના કરે છે :

હે નાથ,
અમારા શબ્દોમાંથી અર્થને લોપી દો,
અમારા અવાજમાંથી નાદનો લય કરી દો,
અમારી આંખમાંથી દૃષ્ટિ હરી લો,
અમારા ચરણોમાંથી ગતિ ઉઠાવી લો,
અમારા કાનને બધિર કરી દો,
અમારા અંતરને નિસ્પંદ કરો.
અમારા જીવનમાંથી પુણ્યોનો ક્ષય કરો,
અમારા પાપને ફૂલની માફક પ્રગટાવી દો,
અમારા અસ્તિત્વમાં મૃત્યુનો મહિમા કરો,
અમારી પ્રાર્થનામાંથી
પરમેશ્વરને ખસેડી દો.

'હું' ને સામે રાખી રચાયેલી હરીન્દ્ર દવેની શીર્ષક વિનાની રચના 'કવિતા'ના ૪૧મા અંકની ધ્યાનપાત્ર રચના છે. વ્યક્તિત્વની વિષમ પૃથક્તાને આવરતી ચાલતી આ કૃતિ અંતમાં એક એવી ભાવશૂન્ય ભૂમિકા પર આવી ઊભી રહે છે જ્યાં અસ્તિત્વની કોઈ પણ અભિવ્યક્તિનો અસ્વીકાર થવો ને જ આલેખિત પરિસ્થિતિના અનુસંધાનમાં જોતાં કાવ્યોચિત અંત ગણાય. જીવનના સંબંધો વણસમજાયા રહી ગયા તો તે કેવા કટુ બની રહે છે તેની અહીં જિકર છે. (આ પ્રકારની રચનાઓમાં જોવા મળતી વળ ચડાવેલી શબ્દાળુ ગદ્ય પંક્તિઓ તેમ જ સમીકરણોમાં રાચતી પ્રકટ કાવ્યાભાસ તરફનો ઝોક દર્શાવતી પંક્તિઓ અહીં નથી તેમ નહીં. મૃત્યુ એટલે આ આ આ એવો સમીકરણનો આખો હારડો અહીં છે જે નિરર્થક છે. હાલ પ્રચલિત આ એક કાવ્યરીતિ વસ્તુની તીવ્રતા અને ગહનતાને વિશેષ તો તોડી નાખે છે અને કાવ્યમાં બિનજરૂરી વાગ્મિતાનો પ્રવેશ કરાવે છે.) કાવ્ય અહીં છેક લગી વિચારમાં ટક્યું છે. અહીં જાત સાથે પણ સંબંધ ન બાંધી શકનાર પાત્ર પૂર્વજો સાથેના તાંતણા તોડી બેઠું છે. આ પાત્ર મૃત આપ્તજનોના ઠંડા શ્વાસની ચાદર તળે પોતાની હયાતીને શબ સમી નિહાળી રહે છે:

ઠંડા શ્વાસોની ચાદર
મારા હયાતીના શબ પર ઓઢાડાઈ છે.

પૂર્વજો અને જાત સાથેનો એટલે કે ગઈ કાલ અને આજ સાથેનો વિચ્છેદ કાવ્યમાં તીવ્રતર થતો રહે છે. હથેળીના કાંઠે સાગરનાં મોજાંની જેમ ઊછળતાં સ્તનો ક્ષુબ્ધ થૈ અટકી જાય ને સ્થિતિ યૌવનોર્મિના નર્યા અભાવની બલકે નશાની સૂચક છે. તડકાના ખેતરમાં ઊભી વ્યક્તિ વરસાદને ઝંખી શકવાની શક્તિ પણ ગુમાવી બેસે તેમાં કશું પણ ઊગવાની – ફાલવાની આખી ક્રિયાનો નકાર વંચાય છે. 'વારંવાર વંચાઈને ફાટવા આવેલા કાગળ જેવો મારો પ્રેમ' - આ એકરાર કરતું પાત્ર અન્ય વ્યક્તિમાંની પોતાની અશ્રદ્ધાને દર્શાવે છે. [પ્રેમમાંથી એટલે કે મનુષ્ય મનુષ્ય વચ્ચેના પરમ સંબંધમાંથી શ્રદ્ધા ગુમાવવી તેથી મોટી અસ્તિત્વની વિફળતા બીજી શી હોઈ શકે. અસ્તિત્વની વિષમ અર્થજાળમાં છૂટવા - બંધાવાની નિરર્થક પ્રવૃત્તિથી વાજ આવી ગયેલો સર્વત્ર મૃત્યુબદ્ધ ક્ષણોમાં રૂંધાયેલો મનુષ્ય એક એવી ક્ષણ પર ઊભો રહી જાય છે જ્યાં તે સર્વસ્વના અર્થલોપની ઇચ્છાને કામે છે.- ઈશ્વર પાસે... જેનું અસ્તિત્વ નથી. કાવ્યનો છેલ્લો ઘટક આરંભાય છે 'અમારા શબ્દોમાંથી અર્થને લોપી દો' એ પ્રાર્થનાપંક્તિથી અને નેત્રની દૃષ્ટિ તેમ જ ચરણની ગતિ સમેત પ્રાણની સઘળી ય ક્રિયાઓના લોપ પાસે તે પૂરો થાય છે. કોઈ અહીં ઈશ્વરવિડંબના – અસ્તિત્વની વિડંબનાનો સૂર વાંચે પણ કોને ખબર મનુષ્યનો આ આખો વિદ્રોહ અસ્તિત્વને– ઈશ્વરને 'નેતિ નેતિ' દ્વારા પ્રમાણવાના પ્રયત્ન સમો નહીં હોય?

નલિન રાવળ

છત્રી લીધા વિના
ઇશ્વર પાસે વરસાદ માટે પ્રાર્થના કરવા જનાર ભક્તજનો જેવા જ
અશ્રદ્ધાળુ છો તમે
—તમારા પોતામાં.

ખમીસ પહેર્યાં પછી
ગંજી પહેર્યું છે કે નહીં તેની ખાતરી કરવા
ઘણીવાર ખમીસ સુદ્ધાં કાઢી નાખો છો તમે !

પણ તમારી તમારામાં
યા ભાવિકજનોની ઇશ્વરમાં
જે શ્રદ્ધા છે
એની યાદી કરવાનો તો આશય જ ક્યાં છે મારો ?
સબર્બન રેલગાડીમાં બઉ સરસ (બારી પાસે) જગો મળી જાય—
રમીની એકાદ બાજી જામી જાય—
અને ઑફિસે જઈ 'હલ્લો, હલ્લો' કરી બેપાંચ આંકડા મંડાઈ જાય
જમે ઉધારના
તો તો સોમ નાહ્યા
ને તો
શ્રદ્ધા–અશ્રદ્ધાની 'ફિલોસોફી' ભરી વાત્યું ય કોણ કરે, ભઇલા ?
આપડે તો ભઇ,
નોકરો કરવી છે
છૈયા–છોકરાંને મોટ્ટા માણહ કરવા છે (આપણા જેવા જ બાપડા !)
—આપણા 'બોસ'ને ગમે એવા.

અને એથી જ તો આપણે રોજ નિયમિત પકડીએ છીએ
૮–૧૫ની ફાસ્ટ !
ગાડીના સમયપત્રક પર શ્રદ્ધા રાખશો
તો....
ભલે પછી ઇશ્વરમાં કે તમારામાં

તમને શ્રદ્ધા ન હોય!
માત્ર ત્રણ જ 'લેઇટ માર્ક' 'અલાઉડ' છે તમને
—શ્રદ્ધા-અશ્રદ્ધાનો વિચાર કરવાનો
તો સમય જ ક્યાં છે તમારી પાસે?

'કવિતા' ઑગસ્ટ ૧૯૭૪, અંક ૪૨ની બે પૂઠાં વચ્ચે ડાબેથી જમણે અને જમણેથી ડાબે બે આનંદયાત્રાઓ મેં હમણાં કરી એ મહિનાએક પહેલાંની 'કવિતા'ની એવી જ યાત્રા કરતાં એ રીતે જુદી છે કે પહેલી યાત્રા કશા પણ ભાર વિનાની મુક્તવિહાર જેવી હતી જ્યારે આ વખતની યાત્રા માથે 'જવાબદારી'ની સભાનતાના મોટા બોજા સાથેની. હું 'કવિતા'નો માત્ર વાચક જ (તમે કહેશો ભાવક) હતો ત્યારે કેટલો સુખી હતો! આ વખતે તો 'જવાબદાર' શબ્દના વાચ્યાર્થમાં કોઈને નહીં તો મારે તમને તો જવાબ આપવો પડશે એવી માનસિક તાણ હતી. અનુવાદો બાદ કરતાં નાનાંમોટાં—લગભગ તેત્રીસ કાવ્યોમાંથી મારે મારી મતિ-બુદ્ધિ-રુચિ પ્રમાણે એકને—માત્ર એકને જ—પસંદ કરી તમને મારો નિર્ણય જણાવવાનો હતો ત્યારે મારી સ્થિતિ અનેક આકર્ષણોથી ભરેલા ડિપાર્ટમેન્ટ સ્ટોરમાં મુગ્ધભાવે ડગલે ડગલે થંભી જતા માણસ જેવી હતી. ડિપાર્ટમેન્ટ સ્ટોરમાં તો એકસરખી ગમતી અનેક વસ્તુઓમાંથી કઈ એક પસંદ કરવી એ મૂંઝવણ થાય ત્યારે પસંદગીની કષ્ટમય યાતનામાંથી છૂટવા જેટલી ગમી એટલી બધી જ લઈ લઈને અનિર્ણયને ઢાંકી શકાય છે.

અહીં તો, તમારી શરત મુજબ, આમ થઈ શકતું નથી. 'કવિતા'ના આ અંકમાં આવેલાં બધાં જ કાવ્યોને હું પસંદ કરું છું કારણ કે બધાં જ મને ગમે છે એમ કહું તો હું 'કવિતા'ને unsolicited copliment આપું છું એ તો ખરું પણ સાથે સાથે તમને પણ મુશ્કેલીમાં મૂકી દઉં એવો મને ડર છે, કારણ કે તમારી કોથળીમાં તો માત્ર એક પુરસ્કાર માટે જ સગવડ છે. न च मे द्वेष्योऽष्ति न प्रिय: એમ કહો પણ ચાલે એમ નથી. એવી સ્થિતિ તો સ્થિતપ્રજ્ઞની नाभिन्दति न द्वेष्टि જેટલી જ દુર્લભ છે.

જયાં અનેકમાંથી એકની જ પસંદગી કરવા જેવી મતિ મૂંઝવનારી પરિસ્થિતિ હોય ત્યાં આપણા પુરાણકલ્પકો કદાચ એટલા માટે જ હાથણીને બોલાવી કોઈના ઉપર કળશ ઢોળાવી દેતા હશે! એ પુરાણકલ્પન અંતઃસ્ફૂર્તિનું પ્રતીક હોઈ શકે. આને મળતી અંતઃસ્ફૂર્તિનું અવલંબન લઇ ફરીથી એક વાર હું જયારે 'કવિતા'નો પ્રવાસ કરું છું ત્યારે સર્વેક્ષણ કરી મારી નજર મેઘનાદ ભટ્ટના કાવ્ય 'તમે' ઉપર થંભે છે. કારણ કે મને જ આંગળી ચીંધીને તમે ... તમે કહી સંબોધતા હોય એવું મને લાગ્યું. આ 'તમે'માં હું તમે, અમે, તે તેઓ-લગભગ બધાનો જ ઓછાવધારે અંશે સમાવેશ થતો મને લાગ્યો. અર્થશાસ્ત્ર અને માનસશાસ્ત્રના સૂક્ષ્મ મિલન જેવું અને યંત્રવિદ્યાના કરુણ મંત્ર જેવું આ લઘુ કાવ્ય યાન્ત્રિક જીવનની પકડમાં આવી પડેલા આપણા બધાની Predicament ની સમસ્યા હળવા કટાક્ષના રેશમી રૂમાલથી લપેટેલી મૂંગી અસહાય મનોવ્યથારૂપે રજૂ કરે છે. આર્થિક અનિશ્ચિતતા અને યંત્રની સંગે યંત્ર બની ગયેલા માણસને અશ્રદ્ધાની 'ફિલોસોફી' ભરી 'વાત્યું' કે વિચાર કરવાનો પણ સમય ક્યાં છે? જયારે માણસે પોતામાં જ શ્રદ્ધા ગુમાવી હોય ત્યારે એને ઈશ્વરમાં પણ ક્યાંથી શ્રદ્ધા હોય? એટલે જ તો એ ઈશ્વર પાસે વરસાદ માટે પ્રાર્થના કરવા જાય છે ત્યારે પણ એની સાથે છત્રી હોય છે! છતાં અમુક પ્રકારની શ્રદ્ધા વિના તો જીવન ચાલતું નથી એટલે એ શ્રદ્ધા માણસ '૮.૧૫ ની ફાસ્ટ' અને 'ગાડીના સમયપત્રક' પર લટકાવી દે છે અને એને સબર્બન રેલ ગાડીમાં 'બઉ સરસ' (બારી પાસે) જગા મળી જાય તો એ રમીની એકાદ બાજી રમી નાખે છે. ખુશ ખુશ થઈ જાય. એનું જીવન જ રમીની એકાદ બાજી જેવું હોય છે. એમાં હારજીત મોટી હોતી નથી કારણ કે એ marginal જીવન જીવે છે. યંત્ર સાથે તાલ મિલાવી પોતાનું તંત્ર ચલાવતા માણસને એની ઑફિસમાં ત્રણ જ 'લેઈટ માર્ક' એલાઉડ' છે એથી એ આગળ જાય તો એને મળેલું 'શ્રીફળ' એના હાથમાં માત્ર ભિક્ષુકની કાચલી રૂપે જ બાકીરહે છે. આવો માણસ પોતાની વ્યથાનો ભાર વહેતો, પોતાની કરુણ દશા ઉપર રડવાને બદલે પોતા ઉપર હસી શકે છે માટે જ જીવતો છે.

સુરેશભાઈ, न च मे द्वेष्योऽस्ति न प्रियः એવું તો થઈ શક્યું નથી, કરી શકાય એમ પણ ન હતું, પણ મેઘનાદ ભટ્ટનું કાવ્ય મને પ્રિય છે એમ કહું તો બાકીના બીજાં મને અપ્રિય છે એમ માનશો નહીં. 'કવિતા' ના આ અંકમાં જ બીજું પણ એક ખૂબ સુંદર કાવ્ય મારા મનમાં વસી ગયું છે એમ છતાં ... એમ છતાં ...

કવિ છો એટલે કવિતા અને કારણોનો સંબંધ જોડવાનું કહી મને સતાવશો નહીં. પ્રેમને પણ કારણો સાથે સંબંધ નથી તો પસંદગી માટે શા માટે હોવાં જોઈએ? એમાં મારી પણ પરીક્ષા થઈ જતી હોય તો મને વાંધો નથી

૩૮-૯-૭૪ ઉમેદભાઈ મણિયાર

નિખિલ આખું ય ☐ ભાનુપ્રસાદ પંડ્યા

જોયું ?...
પાંદડાં વગરના વૃક્ષ નીચે
સૂતેલા ક્ષુધિત શિશુની
ઊંડી ઊતરેલી આંખમાં
આવી બિરાજ્યા છે કાલયવન!
પેલી મરણાસન્ન ધેનુની
પાંસળીઓમાં રમે છે.
અડચણદોડ પવન!
ધેનુમુખે લીલું એક
તરણું ય મૂકવાને
લાચાર બધાં 'વૃન્દાવન' !
સાંભળ્યું ?....
'નહીં, નહીં એક લાખ,
માગી લેને સવા લાખ!'
પાસે જ ગાજી રહ્યો
સાગરનો લપોડશંખ.
કણાદની કલરવી ઋચાઓ ય મદ,
વીંઝાય નહીં હવે પ્હેલાં જેમ પંખ.
રાત્રે લહ્યું ?....
પૃથ્વી સતીની કરાંજલિથી
અભિશપ્ત આભને
રૂંવે રૂંવે કોઢનાં કલંક!
નિખિલ આખું ય જાણે
આંગણે ઊભું કો'ક
ઓશિયાળું રંક!

એક અકવિ પાસે કવિતાની ચકાસણી કરાવવાની? તમે જોખમ ખેડ્યું છે. હું તો સામાન્ય કવિતાપ્રેમી વાચકથી વિશેષ નથી. 'કવિતા'ની ઘણી બધી કવિતાઓ માણું છું જરૂર, પણ ઘણી બધી — Off the head માથામાં — પ્રવેશતી પણ નથી!

ને તમે કવિતાના આ અંકના પૂંઠા ઉપર એલિઅટની ઉક્તિ ઉપસાવી છે: "It is function of all art to give us some perception of an order in life, by imposing an order upon it." આ વ્યાખ્યા અનુસાર આજે તો કેટલી કલાકૃતિઓ 'ઑર્ડર'ની ઉપેક્ષા કરે છે, ને કદાચ તે કારણે જ "અહોહો!" ઉચ્ચાર માટે યોગ્ય ઠરે છે. જ્યારે મારે મન કવિતા - રચના - કલામાં કશોક ગર્ભિત 'ઑર્ડર' અનિવાર્ય છે. એ વ્યવસ્થા તે કઈ તે પુષ્પની સુરભિની જેમ અનુભવાતી હોય છે, નજરે નથી પડતી; નજરે નથી પડતી તે કારણે એનાં પ્રચ્છન્ન પરિમાણો પણ હાથમાં નથી આવતાં. પરંતુ કાવ્યકૃતિ કોઈ પણ સ્પષ્ટ-અસ્પષ્ટ કલાકૃતિની જેમ કશી પ્રાસાદિકતાનો અનુભવ કરાવે છે. એવા અનુભવની વેળાએ જેટલો ઊંડે ઊંડેથી હુંકારો પ્રગટ થાય એટલી હવે તે તે કૃતિ માણ્યાનો સંતોષ!

'કવિતા' ઑક્ટોબર '૭૪ ના અંકમાં એ રીતે એક કરતાં વધુ કૃતિઓ તૃપ્તિકર જણાય છે. પણ તમારી શરત તો એક જ કલમ ઉપર કળશ ઢોળવાની છે એટલે ઈલાજ તરીકે એક ક્ષણ માટે તો ઉત્તમ લાગેલી - અનુભવાયેલી - કૃતિઓમાંની ત્રણચારને પંગતમાં ઊભી રાખી ટૉસ - પદ્ધતિને અનુસરી Process of dimination નો સાથ લઈને નિર્ણય લેવાની ચળ થઈ આવી ... ના, હસશો નહિ! આ Joke નથી, પૂરી ગંભીરતાથી લખું છું.

પરંતુ એવી ચળને વશ ન થતાં ફરી એક વાર સારો યે અંક જોઈ ગયો ને— અંકમાંની સર્વોત્તમ કૃતિ તરીકે શ્રી ભાનુપ્રસાદ પંડ્યાનું કાવ્ય 'નિખિલ આખું ય' ઉપર નજર ઠરી.

આ કાવ્યમાં કવિએ ફૉર્મ અને કન્ટેન્ટના વિપક્ષીઓ વચ્ચે સહજભાવે તે સેતૂ બાંધી લીધો છે. ઘાટરૂપ નવાઓની સાથે બેસે છે. આ કૃતિએ પીંગળે બાંધેલા કે બીજા કોઈ છંદબંધન પદ્ધતિને અધિકારપૂર્વક ઉવેખી છે. એ માટે એમને કોઈ પ્રયાસ કરવો

પડ્યો નથી. કૃતિનું અછાંદસ રૂપ સહજભાવે પ્રગટ થયું છે ને છતાંયે એટલી જ સ્વાભાવિકતાથી કાનમાં રણક્યા કરે એવા શબ્દપ્રયોગો પ્રગટ થયા છે.

"કાલયવન", "પવન", "વૃન્દાવન" તે તે શબ્દો પોતપોતાના અધિકાર સાથે રજૂ થાય છે. શબ્દના રણકા સાથે કાવ્યના સમગ્ર અર્થનું સામંજસ્ય સધાય છે.

અને છેવટમાં વેધક કાવ્યખંડમાં

"પૃથ્વી સતીની કરાંજલિથી
અભિશાપી આભને
રૂંવે રૂંવે કોઢના કલંક!
નિખિલ આખું યે જાણે
આંગણે ઊભું કો'ક
ઓશિયાળું કશુંક! –

અભિશપ્ત નિખિલની અખિલાઈ માટે કવિએ કેવાં રૂપકો યોજ્યાં છે! સ્વ. મેઘાણી કૃત પેલી ચારણી સતી સ્ત્રીના અભિશાપની કે બાણપત્નીએ પોતાના જ ભાઈ મયૂર કવિને આપેલા શાપની વાત યાદ આવી જાય છે. જો કે, – તારે રૂંવે રૂંવે કોઢ થજો – ને વાત ત્યાં અધૂરી નથી રહેતી. એવા કોઢ માટે શામક એવા ઉપચારોની તે તે આખ્યાયિકાઓમાં વ્યવસ્થા છે જ્યારે સાંપ્રત યુગને વશવર્તીને ભાનુપ્રસાદે એવા અભિશાપમાંથી આકાશને મુક્તિ નથી આપી, મુક્તિ માટે ઉપાય નથી સૂચવ્યો. એણે તો ખોળો પાથરી રંકરૂપે આંગણે બેસી રહેવાનું છે – શાપમોચન માટેની ક્ષણની રાહ જોતાં જોતાં! અને જુઓ તો! એ ક્ષણ આભ સમી અમાપ - અગાધ છે એનો ખ્યાલ કવિ આપે છે. આભ માટે સરજાયેલી કરુણતા 'રંક' અને તે પણ 'ઓશિયાળું રંક' નિર્બળ – નિરુપાય બનીને પ્રગટ કરે છે.

પેલી મરણાસન્ન ધેનુની
પાંસળીઓમાં રમે છે
અડચણદોડ પવન!

આ રૂપક સાથે અજબ રીતે બંધ બેસે છે. લાચાર-નિરુપાય બધાં જ વૃંદો વન! વૃન્દાવનની આજુબાજુ ' ' મૂકીને ઘેરો કટાક્ષ ઉપસાવ્યો છે અને 'લપોડશંખ'ને ફૂંકાતો રાખીને માનવીની વિવશતાને -એના અતિ ખોખલાપણાને-નિખિલાઈના નિરર્થક પોલાણને એમણે હૃદયને ભેદે એ રીતે પ્રગટ કર્યું છે.

ભાનુભાઈને હાર્દિક અભિનંદન.

શિવકુમાર જોષી

## બ્રહ્માંડમાં ભૂલા પડેલા માણસની કથા □ રોબર્ટ ફ્રોસ્ટ □ સિતાંશુ યશશ્ચન્દ્ર

એક અડાબીડ રાતે કાળાં વાદળ જરાક વીખરાતાં
આ આઘેનું સ્થળ ઊઘડ્યું, જ્યાં જન્મે ટીપાં ઝાકળનાં.
એ નાનકડા બાકોરામાં શોધે આંખો અધીર-પ્રાણ
મનમાં નોંધી રાખી'તી મેં તે નિશાનીઓ નભની પુરાણ

પણ એ રાતે આકાશના એ ટુકડામાંના તારા
ઝાઝા ન્હોતા, ન્હોતા વળી એક જ નક્ષત્રે વસનારા.
ને કોઈ એકલ તારો પણ એવો મોટો પરિચિત ન્હોતો
કે સ્હેજ મહેનતે ય ઓળખી કાઢું હું કે ફલાણો તું તો!

આમ આકાશમાં ભૂલા પડી જઈ, એકલવાયા થઈ જઈ, મેં
પૂછ્યું : "ક્યાં છું ? ક્યાં છું હું ?" ને ઝટ ઉમેર્યું : "જો જો, કહી પાડતા તમે."
મેં વાદળને ચેતવ્યાં : "વીખરાઈને રખે સ્હેલું બનાવતાં જડવું,
હજી તો ખૂબ અનુભવવા દો મને આ મારું બ્રહ્માંડમાં ભૂલું પડવું."

('લોસ્ટ ઈન હેવન' નો અનુવાદ)

ફેબ્રુઆરી, ૧૩, ૧૯૭૫

ફ્રૉસ્ટે કહ્યું છે, 'Poetry is that which gets lost from verse and prose in translation' (કવિતા એ ચીજ છે જે એના પદ્ય અને ગદ્ય અનુવાદમાંથી અદૃશ્ય થાય છે.) એનું કારણ એ છે કે કવિતા એ Sound art (અવાજની કળા) છે અને કવિતામાં જે ભાષા હોય છે એમાં શબ્દના પ્રત્યેક અવાજ–મૌન સુદ્ધાં–નો મહિમા હોય છે. કવિતામાં જે ભાષા હોય છે તે tonal language–અર્થની સાથે સાથે જેમાં અવાજ પણ અર્થ જેટલો જ મહત્ત્વનો છે એવી ભાષા-હોય છે. મૂળ કાવ્યમાં જે શબ્દો જે ક્રમમાં હોય એથી એમાંથી જે અવાજ - સ્વરવ્યંજન-સંકલના, આરોહઅવરોહ, દ્રુતવિલંબિત ગતિ, લય, આદિ - પ્રગટ થાય એ જ અવાજ એના અનુવાદમાં જે શબ્દો જે ક્રમમાં હોય એમાંથી પ્રગટ ન જ થાય. વળી મૂળ કાવ્યમાં શબ્દોનો જે અર્થ હોય એ જ અર્થ અનુવાદમાં પ્રગટ કરવો હોય તો વારંવાર અનુવાદમાં શબ્દોની સંખ્યામાં વૃદ્ધિ-અપવૃદ્ધિ દ્વારા જ શક્ય હોય છે. વળી કાવ્યમાં શબ્દોમાં જે કલ્પન, પ્રતીક, પુરાકલ્પન, શ્લેષ, ઉપમા, ધ્વનિ, અન્ય અલંકારો આદિ હોય છે એ અનુવાદના શબ્દોમાં શક્ય ન પણ હોય. એથી મૂળ કાવ્યમાં હોય તે અનુવાદમાંથી અદૃશ્ય થાય છે. મૂળ કાવ્યમાં જે કવિતા હોય છે તે એના શબ્દોમાં હોય છે. અનુવાદમાં એ શબ્દો અદૃશ્ય થાય એની સાથે જ એ કવિતા પણ આપોઆપ અદૃશ્ય થાય છે. એથીસ્તો ઈટાલિયન ભાષામાં અનુવાદક (traduttore) એ દ્રોહી (traditore) જે એવો શ્લેષ પણ થયો છે. મૂળ કાવ્યથી અનુવાદ વધુ સુન્દર છે એવું જ્યારે લાગે ત્યારે વહેમ આવવો જોઈએ કે અનુવાદ જુઠ્ઠો છે. મૂળ કાવ્યના સત્યને વફાદાર નથી. આમ, અનુવાદ મૂળ કાવ્યના સત્યને વફાદાર હોય અને સ્વયં સુન્દર કાવ્ય પણ હોય એ એક વિરલ, લગભગ અશક્ય ઘટના છે.

'કવિતા'ના રૉબર્ટ ફ્રૉસ્ટ વિશેષાંકમાં ફ્રૉસ્ટનાં કુલ ૩૭ કાવ્યોના કુલ ૫૬ અનુવાદો છે. (કોઈ કાવ્યના ૭, કોઈના ૬, કોઈના ૩, કોઈના ૨ અનુવાદો પણ છે.) એમાંથી જે અનુવાદમાં મૂળ કાવ્યના સત્ય અને અનુવાદમાંના સુન્દરની વચ્ચે ઓછામાં ઓછો વિસંવાદ પ્રગટ થયો હોય એવો એક અનુવાદ પસંદ કરું છું. અને તે છે સિતાંશુ યશશ્ચંદ્રનો અનુવાદ 'બ્રહ્માંડમાં ભૂલા પડેલા માણસની કથા' (Lost in Heaven).

'કવિતા'નાં કુશળ ચ્હાઉં છું.

તમે પણ કુશળ હશો.

નિરંજન ભગત

મુક્તિ ☐ વિપિન પરીખ

દવાઓની શીશીઓનાં આધાર લઇ ટકી રહેતી જિંદગી નથી ગમતી.
મારાં જ સ્વપ્નાં બિહામણાં કૂતરાંની જેમ મને કરડે નહિ તેથી
ઘેનમાં પડી રહેવું મને ગમતું નથી.
આ પગનાં તળિયાંને લીલા ઘાસની સ્મૃતિ સતાવે છે.
મારી આંખો બેચેન છે– ચોરસ આકાશના બટકાથી એને સંતોષ નથી થતો.
'આ ૧૦ નંબરનો ગયો–૧૩ નંબર Serious છે.'
મને નથી ગમતી આ ઉદાસ વાતોની અવરજવર.
મને નથી ગમતી ડૉક્ટરોની ઠંડી ઉતાવળ,
સમયની ભૂતાવળ—સફેદ વસ્ત્રોની દોડાદોડી—
આ ક્લોરોફોર્મની ગંધ–આ ઇથરની વાસ
મને બેહોશ કરે છે આ બિછાનાનો સફેદ કારાવાસ!
મને છૂટો કરો આ હૉસ્પિટલની પીળી ભીંતોથી.
મારે શ્વાસ લેવો છે.

'કવિતા' ના અંકો મળે છે. એ સામયિક ઘરમાં રસપ્રદ વાચનસામગ્રી આપે છે. અને ચર્ચા જગાવે છે. 'કવિતા' અમારી કાવ્યસમજ વધારવા અને કવિતાઓની મોજ વધુ ઘેરી બનાવવા માટે પ્રયોગોનું સાધન બને છે. એક પ્રયોગ વર્ણવું:

વિખ્યાત કવિ ફ્રોસ્ટ ઉપરનો 'કવિતા'નો વિશેષાંક થોડા સમય પર મળ્યો હતો. એ અંકમાં ફ્રોસ્ટના એક કાવ્યનાં વિવિધ કક્ષાની પ્રતિષ્ઠા પામેલા સાહિત્યરસિકો અને કવિઓ પાસે અનુવાદ કરાવી છાપ્યા હતા. મારા કવિતા સંગીતપ્રેમી મિત્રમંડળમાં એક રસભર્યો અખતરો - રમત ઉપાડયાં. અનુવાદકોનાં નામ દીધા વગર અનુવાદોનું વાચન કર્યું. ત્યાર બાદ કાવ્યોને કોટીક્રમ આપવા જણાવ્યું. ત્યાર બાદ એ કોણે લખ્યાં હશે તે કાવ્યરચિતાનાં નામો જણાવી નક્કી કરવા કહ્યું. આ રમતમાં મજા આવી. કાવ્ય-રસિકોએ અણધાર્યા ઉત્તરો આપ્યા અને કારણો પણ જણાવ્યાં. ઘણાએ બહુ જ ઊગતા, અજાણ્યા કવિના અનુવાદને શ્રી ઉમાશંકર, નિરંજન ભગત વગેરેનાં કાવ્યો તરીકે બિરદાવ્યાં અને આ પ્રગલ્લભ કવિઓના અનુવાદોને... મૂંઝવણભરી પરિસ્થિતિ ઊભી થઈ. આપણાં વિવેચનમાં નામથી કાવ્યની ગુણવત્તા કે કાવ્યથી નામની ગુણવત્તા અંકાય છે?

'કવિતા' દ્વારા આવી રમત કરતો હતો અને અનુભવો પ્રાપ્ત કરતો હતો ત્યાં તમારા તરફથી 'કવિતા' અંક ૪૬, એપ્રિલ, ૧૯૭૫ નો અંક મળ્યો. સાથે સાથે તમારી આગવી રીતે વિવિધ સ્તરની વ્યકિતઓને કવિતામાં રસ જગાડવાની તરકીબભર્યું સૂચન મળ્યું કે મારે આ અંકનાં કાવ્યો વાંચી ગુણવત્તાની દષ્ટિએ શ્રેષ્ઠ કાવ્ય કયું છે તે જણાવવું. મિત્રની આશા ઉથાપવાની અશકિતએ આ ભગીરથ કાર્ય મારે હાથ ઉપર લેવું પડયું. અંકનાં કાવ્યો વાંચી ગયો, વારંવાર સમજવા કોશિશ કરી. મૂલ્યાંકનનો પ્રયોગ શરૂ કર્યો, કસોટીઓ શોધવા પ્રયત્નશીલ થયો.

### બે પ્રકારની સમસ્યાઓ અનુભવી

આજના ઘણાખરા કવિઓ જાણેઅજાણે તત્ત્વચિંતનની એક પ્રણાલિકા અપનાવે છે. જીવન એબ્સર્ડ છે, સમાજ શૃંખલા છે - પીગળતા બરફની નાવ જેવો છે, વ્યકિતત્વ ચહેરા વગરનું, ગૂંથાયેલું, ન સમજતું ન સમજાય એવું અસ્તિત્વ છે. નિરાશા એ જીવનનો મૂળભૂત ધ્વનિ છે. જીવન દુર્બોધ છે. માનવી પોતાની સાથે પણ વાત કરી શકતો નથી. આ તત્ત્વચિંતનને વરેલા કવિઓ, એમના મત પ્રમાણે જીવનમાં રહેલી દૂર્બોધિતા કાવ્યમાં પણ અભિવ્યકત કરે એ સમજી શકાય છે. જીવન દુર્બોધ હોય તો ભાષા, વાકયવળાંકો, પ્રતીકો, શબ્દપ્રયોગો સુબોધ સમજાય એવાં શા માટે હોવાં જોઈએ?

મારે માટે ઘણી કવિતાઓ દુર્બોધ હતી - ન સમજાય એવી એમ કહું તો ચાલે. કેટલાંક કાવ્યો જાણે '... શબ્દકોશના વેરવિખેર થઈ ગયેલા શબ્દો', ... અમુક અંશે, પરંતુ ગીતના આકાર આપ્યા વગરના લાગ્યા એટલું જ નહિ, પણ કેટલાંક કાવ્યોના આકર્ષક શબ્દો તરછોડવા મુશ્કેલ પરંતુ 'અર્થ સાથે જોડવા મુશ્કેલ' લાગ્યા. મને લાગ્યું

કે જે કાવ્યે દુર્બોધિતાનો મંત્ર જપતા હોય, જેની પાછળનું તત્ત્વદર્શન ધ્વનિ, પ્રતીકો અને શબ્દલય-રચના દુર્બોધિતા જ અભિવ્યક્ત કરવા માંગતા હોય તે ન સમજાય એમાં આશ્ચર્ય પામવું શા માટે? તમારા આદેશનું પાલન કરવાનો નિર્ણય સમસ્યારૂપ બન્યો. દુર્બોધિતા જેનું હાર્દ છે એ કાવ્યોમાં શ્રેષ્ઠ ગણવા માટે કઈ કસોટી અપનાવવી? વધુમાં વધુ દુર્બોધ હોય તે, કે જીવનની કહેવાતી દુર્બોધિતાને સરસ સરળ સમજાય એવી અસરકારક રીતે અભિવ્યક્ત કરી શકે તે?

શિક્ષણક્ષેત્રે ચાલતી ગુણવત્તા માપવાની પ્રગતિશીલ અને વધુ તટસ્થ ગણાતી અંક પદ્ધતિનો આશ્રય લેવા નિર્ણય કર્યો. કાવ્યોને પહેલો, બીજો એમ નંબર આપવાને બદલે ગ્રેડ સિસ્ટમ પ્રમાણે મૂલવવા યત્ન કર્યો છે. આટલાં બધાં કાવ્યોમાંથી કોઈ એકને શ્રેષ્ઠ કાવ્ય ઠરાવવા કરતાં લગભગ સમકક્ષાનાં લાગતાં અમુક કાવ્યોને A grade આપવાની પ્રણાલી વધુ ન્યાયી બને એવું લાગ્યું. પ્રયોગશીલ અખતરાઓ કરવાના આજના યુગમાં હું પણ ગ્રેડ આપવાની પદ્ધતિ અપનાવું તો તમને વાંધો નહીં જ આવે એમ આશા રાખું છું.

મારા મત અનુસાર નીચેનાં કાવ્યો A gradeમાં મૂકી શકાય:

(૧) વિપિન પરીખનું 'મુક્તિ' (૨) ઘનશ્યામ પરીખનું 'કહ્યું' (૩) રમેશ જાનીનું 'અંકુર' (૪) કુમુદ પટવાનું 'ક્યાં છે' (૫) જયંત વાસોયાનું 'ગઝલ' અને (૬) મુરલી ઠાકુરનું 'મલાજો'.

કારણ આપવાની જરૂર ખરી? પરીક્ષકો કદી કારણ આપે છે? આવાં પરીક્ષણ માટે આમંત્રણ આપ્યું તે માટે આભાર માનું?

આપનો

**અક્ષયકુમાર ર. દેસાઈ**

તા. ક.:

ગ્રેડ સિસ્ટમ અપનાવવાને કારણે તમને ખરેખર મૂંઝવણ ઊભી થઈ હોય અને ઈનામની યોજનામાં વિક્ષેપ પડતો લાગતો હોય તો હું શ્રી વિપિન પરીખનાં 'મુક્તિ' કાવ્યને A + આપવા લલચાઉં.

**અક્ષયકુમાર ર. દેસાઈ**

## બે મૃત્યુકાવ્યો □ ઉશનસ્

### ૧. મિત્રની સ્મશાનયાત્રામાં

બધું અંતે આ કે? અહીં લગી જ કે? આટલું જ કે?
બધી ચર્ચાચર્ચી અધવચ અધૂરી જ અટકે;
અધૂરી ચર્ચાનું અધૂરું રહ્યું કો વાક્યસમું મ્હોં,
ઉઘાડી આંખોની, ભ્રમ વગરની ઊંઘમહીં છો;
કશા સામે આંખો વણપલક થૈ સ્તબ્ધ સડક,
પડ્યો ઝાંખો આખો કીકીકચકડો, કાચ કડક;

હતા પ્રાજ્ઞો વૃદ્ધો તમ ખરખરે, જે મળી ગયા
મૂગા મૂગા પાછા; જીવનવિષયે ઉત્સુક ન'તા
કશુંયે આ કે તે તરફ વધવા; છેક ન જતાં
ઘણા તો થાકેલા તમથી વધુ, પાછા વળી ગયા;

હવે છે અગ્નિ તે સધૂમ પ્રજળંતો ચરચરે,
હુતાસ્તો બીજો યે અધૂમ બળતો આયુષભરે;

અને જ્યાં ડાઘુની સ્વજનતણી ટોળી ઘર જતી
ઘરે જાસાચિઠ્ઠી કશીક લખી કૈં ચોકડી હતી.

ન'તા છેલ્લે છેલ્લે મુજથી ઊંચકાતાય ચરણ,
—ખરુ–સાંઠા શેં ઊંચકીય શકે મારું વજન.
તમારી ખાંધે છું તદપિ હજી મારા ચરણમાં
—મળ્યો'તો ઝ્હાડોશો સમય પણ સીધો ચઢણમાં
હજારો ગાઉની કળતી રહી શ્રાંતિ મરણમાં;
ચઢાણે રસ્તામાં કંઇ અધવચે આવી મળ્યું જે,

ગયું છૂટી, છાંડી અગર અધવચ્ચે જ મળ્યું તે,
મળ્યાં'તાં ટેકાવા કંઇક કર, સ્કંધો, રૂપ, રતિ.
વિચારો ને સ્વપ્નો, અધવચ ખરી સૌ સહગતિ,
નશામાં એવી તો મૂકી જ ગઇ આ થાક, વિરતિ,

હતા તેવા ખાલી કરની મુઠ્ઠીમાં આપ ઊચકી
હતાં છાતી ઊભાં ચઢણ ચઢવાનાં ચરણથી
તમે ખાંધે લીધો, ભલું તમ થજો બંધુ, નહીં તો
હું ચાલી તો મારે મરઘટ જવાનો ક્યમ હતો?



Anne Sexton



જ્યોતિ ભાલરિયા, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, જગન્નાથ ચક્રવર્તી,
શિવકુમાર જોશી



વસંત બાપટ, વિંદા કરંદીકર, મંગેશ પાડગાંવકર



મહેન્દ્ર ભગત, સુન્દરમ્, સુંદરજી બેટાઈ



દેવેન્દ્ર જોશી, ઉમાશંકર જોશી, ચીમનલાલ શાહ

'કવિતા'ના જૂનના અંકમાંનું કયું કાવ્ય ઇનામને પાત્ર છે એ નક્કી કરવાનું કાર્ય મને સોંપવા બદલ અત્યંત આભારી છું.

શ્રી ઉશનસ્‌નાં 'બે મૃત્યુ કાવ્યો' મને સવિશેષ નોંધપાત્ર લાગ્યાં છે. જીવનની ગહનમાં ગહન અનુભૂતિઓ બે: પ્રેમ અને મૃત્યુ. આ બન્નેનું આલેખન કરતાં જગત-ભરના કવિઓ થાક્યા નથી. શ્રી ઉશનસે પણ પહેલા સૉનેટમાં મૃત્યુના સંદર્ભમાં મિત્રપ્રેમનું સંવેદનશીલ નિરૂપણ કર્યું છે. પહેલી પંક્તિમાં આવતા ત્રણ પ્રશ્નાર્થો મૃત્યુ કેવો ગહન કોયડો છે એ વાત કલાત્મક રીતે સૂચવે છે. એ પછી આવતું મિત્રના મૃત્યુદેહનું વર્ણન 'Morbid' તો નહિ બની જાય ને? - આવી શંકા આપણા મનમાં જાગે - ન જાગે ત્યાં તો કવિ અવસાન પામેલા પ્રાજ્ઞોની વાત કરી કૃતિને સૂક્ષ્મ સ્તરે લઈ જાય છે. સૉનેટની છેલ્લી પંક્તિની ચોટ પણ અસરકારક નીવડે છે.

બીજા સૉનેટમાં કવિએ પોતાના મૃત્યુની જે કલ્પના કરી છે, તે પણ સંવેદન-સભર છે. એનું આલેખન પણ આસ્વાદ્ય બન્યું છે. 'અધવચ ખરી સૌ 'સહગતિ', જેવી પંક્તિઓ છંદોલયની દૃષ્ટિએ પણ નોંધપાત્ર છે. સૉનેટ-સ્વરૂપની ક્ષમતા હજી ખૂટી નથી એવી પ્રતીતિ પણ આ બંને કૃતિઓ વાંચતાં થાય છે.

પ્રકાશ મહેતાના નમસ્તે

## રેતી ☐ વેણીભાઈ પુરોહિત

રેતીના દરિયામાં તરતાં જો આવડે તો
દરિયાના દરિયા હું કરી નાખું પાર:
સાંઢણીએ સોંઢીને ફરફર જાઉં છું—
આગમને આંગણેથી માલમને દ્વાર.

રેતીની ઓકળીઓ ભાયગની ભાત સખી,
વાયરો વિધાતા થઇ પાડે છે રોજ:
સપનાંનાં પંખી ત્યાં અદ્ધર ઊડે છે તો ય—
કલરવનાં પગલાંની છાપનો ય બોજ

પ્રેમની વાતું કંઇ રણમાં રોળાઇ જાય
રેતી ચોળાઇ જાય ચૂંદડીની જેમ:
કાળજાના કાપા તો રણમાં રેલાય અને—
શ્વાસ શ્વાસ શ્વાસ ચગે પ્રેમ

મુંબઈ, તા. ૨૭-૯-૧૯૭૫

કોઈ પણ વસ્તુની શ્રેષ્ઠતાનો તાત્કાલિક નિર્ણય કરવો એ માત્ર સાહસ જ છે કારણ કે એ નિર્ણયમાં પ્રમાણરૂપે તો ચાલુ દેશ-કાળની વિદ્યાનું પરિચિત જ્ઞાન જ છે, જ્યારે દેશકાળની સીમા ઉલ્લંઘીને શાશ્વતતાનાં તત્ત્વો જેને સાંપડયાં હોય તે જ આપોઆપ પુરવાર થયેલી શ્રેષ્ઠતા હોઈ શકે. ત્યારે પ્રશ્ન થયો કે વર્તમાનમાં માત્ર વ્યક્તિગત અભિપ્રાય કે સ્વભાવની રુચિ જેવાં અપ્રમાણિક ધોરણો વડે જ શ્રેષ્ઠતાનાં દર્શન કરવાનાં? આ પ્રશ્નને લીધે ગીતાના વિભૂતિયોગ પહેલી જ વાર સમજાયો:

वृहत्सात तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षोऽहम् ऋतूनां कुसुमाकरः ॥

અર્થાત્, જે એક વડે તે વર્ગની સમગ્રતાની સંપૂર્ણ અનુભૂતિ થાય તે જ સ્વયં પ્રમાણ છે, તે જ શ્રેષ્ઠ છે. આ ગીત-ગઝલ વિશેષાંકમાં તમે ઠેરવેલી મર્યાદાની કૃતિઓમાં એવી કોઈ સાર્થક કૃતિ શોધવાની બુદ્ધિનો કદાચ મારામાં ઉદય થયો નથી એટલે મારો જે પ્રગટ અધિકાર છે તેને આધારે કૃતિઓનાં ગેયતત્ત્વનું પ્રાધાન્ય નિર્ણય માટે દૃષ્ટિમાં રાખીશ.

જો કે ઉપયોગ પરત્વે કુશલ સંગીતકાર કોઈ પણ કાવ્યનું સરસ સ્વરાંકન કરી શકે છે તેમ છતાં સામાન્ય પ્રયત્નથી ગીતના પોતાના ધ્વનિ વડે આપોઆપ ગેયતા સ્ફૂરે એ સંગીતને ઉપકારક છે. ૪૮ મા અંકમાં મને આવી ત્રણ કૃતિઓ મળી છે, એક રમેશ પારેખનુ ગીત 'પડખામાં જોયું તો ખાલી' બીજું જયંત પાઠકનું ગીત 'વહેતાં પાણીને હવે વાળવાની વાત' અને ત્રીજું વેણીભાઈ પુરોહિતનું "રેતી'. 'પડખામાં જોયું તો ખાલી' એ કૃતિમાં લયની યોજનાનું સુંદર સમપ્રમાણ છે. પહેલી બે પંક્તિઓના લયથી ત્રીજી ચોથી પંક્તિનો લય સરસ રીતે જુદો પડે છે છતાં તાલ એનો એ જ રહે છે. પછીની પંક્તિઓમાં પણ ક્રમવાર એ જ વ્યવસ્થા આખા ગીતમાં છે અને એને લીધે એક લોકગીતનો થડકો એમાં આવી ગયો છે. લોકભોગ્યતા માટે લોકગીતનાં અંગો સંગીતમાં પણ વિશેષ ઉપયોગી થાય છે જયંત પાઠકનાં ગીતમાં 'હવે વાળવાની વાત અને ખાળવાની વાત, તરવાની વાત પાર કરવાની વાત' ઈત્યાદિ અનુપ્રાસો એ કૃતિના કાવ્યગુણો ઉપરાંત સ્વરરચનામાં સુંદર ચમત્કૃતિ ઉપજાવી શકે. વેણીભાઈ પુરોહિતના 'રેતી'માં 'રેતીના દરિયામાં તરતાં જો આવડે તો' એ પંક્તિના સંશયનું સમાધાન ગીતનો લય આપોઆપ આપે છે. 'આગમને આંગણેથી માલમને દ્વાર' સુધીમાં તો ગીતના લયની ગતિ દરિયાની છોળો ઉપર સફર કરતા કોઈ જહાજ જેવી થઈ જાય છે. અને ગુરુ સ્વરો એવી રીતે યોજાયા છે કે એ પ્રત્યેક પર યોગ્ય ભાર આપીને ગાતાં સાંઢણીની ચાલની રવાની પણ સંભળાય છે. આ કૃતિમાં કાવ્યતત્ત્વ અને નાદનો સુમેળ છે. સરલ છતાં અપૂર્વ ઉપમાઓને યોગ્ય, શબ્દો પણ 'કલરવનાં પગલાં' જેવા ગૂઢ યોજાયા છે અને એ રચનાનું માધુર્ય સ્વરોને પ્રેરે છે. એથી વેણીભાઈની 'રેતી' આ દૃષ્ટિકોણથી મને શ્રેષ્ઠ લાગી છે

નિનુ મઝુમદાર

કેવળ કલ્પનાથી ☐ ભગવતીકુમાર શર્મા

હંગામ – જાઝ, ડ્રમ, ઑર્ગન, રૉક, બૉન્ગો
પ્યાલી, શમા તરલ, ઝુમ્મર, ગાલીચાઓ,
'એક્સક્યૂઝ મી', લય, ઘુમાવ ઊડંત જુલ્ફાં,
પરફ્યુમ્સ, સ્ટેપ્સ – ઘૂઘવે જલધિજુવાળ;
હું ફીણ ફીણ થઈને વીખરાઉં; સ્પર્શે—
સાંનિધ્યથી પીગળી પીગળી જાઉં પૂર્ણ.

છેદાઉં ત્યાં સકલ દૃશ્ય તણી ત્વચાથી—
સ્પર્શે નહીં જલઝકોર – કડાક કોરો;
અંજવાસ ક્ષીણ, લય મંદ, સુગંધ ક્ષુબ્ધ,
આવેગ મ્લાન, સૂર સ્તબ્ધ, અગાધ શૂન્ય
ચોપાસ ભીડ વીખરાય, જુવાળ તૂટે
કથ્થાઈ રેત પરથી પગલી ય લુપ્ત.....

તું પાસ તોય ભટકું અવ રિક્તતામાં,
તારા વિયોગ તણી કેવળ કલ્પનાથી!

'કવિતા' ૪૯–'સૉનેટ અંક'–માં મને ગમતા કોઈ એક કાવ્યને 'શ્રેષ્ઠ કાવ્ય' તરીકે જાહેર કરવાનું તમે સોંપ્યું ત્યારે મને મૂંઝવણ નહિ થાય એવું તમે કલ્પ્યું હતું? અને હું પણ કેવળ કલ્પનાથી જ ચાલ્યો હતો!

શ્રી ઉશનસે 'અનહદની સરહદે' જેવી મારી પ્રિય સૉનેટમાળા ન રચી હોત તો 'વસંત એકાદશીની ક્ષણો' આગળ જ હું રોકાઈ ગયો હોત. 'ગઝલ સૉનેટ' કે અછાંદસ સૉનેટ લખવાના પ્રયોગો પણ આ પહેલાં આપણે ત્યાં થયા છે. શ્રી અદમ ટંકારવી કે શ્રી વિપિન પરીખનાં કાવ્યો આ દિશામાં વધુ પ્રયોગો કરવાનું શ્રેય લઈ જાય છે એટલું જ. શ્રી જયેન્દ્ર શેખડીવાળાએ અપભ્રંશમાં સૉનેટ લખવાનો પ્રયત્ન કર્યો છે તો શ્રી ભાનુપ્રસાદ પંડ્યાનું સૉનેટયુગ્મ 'ત્યારે' અને 'હવે' કે શ્રી મનસુખલાલ ઝવેરીનું સૉનેટ 'વિષણ્ણ વયવૃદ્ધ (સામેની તસવીર સમેત ) મને ગમ્યાં છે.

પણ શ્રી ભગવતીકુમાર શર્માનું સૉનેટ 'કેવળ કલ્પનાથી' આ અંકમાંનું મને સૌથી ગમતું કાવ્ય છે. આ સુગ્રથિત સૉનેટમાં છેલ્લાં થોડાં વર્ષોમાં ગુજરાતી સૉનેટના બદલાયેલા મિજાજની રેખાઓ બરાબર ઊપસી આવી છે. '...જાઝ, ડ્રમ, ઑર્ગન, રૉક, બૉન્ગો, પ્યાલી, શમા, તરલ ઝુમ્મર, ગાલીચાઓ'નું 'સકલ દૃશ્ય' અને 'જલધિ જુવાળ'માં કવિનું 'ફીણ ફીણ થઈને' વીખરાઈ જવું, સ્પર્શ અને સાંનિધ્યની આ વિશિષ્ટ સૃષ્ટિમાં પીગળતા જતા હોવાની લાગણી–ક્ષણભર નો નો પીગળીને પૂર્ણ થઈ ગયો હોવાની લાગણી અને ત્યાં જ બીજા પટ્ટકમાં આ 'સકલ દૃશ્ય'ની આરપાર જોતાં પોતે તદ્દન 'કેવળ કોરો' હોવાનું કવિ અનુભવે અને પછી નિર્ભ્રાન્તિની થોડીક ક્ષણો–બહુ ઓછા શબ્દો–'અજવાસ ક્ષીણ, લય મંદ, સુગંધ ક્ષુબ્ધ'. પ્રથમ પટ્ટકમાંનો એ 'જલધિ જુવાળ' અને કવિનું ફીણ ફીણ થઈને વીખરાવું અને બીજા પટ્ટકમાં 'ઘોંઘાટ ભીડ વીખરાય, જુવાળ તૂટે, ક્યાંઈ રેત પરથી પગલી ય લુપ્ત' અને એ સાથે જ 'તું પાસ નો ય ભટકું અવ રિક્તતામાં તારા વિયોગ તણી કેવળ કલ્પનાથી!' એ પરિસ્થિતિનું અનેકવિધ શક્યતાઓના વિશ્વને ચીંધતું દર્શન અને પછી આશ્ચર્યમાં વિરમતું કાવ્ય મને ગમ્યું છે–સૌથી વધુ.

અમદાવાદ-૯

૯ ડિસે., ૧૯૭૫.

રમણલાલ જોષી

એક ભૂલા પડેલા રોમાન્ટિક કવિનું દુઃસ્વપ્ન ☐ સુરેશ જોષી

મૃણાલ, મૃણાલ
તું સાંભળે છે?
અત્યારે તું બેઠી હશે તારા પરિવાર વચ્ચે
સુરક્ષિત
આજ્ઞાંકિત ઘડિયાળનો નિયમિત ટીક્ટીક્ અવાજ
ચાર દીવાલનો પહેરો
સોફાનો પોચોપોચો ખોળો
બિહામણી છાયાઓને ભગાડી મૂકતી ફ્લોરેસન્ટ લાઇટ
ને છતાં મૃણાલ,
વર્ષોના જામેલા થર ઊડી જાય છે એક ફૂંકે
ગાઢું જંગલ ઘેરી વળે છે દીવાલોને
ગાતી ઈંટને ઢાંકે છે લીલ
એને ફાડીને ઊગી નીકળ્યા છે પીપળા
અર્ધો તૂટેલો ઝરૂખો
જેમાં હજી બેઠી છે નિષ્પલક પ્રતીક્ષા
એની પાસે ટોળે વળીને બેઠા છે કેટલાય કજળી ગયેલા સૂરજ
નીચેની તળાવડીમાં ક્યાંક તરે છે કોઈકનું મસ્તક
પાસે થઈને ચાલી જાય છે સીડી
કોઈ ચઢે છે ને ઊતરે છે
રૂમઝૂમ રૂમઝૂમ
ને પેલી બારી
હજું એમાં જડાયું છે તારું મુખ
તારી આંખ પાંખો ફફડાવીને ઊડું ઊડું કરે છે
નીચે સર્પ-યુગલનું મૈથુન
એના સિસકારાના બોદા પડઘા
ઢંઢોળે છે વાવના અન્ધ જળને
બહેરો સમય વટવાગળાની જેમ લટકે છે અહીં
મૃણાલ, મૃણાલ

સાંભળે છે તું?
મારો આવાજ
થોરનો કાંટો ફૂટે તેમ એ ફૂટે છે મારે કણ્ઠે
મોટા શહેરના મધરાતવેળાના નિર્જન ચોકનું
કણસતું મૌન
શહેરને ખૂણેખૂણે દૃઢ આસને બેઠેલાં પૂતળાંઓને
વીંટળાઇ વળેલી નિઃસંગતા
બારાખડીના ખોડા વ્યંજનોની જેમ અથડાતા આ લોકો
સિગારેટના ધોળા કાગળનાં પાંદડાંવાળું ઝાડ
એના પર ચાવી આપેલા એલાર્મ ક્લૉકનાં પંખી
એની છાયામાં બે ખોટા સિક્કા જેવા સરખા પ્રેમી
થિયેટરોની નિયોન લાઇટનો કામુક ઘોંઘાટ
ગંદી અફવાની જેમ પ્રસરતો પવન
વારાંગનાના મેલા દર્પણ જેવી નદી
જાહેરખબરના પોસ્ટર જેવું ચોંટાડેલું આકાશ
સાત લંગડા ઘોડાને શોધતો સૂરજ
ભૂવાની ડાકલીના ફિક્કા પડઘા જેવો ચન્દ્ર
મૃણાલ, મૃણાલ
આ બધામાં ક્યાં છે તું?
સાંભળે છે મારો અવાજ?
પથ્થરના હૃદયમાં રહેલા ઉલ્કાના સ્મરણ જેવો
વનમાં લાગેલા દવથી ભડકેલા વાઘની આંખના તણખાથી ગોફાયેલો
તારાં આંસુના તેજાબથી કોતરાયેલો
કબ્રસ્તાનના ધોળા ધૂપધોયા વિષાદભીનો
જળમાં સળકતા કશાક આદિમ સ્પર્શના નિઃશ્વાસ જેવો
ખંડિયેરમાં અથડાતા જરઠ બોખા કાળ જેવો ઠાલો
દરમાં સરી જતા સાપ જેવો નિઃશબ્દ
મૃણાલ, સાંભળે છે તું મારો અવાજ?
તારાં વાચાળ કંકણ

બે આંખોનો સદા ચાલ્યા કરતો ચટુલ સંવાદ
શ્વાસોનું વૃન્દગાન
આંગળીઓનાં ઇંગિત
ધૂર્ત હૃદયની રહસ્યકથા
ઘરમાં ફરતા પડછાયાનો ઘોંઘાટ—
મૃણાલ, મૃણાલ
તું શી રીતે સાંભળશે મારો અવાજ?
મૃણાલ, તું કોણ, હું કોણ?
મારા જખમને ટેકે ઊભી છે રાત
તારા શ્વાસે ખીલે છે સ્વર્ગનાં પારિજાત
હું દેશવટો ભોગવું છું આંસુના બિલોરી મહેલમાં
તારા સ્મિતનું પાનેતર લહેરાય છે હવામાં
ઉર્વશીના નૃત્યભંગનો લય બહેકાવી મૂકે છે તારાં ચરણ
કરોળિયાના જાળામાં ઝિલાયેલા ઝાકળની આંખે
તાકી રહ્યું છે મારું મરણ
મૃણાલ, પૂછું એક વાત?
તારી આંખોના અંધારિયા ભોંયરામાં
કોણ લટકે છે ઊંધે મસ્તકે?
તારી શિરાઓની ભૂલભૂલામણીમાં
કોણ સળગે છે જામગરીની જેમ?
તારા સ્પર્શના અડાબીડ વનમાં
કેટલા તેં સંતાડ્યા છે મણિધર નાગ?
તારી કાયાના આ સાગરમાં
કોના ડુબાડ્યા તેં કાફલા સાતેસાત?
તારા શ્વાસના ખરલમાં
કોણ ઘૂંટી રહ્યું છે ગરલ?
મૃણાલ, મૃણાલ,
સાંભળે છે તું?
તને મેં જોઈ હતી એક વાર

લીલીછમ તળાવડી
ને લીલોલીલો ચાંદો
લીલી તારી કાયા
ને લીલો એનો ડંખ
લાલચટ્ટક ઘા મારો
ને ભર્યું એમાં લાલચટ્ટક મધ
એને ચાખે લાલલાલ કીડીઓની હાર
એની સંખ્યા ગણતી બેઠી ભૂવાની જમાત
મારી આંખે લીલો પડદો
ઢળે લીલો ચારકોર અન્ધાર
મૃણાલ, જોને—
ચારે બાજુ ઊડી રહ્યા પવનના લીરા
ફૂવાના ચોર-ખિસ્સામાં થોડા સૂરજના ટુકડા
શહેરના બાગમાં ફૂલોની શિસ્તબદ્ધ કવાયત
પાનની દુકાનના અરીસાઓની ચાલે મસલત
પુલ નીચે સૂકી નદી વાગોળે મરણ
રસ્તેરસ્તે તગતગે આસ્ફાલ્ટનાં રણ
ચૂંથાયેલા રેશનકાર્ડ જેવા બધે ચહેરા
ફરીશું શું અહીં કહે સપ્તપદી ફેરા?
મૃણાલ,
હું જાણું છું
ઢીંગલીઓનો પહેરો ગોઠવીને
તું સાચવી રહી છે તારું શમણું
ચન્દન-તળાવડીને કાંઠે છે એક મહેલ
રૂમઝૂમ એમાં નાચે પરીઓ
પવન વગાડે પાવો
એ મહેલમાં એક ઝૂલો
એના પર તું કદી એકલીએકલી ઝૂલે
કદીક તારી આંખો ઊડી જાય દૂરદૂર

તારા કાન સરવા થઈને સાંભળે
રજનીગન્ધાની સુગન્ધ જાણે હમણાં લાવશે સ
હમણાં પૂરપાટ દોડચો આવશે રાજકુમાર
ઊંચા ઊંચા મહેલની ઊંચી અટારીએ
તું મીટ માંડીને જોઇ રહે
એક રાત જાય, બીજી રાત જાય
કોઈ આવે નહિ
પરીઓ થાકીને બની જાય ઝાકળ
સૂરજ કરી જાય એમનું હરણ
ઢીંગલીઓનાં ચીંથરાં તાણી જાય ઊંદર
ચન્દન–તળાવડીનાં નીર સુકાય
મહેલનાં બને ખંડેર
અસવાર વગરનો અશ્વ દોડયા કરે દશે દિશા
તારા શ્વાસમાં ગાજે એના પડછંદા
એ સાંભળતી તું બેસી રહે
કહે તો મૃણાલ, આમ કેટલા વીત્યા જુગ ?
સોનાવાટકડીમાં શેડકઢાં દૂધ પડી રહે
રૂપલાવાટકડીમાં ચન્દન સુકાય
સૂરજ થાકે ને થાકે ચાંદો
તારી આંખો ના તો યે પલકાય
પણ મૃણાલ,
મહેલને મિનારે બેઠું છે એક પંખી
કાળું કાળું ને મોટું મસ
લાલ એની ચાંચ
આંખો એની જાણે અગ્નિની આંચ
ઊડી જશે એ લઇને તને
ભાગી આવ, ભાગી આવ
મૃણાલ, ભાગી આવ
મૃણાલ, શું કરીશ તું ?

રોજ સવારે અખબારના અક્ષરો ઘૂંટેલી ચા પીશે
પછી નાના બાબલાનું બાળમંદિર
મોટી બેબીની સ્કૂલ–બસ
પછી પતિદેવના શર્ટની કફલિન્કની શોધાશોધ
ઝરૂખામાં ઊભા રહી 'આવજો, આવજો !'
ભોજન, આરામ, રેડિયો પર દાદરા-ઠુમરી
ટેલિફોનની રણકે ઘંટડી
'વારુ, જરૂર, બરાબર છ વાગે'
વાળ હોળતાં નજરે ચઢશે બે ધોળા વાળ
તરત તોડીને ફેંકી દેશે
એમ્બેસેડોર કાર
દોડે પૂરપાટ
ચારે બાજુ ઝળાંઝળાં
'કેમ છો ?' 'હાઉ સ્વીટ યુ આર ?'
બોદું હાસ્ય, શરાબભીના અવાજ
બજારના ભાવતાલ, સાડી ને ઝવેરાત
ધીમે ધીમે થાય મધરાત
પછી વફાદાર પત્નીનો પાઠ
થોડાં સ્વપ્નાંનો શૃંગાર
વળી પાછી સવાર
ક્યારેક વળી આવી ચઢે તાર
બિઝનેસનો મામલો, ડિયર, સમજી જા ને—
કદીક તો રહેવું પડે બેચાર દિવસ બહાર
મૃણાલ, મૃણાલ મારી સોનાની મૂરત
આ તે શા તુજ હાલ,
મૃણાલ તું તો જાણે છે બધું
તો પછી મન્ત્ર મારીને મને કરી દેને પથ્થર
અથવા ફૂંક મારીને કરી દેને અલોપ
અથવા ચાંપી દેને કોઇ પાતાળમાં

લાળ ઝરતે મોઢે ઘરડું મરણ
ભટકે છે બારણેબારણે
પૂછે છે મારું નામ
મૃણાલ, હું છું અહીં
શહેરના ટોળામાં ભૂંસતો ફરું છું મારો ચહેરો
દવાની દુકાને વાંચું છું દવાનાં નામ
કે પછી મ્યુઝિયમમાં વાંચું છું જૂનાં તામ્રપત્ર
પ્રાણીબાગમાં અજગરને જોયા કરું છું કલાકના કલાક
બસમાં બેસી શહેરનાં ગણું છું મકાન
હોસ્પિટલમાં મરનાર દર્દી પાસે બોલું છું રામનામ
સરઘસમાં જોડાઈને ગજાવું છું નારો
કોઈક વાર ભાષણ કરવાનો મારો ય આવે છે વારો
આંધળી શેરીને વાંચી આપું સૂરજ
કોઇક વાર ફૂટપાથ પર બેસીને જોઇ આપું નસીબ
જાદુગરના ખેલમાં કદીક લઉં છું નાનો પાઠ
સ્ટેશને બેસીને જોઉં દુનિયાનો ઠાઠ
કોઇક વાર આવે તાવ તો એની નથી કરતો રાવ
આમ તો છું મારા જેવો જ
પણ કોઇક વાર લાગે જુદું
શ્વાસની અમરાઇઓમાં ટહુકી ઊઠે કોકિલ
મસ્તકમાં ઠલવાય હજાર અરેબિયન નાઈટ્સ
હાથ લંબાઇને પહોંચે ત્રેતાયુગમાં
ચરણ બની જાય બેદુઇન આરબ
તેથી તો કહું છું મૃણાલ,
ઘેરી લે મને તું બનીને ક્ષિતિજ
મૃણાલ, નિંદરથી બીડેલાં તારાં પોપચાંમાં
ઢળી જાઉં બની હું ય નિંદરનું એક બિન્દુ.



કવિ:

....બસ ચૂપ ર્‌હો, નહીં તો અહીંથી ચાલવા માંડો !
તમે બોલ્યા વિના ર્‌હેશો નહીં,
તો જાઓ માનવમેદની મહીં.
દીનતા-દારિદ્ર્ય પર ભાષણ ભલેને લાખ ભાંડો!
એ તમારા નાટ્યના સૌ નટ અહીં જોતાં નથી જાગી જશે!
આંખો મીંચીને કંઇક એ શોધી રહ્યા,
વાણી વિના પણ કોઇને સંબોધી રહ્યા;
ત્યાં ચૂપ જો ર્‌હેશો, નથી શું લાગતું
કે એમનું મૂગું હૃદય જે માગતું
એ હાથ પણ લાગી જશે,
ને જો અગર ર્‌હેશો નહીં તો સ્વપ્ન પણ ભાંગી જશે?

ફેરિયો:

જોકે મને સૌ ફેરિયો ક્‌હે છે છતાં ફરતો નથી,
પણ એમ તો મારું નસીબ ક્યાં ફરે છે?
એટલે આ ભીંત પણ ક્યારેક તો મારી હવે ઇર્ષા કરે છે.
હું ફર્યાથી એમ તો ડરતો નથી,
ફરવું જ મારે હોય, સોનાપુર
અહીંથી માત્ર છે બસ સો જ ડગલાં દૂર,
પણ મરતો નથી.
હું સાત વરસથી અહીં આ ભીંતને ટેકે
ઊભો રહું છું, દિવસ ખોયો નથી એકે;
પુરાણી એની એ આ ભીંત,
મારે એક એની પ્રીત,
ને તો પણ અજાણી આજ લાગે, આજ પ્હેલાં માત્ર જાણે સ્વપ્નમાં દીઠી,
હજુ ગઇ કાલ સુધી જે અદેખી, એ હવે આડું
જુવે, જાણે થતું એને અહીંથી ચાલવા માંડું;

ધરે વરસોવરસ એવી ચૂનાની એ ચમક મીઠી,
અને વરસોવરસ કેવું કરચલીથી વધુ ચીતરાય આ ચાહું!
અરે આ ભીંત પર હું ઝાડ થૈને શીદને તે ના ઝૂક્યો?
મ્હાતે વસંતો વહી ગઇ ને ફૂલ હું નાહક ચૂક્યો!

આંધળો:

કે શું હજુ હું ગર્ભમાંથી નીકળ્યો ન બ્હાર
તે મારા જનમને કેટલી છે વાર?
કે શું ઝાળ પણ જંપી ગઇ છે ચેહમાં
તે હું હવે વસતો નથી મુજ દેહમાં?
કે કંઇક એની આંખથી આ આંખમાં છે ભૂલથી જોવાઇ ગયું?
જેથી અચાનક આમ મારું તેજ બસ ખોવાઈ ગયું.
મેં આ જગતની કેટલી કીર્તિ સુણી'તી સ્વર્ગમાં
તે આવવાની હ્હાયમાં ને લ્હાયમાં
હું ડીકીઓ ભૂલી ગયો ત્યાં કલ્પદ્રુમની છાંયમાં!
ત્યારે જગતનું રૂપ જોવાનું મને કેવું હતું સપનું!
હવે ચશ્મું થવા ચાહે સળગતો આ સૂરજ રે તો ય શા ખપનું?
ઊંચે માથું ઉઠાવી આભ સામે પણ હવે ધરવું નથી,
આ એકમાંથી એ બીજા અંધારમાં સરવું નથી.
ને કોણ કહે છે ચન્દ્ર સૂરજ–તારલા એ સૌ જલે?
એ તો પલક અંધારનું હૈયું હલે!
મેં જોઇ લીધો છે જગતનો સાર
કે અહીં તેજની ભીતર વસ્યો અંધાર.
હું તો નીંદમાં ચાલી રહ્યો, ફિલસૂફ છું, એવું કશું કહેશો નહીં;
તો આંધળો છું એમ કહીને આંધળા રહેશો નહીં!

ભિખારી:

આ હાથ જે સામે ધર્યો
એ હાથને ઘડનારનો પણ હાથ
એના જેટલો લાચાર ને પામર ઠર્યો,

ત્યાં કોણ કોને આપશે રે સાથ?
કરશે કોણ કોની બંદગી?
આ વણહસ્યે ગુજરી ગઈ છે જિંદગી,
એમાં ય હસવાનું મને એકાદ તો જોકે મળ્યું બ્હાનું,
પ્રભુનો કેટલો તે પાડ માનું?
કહો તમે એણે ઘડ્યો આ હાથ
જેણે આ જગત સરજ્યું? જગતનો નાથ
કહો છો? આ જ ને એનું જગત કે હું ય તે જેમાં વસું?
ને તે છતાં 'ના' કહો તો નહીં હસું.
'હા' તો તમે ક્યાંથી કહો? જ્યાં હાથ મેં સામે ધર્યો
તેવો જ તે નન્નો સર્યો!
પણ ચન્દ્ર–સૂરજ–તારલા
હું આ હથેલીમાં રમાડું, કોઈ તો આપો ભલા!
જે કેમ કે હું ક્યારનો એમાં વહું છું કેટલાયે ભારને,
સૂનકારને.

વેશ્યા:
હું તો ભવોભવ સ્ત્રી હતી,
ને કોઈ ભવમાં તો સતી;
આજે હવે? જાણે નનામી,
કોઇ રાધા કહે વળી કોઈ રામી!
દેહ છે, દેખાવડો? એ તો ઉપરની છે સુગંધો;
લાગણી? લટકાં કહો, ને ચાલશે કહેશો અગર જો માત્ર ધંધો.
લોક તો કૈં કૈં મળે છે નિતનવા;
પણ હા, મળે છે માત્ર સૌ ભૂલી જવા.
દિનભર ન જોતું કોઇ મોં સામુ
છતાં રાતે ન રહેતું કોઇ સરનામું.
તમે વાળ્યો હશે ક્યારેક કાગળનો ડૂચો;
ટાળ્યો હશે જે બારીએથી બ્હાર; રસ્તા પર;
પવનને પ્યાર તે પાડે–ઉપાડે જે કદી નીચો કદી ઊંચો;

કહોજી કેટલા છે સસ્તા દર!
સલામત છે તમારા મ્હેલની ભીંતે
મઢેલી કો છબી જેવી કુંવારી કન્યકા નિત્યે;
અમારી જાત જીવે છે, પ્રભુની મહેરબાનીથી સદા જીવશે જ ધરતી પર
નજર સૌ નાખશે ને ત્યાં લગી તો રોજ 'ફરતી' પર!

પતિયો:

પણ સૌ લોકની નાજુક પાની એંઠને ઓળંગતી અડતી નથી;
ને એમ એ સૌની નજર મારી પરે પડતી નથી
દખ્ખણ ભણી? ના એ દિશા તો જમ તણી;
શું એમ માની કોઇનું મોં એ ભણી રહેતું નથી?
એ તો હવે પથ્થર, હવે શાનો મણિ?
શું એમ માની કોઇ ખરતા તારલાને લેખમાં લેતું નથી?
મુજ બોલને પણ કોઇ કાને કેમ નહીં ધરતું હશે?
આ બોલની ચોપાસ
વીંટળાઇ વળ્યો છે રોગિયાનો શ્વાસ
તે એથી જતું ને આવતું આ લોક શું ડરતું હશે?
આ હવા પર એમનું કૈં ચાલતું જો હોતને
તો શ્વાસ ક્યાંથી હોત મારા પ્રાણમાં?
પણ એમ તો કોણે જીત્યું છે મોતને?
ને આ હવાએ કોઇની યે વાતને ક્યારે લીધી છે ધ્યાનમાં?
આ લોક તો લાચાર (ને ક્યારે ન'તા?)
ને શી હઠીલી છે હવા હું એટલે જીવી રહ્યો;
કોહી ગયું છે પોત કાયાનું છતાં
મજબૂત એ બખિયા વડે સીવી રહ્યો.

સ્વગતોક્તિ:

મરીન સ્ટ્રીટ પડખેથી આંધળો પસાર થાય છે એને જોઈને ફેરિયો:
આ આંધળો છે તે છતાં
ફરતો ફરે છે ઍપતા!

ગિરગામ રોડ પડખેથી ભિખારી પસાર થાય છે એને સાંભળીને આંધળો:

આ કોણ છે? જેની નજર તોફાન મચવે,
ને હથેલીમાં રૂપાળું આ જગત નચવે!

કોલાબા પડખેથી વેશ્યા પસાર થાય છે એને જોઈને ભિખારી:

અરે આ દેહ પર છે કેટલી દોલત!
દશમા ભાગની મારી કને જો હોતને તો આમ ના બોલત!

ઍપોલો પડખેથી પતિયો પસાર થાય છે એને જોઈને વેશ્યા:

અહો, શી ખુશનસીબી! કોઇની યે આંખ જ્યાં રોકાય ના,
છૂરી સમી ભોંકાય ના!

બોરીબંદર પડખેથી કવિ પસાર થાય છે એને જોઈને પતિયો:

વેશ્યા, ભિખારી, આંધળો ને ફેરિયો,
કહો, કેમ લાગે છે મને સૌ આ જનમના વેરીઓ?

મધરાત, એકાંતમાં એની કાવ્યપોથીમાં કવિ:
બસ ચૂપ રહો, નહીં તો અહીંથી ચાલવા માંડો....

## ચાંદની □ બાલમુકુન્દ દવે

શરદરજની ધીરે ધીરે ગળાઈ – ચળાઈને !
અજબ ઊઘડી મોડી મોડી ખીલી પુરબા'રમાં !
કપૂરધવલા આછી ગાઢી હશે મૃદુ ચાંદની,
પવન પર થૈ ધોળાં ધોળાં ખસે રૂપઆભલાં.
પલ પલ ખૂલે જ્યોત્સ્નાકેરાં દલેદલ મધ્યમાં
પ્રકટ પૃથ્વી ઊભી જાણે લસે નવપદ્મજા !
પૃથક ઘટકો ચન્દ્રીતેજે પરસ્પરમાં ગળી,
સુઘટિત રચે એકત્વે સૌ કલામય પુદ્ગલ
દિવસ–અજવાળે જે દીસે વિરૂપ, લજામણું.
સ્વરૂપ પલટી તે તે ઊભું નવું જ સુહામણું.
જગસકલની ત્રાંબાકૂંડી ભરી તસુએ તસુ,
શશિયર સ્વયં ના'વા જાણે રહ્યો નભથી સરી !
ભવન ભવને મેડીસૂતાં મીઠાં યુગલો પરે,
સહજ અમથા છિદ્રોથી યે નરી મમતા દ્રવે !
ગિરિ, વન, નદી, મેદાને યે સરે રમણીયતા,
પરણુ પરની કીડીયે શી ધરે કમનીયતા !
અશરીર છતાં આકારો લૈ મનોહર ઊતરે,
ગહન વિમલાં સૌન્દર્યો શાં રહી રહી નીતરે !

'કવિતા–૫૦માંથી પ્રથમ, દ્વિતીય અને તૃતીય સ્થાન માટેની કૃતિઓ પસંદ કરવાનું અમને સોંપેલું તે પ્રમાણે અમે નીચે પ્રમાણેની ત્રણ ક્રમાનુવર્તી કૃતિઓ પસંદ કરી છે.

સુરેશ જોશી–'એક ભૂલા પડેલા રોમાન્ટિક કવિનું દુઃસ્વપ્ન'
નિરંજન ભગત––'પાત્રો'
બાલમુકુંદ દવે–'ચાંદની'

મજામાં હશો.

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
કુંજવિહારી મહેતા

☐ શ્યામ સાધુ

દુઃખની દીવાલે મોર સમયના મૂંગા હતા,
લાગે છે એટલે જ આ આંસુ ઊનાં હતાં!

હોવાનો અર્થ આ રીતે અહીંયાં જટિલ છે,
છે દ્વાર ક્યાં? છતાંય કહે છે: ખૂલાં હતાં!

પરબીડિયાની વચ્ચે ઉદાસી ઊગી હશે,
શબ્દો તો એના એ જ છે, અર્થો જુદા હતા,

કૃપા કરીને ખુશ્બુ અલગ તારવો નહીં,
ફૂલોની વચ્ચે થાકીને રંગો સૂતા હતા!

દિવસો જ દોસ્ત જેમ અહીં આથમી ગયા,
સૂરજની જેમ નહિ તો અમે પણ ઊભા હતા!

ખુદકા ન્યાય ☐ ચિનુ મોદી

'કવિતા'–૫૧માં મને ગમતી રચના ચીંધવાનું કામ શરૂ કરતાં 'આદિલ' (ન્યાયી)-ની એક ઉર્દૂ પંક્તિ યાદ આવે છે: ખુદ કા ન્યાય તો કર નહિ પાયે નામ રખા હૈ આદિલ.

☐

'કવિતા' માંની રચનાઓ વાંચ્યા પછી પયગંબરી વિધાનો આ પ્રમાણે થયાં:

(i)

કેટલાક વખતથી લાગે છે કે ગુજરાતી કવિતા વહેતી અટકી ગઈ છે.

(ii)

સિદ્ધ અને આગંતુક કવિના ચહેરાઓની રેખાઓમાં ભયપ્રદ સરખાપણું લાગી રહ્યું છે.

(iii)

અનુકરણ અને ટેવનાં પરિણામ તે આમાંની ઘણી ખરી રચનાઓમાંનાં મૂળ.

કાવ્યસ્વરૂપોની મર્યાદા ચીંધવાં ખપ લાગે એવાં ઉદાહરણ – ગીત, ગઝલ, અ-છાંદસ, અને સૉનેટસનાં.

ટૂંકમાં, આજે કવિતાની કિંકર્તવ્યમૂઢ નામક અવસ્થા છે. આ સ્થિતિ ફલસહિત થાય તો કશુંક સિદ્ધ થાય.



મનસુખલાલથી મુકુલ ચોકસી સુધીની રચનાઓનો આવો પ્રતિભાવ દુ:ખ કરે છે, ઇચ્છા કરીને કોઈએ કુકાવ્ય કર્યું નથી અને છતાં સજાગપણું ગાયબ થયું છે, એનો ખટકો રહે છે.



શ્યામ સાધુ અને અનિલ જોશીની બબ્બે રચનાઓ છે. અનિલની 'અઘોર યાતના' અને શ્યામની 'મણકા સમી' એ પંક્તિઓમાંથી પ્રારંભાતી રચનાઓ દુ:ખદાયક છે, અછાંદસમાં 'અઘોર યાતનામાંથી પ્રસવતી / નવજાત સ્વતંત્રતાની આંખ / ખૂલી ન ખૂલી ત્યાં –' જેવી ખરાબ પંક્તિ અનિલ પાસેથી આવે એ કેવું? કાબે અર્જુન જેવું જ કેની? અને શ્યામ આવો શેર કહે:

નિર્મમપણાની ભીંત ઉપર આવું કૈં લખો,
'આ શૂન્યતાઓ દૂર ખસેડી શકાય છે'

ત્યારે કાવ્યને અકાવ્ય થતું અટકાવવું અઘરું છે – કવિ માટે પણ, એમ જ માનવું રહ્યું.

અનિલની બીજી રચના હાલને તબક્કે થતી અ-છાંદસ રચનાઓનું ગજું ને મર્યાદા બતાવવા સફળ ઉદાહરણ બને એમ છે. 'ભાષા' એ કેટલી બધી અ-છાંદસ રચનાઓના કેન્દ્રમાં છે! લાભશંકરની 'બૂમ કાગળમાં કોરા' ભાષાની વિફળ - નિર્બળતાને સંદર્ભી, ભાષાની મર્યાદાને જાણ્યા પછી અભિવ્યક્તિ માટે એને જ ખપમાં લેવી પડે છે. કવિ મુઆ છીએ એ માટે – તે અનુભૂતિને અનેકવિધ આયોજનો દ્વારા રજૂ કરેલ છે. અનિલની આ રચના એ ભાવવર્તુળમાં જ ઘૂમતી થોડીક બોલકી, અનુભૂતિના સ્પર્શમાં મોળી પડે છે. લાભશંકર જેટલી અને જેવી અ–નિવાર્યતા આ પ્રકારની રચના માટે અનિલે અનુભવી હોય એવું પ્રતીત થતું નથી. ભાષાનું વિફળપણું નિર્બળપણું અને છતાં આ કહેવું પડે કવિને ભાષા દ્વારા એ નિયત અફળપણું લાભશંકરને ક્યારેક મૂગાં કરી દે, અનિલે તો લખશે – બોલશે જ એવી હજી શ્રદ્ધા રહે છે. આ થઈ અનુભૂતિ અંગે વાત, શૂન્યતા મૌન, અંધકારમાં છબછબિયાં કરી, આજની ઘણી બધી અ-છાંદશ રચનાઓ ભાષા સંદર્ભે કલબલિયાં વગાડ્યા કરે છે – પ્લીઝ, સ્ટોપ ઈટ. અભિવ્યક્તિના સંદર્ભે પણ અનિલ અહીં પોતાના અને અન્ય કવિના કરેલા કામનો ઉપયોગ કરતો હોવાથી તાજપ ગાયબ

રહે છે. લંગડી છોકરી, મોર પગલાં લાભશંકર અને અનિલની (અનુક્રમે) રચનાઓમાં પહેલાંય ક્યાં નથી આવ્યાં? 'વાવાઝોડાની આરતી' એ સૌથી સબળ પંક્તિ છે – પણ આ રચના તો આટલું ય પ્રત્યાઘાત માટે પ્રેરે છે, અન્ય રચનાઓ વિશે તો –



શ્યામ સાધુની બીજી ગઝલ 'દુઃખની દીવાલે' આજ સુધીની ગઝલ પરંપરામાંથી દૂર ફંટાતી હોય, એવો મને ભ્રમ નથી, શ્યામને હજી 'દુઃખની દીવાલે' એવું આલ-કાપણું વળગેલું છે, એ મારી ધ્યાનબહાર પણ નથી. દુઃખની દીવાલ પર મોર કદી એ ઓટકી શકતો નથી. મોરને એ 'સમથના' કહેવા જેટલો આગ્રહ છે ભાષાની શક્તિ વિશે. ગઝલની આ પહેલી પંક્તિને બાદ કરતાં જ આખીય રચનાનું ભાવવિશ્વ કેટલું સાચ્ચું, કેટલું તાજું, કેટલું નક્કર અને કેવું કમનીય રીતે વ્યક્ત થયું છે તે પામી શકાય એમ છે. ગઝલ માટે જરૂરી એવી ભાષાસાદગી અહીં છે જ, ('શબ્દો તો એના એ જ છે. અર્થો જુદા હતા'), સાદી ભાષાના શબ્દોસંદર્ભ બદલાતા તાજગીનો અનુભવ કરાવે છે ('દિવસો જ દોસ્ત જેમ આવી આથમી ગયા') અને તટસ્થ ભાવ-નિરૂપણ પદ્ધતિને કારણે વધતી અનુભૂતિગત તીવ્રતા ('પરબીડિયાની વચ્ચે ઉદાસી ઊભી હશે શબ્દો તો એના એ જ છે, અર્થો જુદા હતા') વધે છે. મને આ અંકની એ ઉત્તમ રચના લાગી છે – અસ્તુ.



મારા પ્રશ્નનો જવાબ નથી
અમિતાભ બચ્ચનની બેનમૂન અદાકારીમાં
કે પોંગા પંડિતમાં.
મારા પ્રશ્નનો જવાબ નથી
લોકસહાયક ટ્રસ્ટમાં કે વરસાદની આગાહીમાં.
ચાલુ ટ્રેઇને ટેલિવિઝન કાર્યક્રમ જોવાથી
કે ફોર્ડને મારી નાખવાની ધમકી આપનારને પકડવાથી
કે ઋષિકેશ અને બદ્રિનાથના યાત્રામાર્ગમાં હોટેલ બાંધવાથી
હું ખુશ થયો નથી.
સ્વપ્નોને અંકિત કરતું યંત્ર પણ અનુત્તર રહે છે.
અને ઉત્તર નથી મળતો મને
ટેલિવિઝન સેટોને આબકારી જકાતમાંથી મુક્તિ મળવાથી
અને આમ છતાં અમદાવાદમાં પથ્થરના બે મિનારા ઝૂલે છે
સર્વધર્મધુરંધરોની પ્રતિમાઓ અમૃતબિંદુ ઝરે છે
કન્યાઓ ઝીણું ઝીણું ભરતકામ ભરે છે.
શેરડીના કૂચામાંથી કાગળ બનાવવાના પ્લાન્ટો નખાય છે
અને હમણાં જ ઊતરેલી, ગરમાગરમ જલેબી ચણાય છે.
વધુ અભ્યાસ અર્થે કોઇ અમેરિકા જાય છે
અને પારણાં કરાવવા કોઇ લીંબુ પાય છે.
વાય છે વાયરાઓ —
અનિરુદ્ધ
અનુત્તર આ મારી કલમ ક્રુદ્ધ
બાવનની બહાર બબડતી બુદ્ધ

શુદ્ધ, અતિશુદ્ધ ઘી ખાવું ગમે
અને હાથ બે અવિરત તિન પત્તી રમે
આ ખોજ શેની શબ્દોમાં ?
આદિપર્વનું અજ્ઞાન અને નિર્વાણની નિરર્થકતા
પછડાય છે મુઠ્ઠી બનીને કોફીના ટેબલ પર :
કર કરણ ક્રિયા કાર્ય કર્તવ્ય કર્મ કર્માધીન કારક કર્તા
હર્તા મારી જિજ્ઞાસાના મૂલને—

ખડખડાટ હાસ્યના કાચમાં
(આ સાદ્યંત પ્રત્યક્ષપણે ધૂમાગ્નિના સંબંધરૂપે શબ્દરૂપે યુક્તિરૂપે
ઉપમાનરૂપે)
કહેવાયેલા સાચમાં
તરડ પડે છે તિર્યક્ પ્રશ્નની
અને બધું તૂટે છે અનપેક્ષિત અવાજ સાથે.
ફૂટી ગયેલા કાચના ભૂકા જેવું મન
સાંભળે છે : સાલ મુબારક :
પણ સળવળતું નથી.
એના આમ ફૂટી જવામાં પણ
મારા પ્રશ્નનો જવાબ નથી.
અનુત્તર અટકીને ઊભી છે–
આ કલમ...
અલમ્

'કવિતા'ના એપ્રિલ '૭૬ના અંકની વિશિષ્ટ કૃતિ કઈ તે જણાવવાનું તમે કહ્યું હતું તે માટે લાભશંકર ઠાકરની કવિતા 'મારા પ્રશ્નનો જવાબ નથી' સૂચવું છું.

ગાંધીયુગની કવિતાએ સ્વતંત્રતાની ઝંખના અને ભૌતિક દુ:ખદર્દની વાત કેન્દ્રમાં રાખી હતી. આજે સ્વતંત્રતા અને ભૌતિક સુખસગવડની વચ્ચે માનવીનું મન જે વિસંવાદ અને છિન્નભિન્નતા અનુભવે છે તેની વાત વારંવાર કવિતામાં થતી રહે છે. સંસ્કૃતિની આ વ્યથાની અનુભૂતિનું કાવ્યમાં આયોજન કરવું એ જાણે કે કવિકર્મ બની રહ્યું છે.

લાભશંકર ઠાકરને આ કૃતિમાં કલાની કરામત કરવાની બહુ જરૂર પડી નથી, સીધા અને સ્પષ્ટ કથનને કવન બનાવી દેનારાં તત્ત્વો આ કાવ્યમાં છે જે કાવ્યનો આસ્વાદ બની રહે છે.

સામાજીકરણ એટલી બધી હદે વધી ગયું છે કે વ્યક્તિને સુખસંતોષ મળી જ રહેવાં જોઈએ એવા આદેશ કે દાવાની સામે આ કાવ્ય અવાજ ઉઠાવે છે. રંજનની અનેક સામગ્રી, સહાયભૂત થઈ પડતી અનેક યોજનાઓ, છાપામાં પ્રચાર માટે શોભે એવી અનેક સિદ્ધિઓ હોવા છતાં 'હું ખુશ થયો નથી' એમ કવિ કહે છે ને વળી પાછી બીજી સામગ્રીઓ યાદ કરે છે પરંતુ આ વિપુલતાની પોકળતા કે નિરર્થકતા સમજાઈ જાય છે. મારા પ્રશ્નનો જવાબ નથી કહેનાર કવિ પ્રશ્ન કયો છે તે કહેતા નથી પરંતુ ઉત્તર નથી એ વાત પર ભાર મૂકી મૂકી પ્રશ્નને વ્યંજિત કરે છે. સંવેદનનો વિસ્તાર નથી, બોધકતા, ઉપહાસ કે વ્યાકુળતા પણ નથી.

"મારા પ્રશ્નનો જવાબ નથી.
અનુત્તર અટકીને ઊભી છે–
આ કલમ...............
અલમ્"

કહી કવિ અટકી જાય છે ને સંવેદન ઘન બની રહે છે. છંદ કે ગદ્યથી સ્વતંત્ર એવો કવિએ યોજેલો લય એમાં સહાયક બને છે.

કુશળ હશો,

મુંબઈ,
૧૬-૫-'૭૬

ભૂપેન્દ્ર ઉપાધ્યાય

લાલચોળ તપવેલાં તાંબામાં સપનાં આળોટે એવું સુખ!
ટીપતાં ટીપતાં કોઢ બ્હાર નીકળી જાય એટલું લાંબું દુઃખ.,
વાસ્તુ કરવાના મૂરત કાઢવાની વેળાએ જ
પડી જાય મકાનનું પાકું ધાબું—
એક ટાપુમાં પડી રહી— વાનરનું કાળજું ખાવાની
મને વીંટળાઈ વળેલી મગરીની મૂર્ખતા....
જીંદગીની બધી વાત હું નથી કહી શકતો—

કવિતા સમજવી અને માણવી એ એક વાત છે અને 'કવિતા'ના જૂન '૭૬ (અંક ૫૩)ની વિશિષ્ટ કૃતિ માટે નિર્ણય આપવો એ જુદી જ વાત છે—કપરી વાત છે. એ જવાબદારી તમે મારા પર નાખી છે અને મને વિલક્ષણ પ્રકારની મૂંઝવણ થાય છે. 'કવિતા'નું સંપાદન જ એ રીતે થયું છે કે કોઈને પણ "આ ફૂલ લઉં કે પેલી ફૂલ લઉં?' જેવી મીઠી મૂંઝવણ થાય.

પ્રસ્તુત અંકનાં કાવ્યોનો વિચાર કરતાં મારી આંખો પ્રિયકાન્ત મણિયારનાં કાવ્યો પર વિશેષ કરીને 'સુખદુ:ખ' કાવ્ય પર ઠરી. વિચાર્યું, તેમની સાથે કોઈ અંગત સંબંધ તો નથી છતાં આવતો અંક પ્રગટ થયા પછી તેમને અંગત અભિનંદનનો પત્ર લખીશ. ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મારા અભિનંદન એકાએક શ્રદ્ધાંજલિમાં પલટાઈ જશે.

Housmanનું એક વાકય યાદ આવે છે: 'It is the function of poetry to harmonise the sadness of the world' જગત સમસ્તની વેદના અને વ્યથા પી જઈ કવિ જિંદગીની બધી વાત કહી દેવા પ્રયત્ન કરે છે અને છતાં 'જિંદગીની બધી વાત કહી શકતા નથી.' આ વિસંવાદીપણામાં જ સંવાદ harmonisation છે? ન જાને.

આખું કાવ્ય એક સુંદર રૂપક છે, આપણે માનીએ છીએ કે સુખ એટલે સમતા અને દુ:ખ એટલે વિષમતા. પણ "તપાવેલા તાંબામાં સપનાં આળોટે એવા સુખ'માં સમતા હોય કે, વિષમતા? અને 'કોઢ બહાર નીકળી જતાં લાંબા દુ:ખની' અનુભૂતિ વ્યકિતગત ન બની રહેતાં વૈશ્વિક બની જાય છે. એવા દુ:ખમાં વિષમતા હોય કે-સમતા?

જિંદગીનાં શાશ્વત સત્યોને સચોટ પ્રતીક રૂપે રજૂ કરે તે કવિતા. અને અહીં પ્રિયકાન્તે કેવાં સરસ પ્રતીકો યોજ્યાં છે. 'તપાવેલું તાંબું' એમાં 'આળોટતું સુખ' અને 'કોઢ' જીવનના વિષમ સંજોગોનું આવું સુંદર પ્રતીકનિરૂપણ બહુ જૂજ જોવા મળે.

'જિંદગીની બધી વાતનું કાવ્યગાન ગુંજવા કવિ હવે આપણી વચ્ચે નથી રહ્યા. 'Gods have killed him for their sports' અને છતાં કાવ્યસાહિત્યના 'ઘેઘૂર વનમાં' આ કવિ 'અમૃતરૂપે' આપણી વચ્ચે ચિરંજીવ રહેશે એમનાં કાવ્યોથી.

જશવંતી દવે

વહી જાતી જ્યારે નયન થકી ચોધાર સરિતા
ઉન્હાં આંસુ કેરી—
જુએ આ આંસુને નયન પણ કો પથ્થર સમાં—
હસે આ આંસુને નયન ત્યહીં કો સ્હેજ સ્મિતથી—
હસે આ આંસુને નયન પણ કો સ્નેહરસથી—
ગ્રસે વા આંસુને નયન મૃદુ કો છીપ સમ થૈ
રચી દે એમાંથી અવલ મુદનાં મૌક્તિક નવાં—
જલાવે વા એને પ્રખર થઈ અગ્નિ નયન કો,
ઉડાડી દે બાષ્પીભવન કરી એનું, નવ રહે
નિશાની એકૂકે, રહે અમલ ત્યહીં આકાશ અ-ગુણ,
ચિદાનંદે છાયું, અખિલ જગને છાઈ વળતું.

'કવિતા'ના ઑગસ્ટ ૧૯૭૬ના અંક ૫૪માં પ્રસિદ્ધ થયેલી કવિતામાં કઈ કૃતિ શ્રેષ્ઠ, તે નિર્ણય જણાવવાની કામગીરી તમે મને સોંપી તે વેળાએ જ મેં મારી મર્યાદા સમજી એવી અનધિકાર ચેષ્ટાથી મને વેગળા રહેવા દેવાની વિનંતી તમને કરી હતી, પરંતુ, મારા જેવા સામાન્ય અવલોકનકારની નરમાશભરી નામાં હતી, તે દૃઢતાને વિશ્વાસ-ગર્ભ તથા સ્નેહભર્યા આગ્રહથી તમે ઓગાળી નાખી નિશ્ચિન્ત થયા, ને હું સચિન્ત તથા ઉદ્વિગ્ન થયો, કારણ વસ્તુવિષયની દૃષ્ટિએ પૃથ્વીતત્ત્વ, કિન્તુ અર્થઘટનની દૃષ્ટિએ આકાશગુણ ધરાવતાં કવિતા પદાર્થમાં અનુસ્યૂત રહેલું કાવ્યતત્ત્વ, તેના આત્મારૂપ ભાવગત કે વિચારગત વ્યંજના, કવિહૃદયની લાગણીનું પાનોઠ કે તેમાં ઊઘડતું ચિંતનનું આભ, પ્રતીક, ઈત્યાદિનું આકલન, લયની છટા તથા શબ્દના પોલાણમાં અદૃષ્ટ રહેતા અર્થનાં વિશ્વો આ સર્વનો તાગ પામવાનું કવિતાના ગંગોદકમાંથી ક્વચિત્ આચમન કરનાર મારા જેવાનું ગજું કેટલું? તથાપિ પાડેલી ના ને દૃઢતાથી વળગી નહિ રહેવાની મારી નિર્બળતાને કારણે "અનારંભોહિ કાર્યાણામ્ પ્રથમ બુદ્ધિ લક્ષણમ્" જાળવી ન શક્યો એટલે 'આરંભસ્ય અન્ત ગમનમ્ દ્વિતીયં બુદ્ધિ લક્ષણમ્" એ બુદ્ધિનું બીજું લક્ષણ જાળવવા ઉદ્યત થઈ અંકમાંની બધી કૃતિઓ ધ્યાનથી વાંચી ગયા પછી અલ્પમતિ અનુસાર મારો નિર્ણય જણાવું.

શ્રી વિનોદ જોશીની "કાવ્યસર્જન વેળા પ્રેયસી-(પ્રિયતમાનું આગમન જોઈને)", શ્રી જગદીશ જોશીની "(વિ)ચિત્ર" તથા શ્રી સુન્દરમ્‌ની 'અશ્રુ-મોક્ષ' આ ત્રણે કૃતિઓ અન્ય કૃતિઓની તુલનામાં મારા ચિત્તમાં વિશેષ ભાવે વસી હોવા છતાં એકને જ

ઉત્તમ તરીકે ઠરાવવાની હોવાથી વ્યક્તિ નિરપેક્ષ રહીને, શ્રી સુંદરમ્ ની "અશ્રુ-મોક્ષ" અન્ય બેના કરતાં કંઈક વિશેષ ઉત્તમ લાગી હોવાનો નિર્ણય નમ્રતાપૂર્વક જણાવું છું.

શ્રી વિનોદ જોશીની કાવ્યનાયિકાની પ્રિયતમ–વિરહની વેદનાની ઉત્કટતા અથવા તીવ્રતા શબરી, સીતા અને અહલ્યાના સંદર્ભમાં સમભાવ જન્માવે છે, અંતિમ પંક્તિમાં અહલ્યાનું સુખદ સ્થિત્યાંતર વિરોધી કરુણ સાથે સમતુલા નિર્માણ કરે છે. **'વ્યંજનાની આંખોમાં લયને આંજ્યો ને હજી છુટ્ટા ઊડે છે મારા કેશ...'** જેવી પંક્તિ, કાવ્યસર્જનની પ્રક્રિયા ગોઠવવામાં ઉપરાંત એક રમણીય ચિત્ર પણ ખડું કરે છે.

શ્રી જગદીશના કાવ્ય નાયકની સ્વાંતર્ગત વ્યથા અને વેદના, નિસર્ગની તથૈવ લીલાથી જાણે કંઈક સહ્ય બનતી જણાય છે. કારણ કૃતિની સાતમી પંક્તિથી નિસર્ગની લીલાનું અનુકૂળ પાસું વિસ્મયનો ભાવ જગાવી જડમાંથી ઉદ્‌ભવતા ચેતનના સંદર્ભમાં નાયકની માનસિક દ્વિધા છતાં તેને સ્વસ્થતાની ક્ષણો મેળવી આપે છે. નાયકની આકુલતાની દર્પણવત્ નિદર્શક નિસર્ગ, તે પછી સ્વસ્થ પળોમાં થતું ને વિચાર પ્રેરતું નિસર્ગનું-અનુકૂળ દર્શન, ત્યાર બાદ કુદરતમાં વિસ્મયપ્રેરક એવી સર્જન પ્રવૃત્તિ,. આ ત્રણ ત્રણ સ્થિત્યંતરો છતાં, વેરાનોમાં તરસ તરસી ચીસ કાવ્યનાયકના સ્થાયી ભાવરૂપે ચાલુ રહી અનુભૂતિનું વર્તુલ પૂરું કરે છે. નાયકની આ કાલિક વિશિષ્ટ ભાવમય સ્થિતિનું ચિત્ર સ્વસ્થ કલમની સફાઈભરી નીપજ છે. કિન્તુ આ બંને કૃતિની તુલનામાં સુન્દરમ્ ની કૃતિમાં ભાવાર્દ્રતા તેની ચરમ સીમાએ પહોંચતાં "ઉન્હાં આંસુની ચોધાર સરિતા' સ્વરૂપે પ્રગટ થાય છે, ત્યારે જડત્વથી માંડીને ચેતનાને ઉલ્લાસિત કરી તેમાં ભરતી આણે એવાં પ્રેમ, કરુણા અને મૈત્રી જેવાં ભાવાત્મક (Positive) તત્ત્વોના સુખદ પ્રતિભાવો નિર્માણ કરવા ઉપરાંત છેલ્લી ચાર પંક્તિઓમાં સૂચવાયું છે તેમ અશ્રુઓનું બાષ્પીભવન અર્થાત્ વેદનાનું અશેષ વિલોપન થતાં અ-ગુણ આકાશ જેવો નિખાર અને જગત સમસ્તને આવરી લેતી આનન્દની વ્યાપ્તિ આ સ્થિત્યંતરમાં પ્રેમ, કરુણા અને મૈત્રી જેવાં શાશ્વત તત્ત્વોની પ્રતિષ્ઠા થઈ છે. અશ્રુમોક્ષ એ કેવળ અનાવિલ આનંદમય અવસ્થાનો નિદર્શક છે. જગત સ્વત: જેવું હોય તેવું, કિન્તુ નિજાનન્દની સ્થિતિમાં આખા જગતની આનંદમય સ્થિતિની કલ્પના કરવી તે 'સબ્જેક્ટિવ' ની 'ઓબ્જેક્ટિવ' માં થતી ઊર્ધ્વગતિનું પણ નિદર્શક છે. આ વસ્તુ કૃતિને છે તે કરતાં પણ ઉચ્ચ સ્તર પર આરૂઢ કરે છે. કવિને પોતાને શું અભિપ્રેત હશે તે તો કવિ સિવાય અન્ય કોણ કહી શકે? અને ઉક્ત સિવાય અન્ય અર્થ, કાવ્યમાંથી નહીં જ નીકળે એમ પણ કોણ કહી શકે? કવિના પરત્વે અર્થતત્ત્વ એ કોઈ સસીમ પાર્થિવ વસ્તુ નથી, શરૂઆતમાં કહ્યું તેમ કવિતાનો એ આકાશગુણ છે.

કૃષ્ણવીર દીક્ષિત

આમ એ ખેંચીએ જરાક જોરથી—
તો ખચ્ ખેંચાઇને આવે બ્હાર.
પણ ત્રીશ વર્ષથી એમ ખેંચ્યું નથી ખચ્.
મન થાય છે કે ખેંચું -
પણ એ કંઇ આમ આજુબાજુમાં હાથવગું નથી.
એ માટે પ્લાન કરવો પડે, પ્રવાસ કરવો પડે.
પણ પ્લાનની કે પ્રવાસની ઇચ્છા થતી નથી.
જો કે મન થાય છે આમ ખેંચું અને ખચ્ ખેંચાઇને આવે બ્હાર, મૂળસોતું મન.
'મૂળસોતુ મન ખચ્ ખેંચાઇને આવે બ્હાર' એવો અર્થ ક્યાંથી ટપકી પડયો?
ખચ્ ખેંચાઇ આવે બ્હાર, એમાં જે ખચ્કાર સાથે
હાથની પકડમાં
કશુંક આવી જવું મૂળસોતું (જેમ કે કમળનું મૂળ.)
તે સંવેદન માત્ર પર્યાપ્ત છે, રોમાંચ માટે;
એમાં વળી 'મૂળસોતું મન' ખચ્ ખેંચી કાઢવાની વાત કેમ ઘૂસી ગઇ?
મૂળસોતું મન કે શૂળસોતું મન કે કુળસોતું મન કે ધૂળસોતું મન
અને હવે બીજું કંઇ પ્રાસમાં તરત સૂઝતું નથી તેથી નિર્મૂળ મન....
ના પણ લયવશ લખવું હોય તો 'નિર્મૂળસોતુ' મન;
જોયું ને 'નિ....' અને 'સોતુ'એ પરસ્પર પોતું ફેરવી દીધું
અને અંતિમક્ષણે જે મેં પીધું કર્ણરસાયન
એ અપૂર્વ.
એ જ લક્ષ્ય હતું એની ખબર પછી પડી
અને અડીકડી-માં ભરેલો દારૂ ભડાકો કરે
પછાડતાની સાથે જ, એ જ ચેતોવિસ્તાર.
આમ 'શાબ્દિક ટેવવશ' થયા કરવું તે નિર્હેતુક નથી.
હેતુની યાત્રા ચાલે છે શબ્દની માત્રા-ઓમાં
ક્ષણે ક્ષણે સ્વર-વ્યંજનનો રમણીય લટકો
એનો લાગી જાય કાનને ચટકો

જરાક અટકો –
ફટકો પ્રાસમાં આવ્યો.
ચાબૂકનો ફટકો
એને અન્ય એક આંખ મીંચકારીને કહેવાના અર્થમાં પણ ફટકો.
કેરીનો કટકો
અને રંગરસિયા હવે આટલેથી અટકો જેવા પ્રાસ તો ઘણા ઊછળે છે
પણ ત્રાસ થવાથી યાત્રા આગળ ચાલે છે.
'ફાલે છે' એવું સૂઝયું, પણ શું ફાલે છે?
પ્રજા? ઘોંઘાટ? ઊધઈ? ઝાડ? દેડકાં? માળી? મચ્છર? ખચ્ચર?
ખચ્ચર તો ફાલી ન શકે.
ચાલી શકે, દોડી શકે, ઊભાં રહી શકે, બેસી જાય, પેસી જાય—
ક્યાં? મનમાં અને એના અફાટ વનમાં
મનના વનમાં ખચ્ચરો બોજા સાથે ધીમે ધીમે કે ઝડપથી
ચાલી રહ્યાં છે કે દોડી રહ્યાં છે અથવા બેસી રહ્યાં છે કે બેસી પડયાં છે.
ખચ્ચર? ચાલો તરત કહો શેનાં ખચ્ચર?
ખચ્ચર શબ્દનાં– લાગણીનાં– વિચારનાં– ઇચ્છાનાં– વાસનાનાં– ઇઝમ્સનાં–
ઇસ્થેટિક્સનાં– સ્મૃતિનાં– વિસ્મૃતિનાં– કૃતિનાં– વિકૃતિનાં– સંસ્કૃતિનાં–
ગતિનાં– સતીનાં– પતિનાં– જતિનાં– મતિનાં– રતિનાં– વિરતિનાં–
ખચ્ચર
મનનાં અફાટ વનમાં....
મનનાં જ શા માટે? તનનાં નહીં?
નસેનસમાં, રક્તમાં, રક્તના કોષેકોષમાં, મગજના તંતુએ તંતુમાં,
રજોશુક્રમાં માતાપિતા દ્વારા સંતતિમાં–
સતત સરકી રહ્યાં છે ખચ્ચરો.
ક્યાં પહોંચવાનું છે? ખબર નથી. બસ ચાલી રહ્યાં છે
આ અત્યારે જેમ ચાલી રહ્યા છે કાગળ પર શબ્દો
એક પછી એક તેમ ચાલી રહ્યાં છે ખીચોખીચ ખચ્ચરો
નપુંસક.

હવે આમ રમતાં રમતાં કશો અર્થ ઘૂસી ગયો હોય તો તે જેમ—
'મૂળસોતું મન' એ એક અનભિપ્રેત ગરબડ હતી
જો કે તેથી જ રોમાંચક હતી.
તેમ અહીં આ બચ્ચરવાદ–બચ્ચરવાદ જે કંઇ ચાલ્યો
કે ફાલ્યો
અને એમાં આ નપુંસક લેખિનીપ્રયોગ મ્હાલ્યો
તે અનભિપ્રેત હતું, અનપેક્ષિત હતું.
એ આમ આવ્યું કૂવામાંથી જેમ અવાડામાં આવે તેમ
પણ એને બહાર કાઢવાનું પણ અભિપ્રેત નહોતું.
મૂળસોતું છતાં જે આવ્યું બખૂ દેતું એ રોમાંચક છે.
રોજ અસંખ્ય બૂટોને પૉલિશ કરનારો બૂટની ચમક જોઇને ચકિત થતો હશે?
પણ જવા દો—

ગાત્ર છું એટલે ગળું છું.
પાત્ર છું એટલે ઢળું છું.
માત્ર છું એટલે મળું છું.
ફળ છું એટલે ફળું છું.

ખરેખર તો આ છેલ્લી પંક્તિઓના આધારે—
આમ થોડી ક્ષણો પસાર થઇ ગઇ;
એટલે કંટાળો નથી આવતો
ગળ્યો ગળ્યો શીરો નથી ભાવતો.
આમ એક પછી બીજી ક્ષણ સુધી પહોંચી જવાનું; કાલચક્રના ક્રમમાં
અને ક્ષણોનો અંત નથી
અને હું કંઇ સંત નથી કે નથી પંત
પ્રાસવશ છું માત્ર જંત
પણ કંઇ કશી ચંત નથી
કે નથી આ માત્રાઓનો કાચો તંત તૂટી જાય
કે ફુગ્ગાની જેમ ફૂટી જાય.
એમાંની નિરવધિ શક્યતાઓ ખૂલતી જાય છે
શાખા–પ્રશાખા ઝૂલતી જાય છે

અને આ આપણી ડાગળી ડૂલતી જાય છે
પણ એમ કંઇ કશું અભિપ્રેત નથી આપણને
કે નથી એમ કશા અનૌચિત્ય-ફનૌચિત્યની પડી.
આપણે તો અડીકડી—
પછાડી, અને જે ભડાકો થયો....,
પણ એમાંય ભડાકાની અપેક્ષા છે
આ તો એનાથીયે વધુ રોમાંચક યાત્રા છે
માત્રાઓની—
અંતહીન.
'ખંતથી ખેડી રહ્યો છું' એમ લખાઈ ગયું
પણ લખવું જોઇએ : 'ખેડાઇ રહી છે'—
અલબત યાત્રા, માત્રાઓની, અંતહીન.
'છેડાઈ રહ્યો છું સિતારની જેમ' એમ સૂઝયું
પણ કોણ છેડનાર ?
કેમકે સિતારિસ્ટ સિતાર વગાડતો નથી એનાથી સિતાર વગાડાઇ રહી છે.
જમનાદાસ જશોદાને જગાડતા નથી
પણ જમનાદાસથી જશોદા જગાડાઇ રહી છે.
અર્થાત્ છરી - ચપ્પુ - હાથો - હથોડી;
પણ ક્યાં છે હાથ ?
હાથીભાઇ ચાલી શકતા નથી
લીમડાભાઇ ફાલી શકતા નથી.
જમના નદી જેમ અટકી શકતી નથી કે દોડી શકતી નથી.
અથવા સુકાઈ શકતી નથી કે બે કાંઠે છલોછલ થઇ શકતી નથી.
એટલે જમના દોડે છે. જમના છલકાય છે.
જમના જાગી, ભેંશ ભાગી
આ બધા પ્રયોગોમાં ક્રિયાપદનાં ચક્રો ચાલતાં નથી.
જેમ કોઇ ચક્ર ચાલી શકતું નથી તેમ.
તો હવે એનું શું ? આ ફસાયા છીએ તેનું ?
અને કોઇ ફસાવનાર જ નથી તેનું ?

કર્તાનો સર્વથા છેદ છે
અને તેથી જ મને અતિશય ખેદ છે
કે હું એક નિર્દોષ, ચોખ્ખું વાક્ય કે પંક્તિ લખી કે બોલી શકતો નથી.
અને છતાં આ કાવ્ય-ખાવ્યના ચક્કરમાં આમ ગોળ ગોળ ભમવાનું.
અને પાછું એ આમ ગમવાનું
ટેવવશ.
હવે આમાં શું સર્જન અને શું વિસર્જન
મિંયા : ગામ કર્જન—
લખાઇ ગયું તો ય શું? અને કાકડીનું કડવું શાક ચખાઈ ગયું તો ય શું?
અને ભૂલથી આ કૂંચી વગરનું તાળું વસાઇ ગયું તો ય શું?
અર્થાત્ અમુક સામગ્રી છે. અમુક સામગ્રીનું અમુક પરિણામ છે.
આમાં આપણું કશું જ ચાલે તેમ નથી.
આપણે જ ચાલી શકતા નથી.
ચાલવાની 'ઇચ્છા' જ આપણે ઉત્પન્ન કરી શકતા નથી.
એ તો, એટલે કે ઇચ્છા, થવી હોય તો થાય.
અને છતાં કેટલું બધું થાય છે મારું બેટું!
એક અમસ્તું ટેટું અપરિસંખ્યેય વટવૃક્ષોને સંગ્રહી બેઠું છે!
મથી શકીએ છીએ મન : જો ઇચ્છા થાય તો.
નહીં તો ખાવાનું છે, નાવાનું છે, ધોવાનું છે, રોવાનું છે, જોવાનું છે.
પણ ખાવાની ઇચ્છા થાય તો થાય
નાવાની ઇચ્છા થાય તો થાય
ધોવાની ઇચ્છા થાય તો થાય
રોવાની ઇચ્છા થાય તો થાય
અથવા ખબરે ન હોય ને રોવાઈ જાય, અચાનક.
ઇચ્છા થાય તો માણસ ગાય
કે નદીમાં જઇને નાય
અને ઇચ્છા ન થાય તો ન થાય.
ન થાય તો કંઇ ન કરે.

પડયો રે એમ જ મૂંગો મૂંગો
ઝાડની જેમ સુકાતો જાય, ખરતો જાય, ખખડતો જાય સૂનમૂન
અને એક દિવસ લથડી પડે ધબ
અર્થાત્ રામનામ સત્ય છે.

તાત્પર્ય એ કે ઇચ્છાની મૂઠમાં આપણે જકડાયા છીએ
પૂરેપૂરા પકડાયા છીએ
સદંતર સપડાયા છીએ.
છેલ્લી પંક્તિ લખવાની ઇચ્છા થઇ એટલે લખાઈ.

અથવા મનમાં જન્મી પછી પરખાઇ
અને આમ કાગળ પર રખાઇ
તો પછી આ પંક્તિને મારી ઇચ્છા સાથે સંબંધ નથી.
એ તો આવી—
જેમ હું અને તું આવ્યા આ જગતમાં, ઇચ્છા વગર.
અને જવું પડશે આ જગત છોડીને ઇચ્છા વગર.
'આવ્યા' ક્રિયાપદ ખોટું છે
ભાષાનું આ જ તો દુ:ખ મોટું છે.
'જવું પડશે જગત છોડીને'– ક્યાં ?
મારો જન્મ : મારું મૃત્યુ.
મારો કોઇ નહીં કર્તા : મારો કોઇ નહીં હર્તા.
કર્તા–હર્તા હોય તો હેતુ હોય
ધૂમકેતુ હોય નીલાકાશમાં
મીનકેતુ હોય ચિદાકાશમાં
પણ માત્ર હોય, અને આપણને હોવાની ખબર પડે.
અર્થાત્ 'ભાન'
એક પછી એક આવતા શબ્દોની ગતિમાં સૌંદર્ય સર્જાતું જાય
અને કવિને અહો ! અહો ! થાય.
એના મગજમાં આનંદની પવન–લહરીઓ આછી આછી વાય
બસ આટલું જ.

પ્રકટ થયા પછી પરખાય છે જ્યાં પંક્તિ
ત્યાં શેની ક્રાન્તદૃષ્ટિ? 'દર્શક'ને દેખાય
જેમ મને આ કાગળમાં લખાતા જતા અક્ષરો એક પછી એક
દેખાતા જાય છે તેમ.
બસ આટલું જ
બાકી આ કળાનું બખડજંતર બિઝિકલી ફાટલું જ.
પ્રાસમાં ઊછળી આવે છે કાટલું જ.
પણ શેનું કાટલું? જોખવાનું?
કે શિયાળામાં શક્તિ માટે વાળીને ખાવાનું કાટલું?
સાચું કહું તો પૂર્વજોએ પકડાવેલું અથવા પકડાઈ ગયેલું
ફસડાઈ ગયું છે માટલું જ—
કવિતાનું.
પ્રેય ઢોળાઈ ગયું છે
ગેય રોળાઈ ગયું છે
શ્રેય-પેય કશું નથી હેય કે ઉપાદેય.
પડ્યું છે બધું કટકેકટકા થઈને નીચે—
શું કરું? અથવા શું કરીશ? અથવા શું થશે મારાથી?
બસ આમ આ દૃશ્ય ફ્રિજ થઈ ગયું છે.
પૂરું થવાનું નથી નાટક?
ખૂલવાનું નથી કોઈ ફાટક?
મારો જ પ્રેક્ષક મન અનિમેષ તાકીને સતાવી રહ્યો છે—
આ પરદા વિનાની રંગભૂમિ પર.

મુ. શ્રી દર્શકના વ્યાખ્યાનમાંથી બહાર નીકળતાં તમે જે માગણી કરી તેને નકારી ન શક્યો. અને એટલે એવું થયું કે તમે મારો હાથ પકડીને એવા સ્થળે લઈ આવ્યા જેની ઉપર વિસ્તરી રહેલ ગગનમાં અનેક તારાઓ એકીસાથે જોવાનો અવસર પ્રાપ્ત થયો. ઘણા બધા તારાઓને હું બચપણથી જ ઓળખું છું. કેટલાક જૂથમાં જ જોવા મળે છે જેવા કે સપ્તર્ષિ, શર્મિષ્ઠા, બ્રહ્મહૃદય, પારિજાત, મૃગશીર્ષ વગેરે તો કેટલાક-જેવા કે શુક્ર, યામયન્સ્ય, વ્યાધ, પ્રભાસ, સ્વાતિ વગેરે. આપણું ધ્યાન એમના તરફ એકદમ ખેંચી જાય એટલો બધો પ્રકાશ તેઓ પાથરતા હોય છે.

કેટલાયે નાના તારાઓ જ છે, જેમની માહિતી મારી પાસે નથી અને તેમની પ્રકૃતિ કે વિશિષ્ટતા મને આકર્ષી શક્યા નથી. શક્ય છે કે એ તારાઓ મારાથી ખૂબ જ દૂર હોવાને કારણે નાના દેખાતા હોય કે મારી પ્રકૃતિના દોષને કારણે હું તેમની પાસેથી કંઈ પ્રાપ્ત ન કરી શકતો હોઉં. દરેક માનવી પોતાની સંપત્તિની મર્યાદા પ્રમાણે જ માણે છે અને પોતાનો મત આપે છે.

શ્રી પ્રેમચંદજીએ એક જગ્યાએ પત્રમાં કહ્યું છે કે "જેવો હું કોઈ માણસને કળા માટે કે જ્ઞાન માટે મોટી વાત કરતો સાંભળું છું અને ખબર પડે છે કે એ ધન-વાન છે કે તરત એને માટેનો મારો મોહ ઊતરી જાય છે. ગરીબોનું શોષણ કરીને ધનવાન બનતા આપણા સમાજના સ્તરને અનુરૂપ બની ગયેલ માનવી એનામાં દેખાય છે. શક્ય છે કે મારી પોતાની જિંદગીની નિષ્ફળતા આ માનસિક અવસ્થાની પાછળ કારણભૂત હોય."

એમના વિચાર જોડે કદાચ આપણે સંમત ન થઈ શકીએ કારણ કે બધા ધનવાન માણસો માટે જો એ રીતે જ વિચાર રાખીએ તો કવિવર શ્રી રવીન્દ્રનાથ કે મહાત્મા ટોલ્સ્ટોય કે રાજા રવિવર્મા જેવા અનેકને આપણે અન્યાય કરી બેસીશું. અને છતાંયે એમના પૂરતા પ્રેમચંદજી સાચા છે કારણ કે એ એમનો પોતાનો પ્રતિભાવ છે. એટલે આ અભિપ્રાય અંગત રીતે સાચો હોવા છતાં ઘણીવાર એવું બને કે બીજી રીતે સાચો ન પણ ઠરે.

ઘણા બધા વખત પછી 'કવિતા' નો અંક જોયો. પહેલી જ વારના વાચને શ્રી જયંત પાઠકનું 'કવિતા', શ્રી લાભશંકર ઠાકરનું 'ફસડાઈ ગયું છે માટલું જ કવિતાનું' શ્રી અમિતા મોદીનું (A dream of reality) શ્રી ચિનુ મોદીનું 'હાથી' મને ગમી ગયાં.

તમારી સૂચના હતી: (૧) સંકલનમાં લેવાયેલું, (૨) હસ્તાક્ષરમાં છપાયેલું, (૩) અનુવાદ રૂપે છપાયેલું અને (૪) સંપાદકનું એ ચારેયમાંથી કોઈને પણ ઈનામ આપવાનું નથી. એ સિવાયના કોઈ પણ કાવ્યને ઈનામને પાત્ર ગણી શકાય. શ્રી અમિતા મોદીનું કાવ્ય અનુવાદ રૂપે છપાયું નથી એટલે ઉપરનાં પાંચ કાવ્યોમાં મેં સામેલ કર્યું છે. પણ જ્યારે બીજી વાર ધ્યાનથી એ પાંચેય કાવ્યો વાંચી ગયો ત્યારે શ્રી લાભશંકર ઠાકરનું અને શ્રી અમિતા મોદીનું કાવ્ય મને વધારે ગમ્યાં કારણ બહુ સ્પષ્ટ છે.

બન્નેની અનેક પંક્તિઓ વધુ નિશ્ચિત બની શકી છે. બન્ને કવિતાઓનો વ્યાપ ઘણો મોટો છે. પણ ભાષાની દૃષ્ટિએ જોતાં જે કામ શ્રી લાભશંકરે કર્યું છે તે શ્રી અમિતાએ કર્યું નથી.

એક પંક્તિના સંનિકર્ષમાંથી જન્મતો પ્રાસનો શબ્દ નવો વળાંક આપી ગંતવ્ય સ્થાન તરફ હનુમાન કૂદકાની ગતિએ બીજી પંક્તિને ખેંચી જાય છે. જે પ્રમાણે ટારઝન એક શાખા ઉપરથી બીજી શાખા ઉપર આસાનીથી ગતિ કરે છે તેમ શ્રી લાભશંકર પ્રાસના શબ્દ દ્વારા તીવ્ર ગતિએ આગળ વધે છે. શ્રી લાભશંકરની આ એક વિશિષ્ટતા છે. જે ક્યારેક અન્ય કાવ્યોમાં મર્યાદા પણ બની ગઈ છે. એ મર્યાદાને અહીં તેઓ અતિક્રમી ગયા છે. અહીં તેમની સુસ્પષ્ટ દૃષ્ટિ, તાકાત, સંતુલનની શક્તિ, ઝડપ વગેરેનો ઘણો સુંદર પરિચય થાય છે. અને એથી એમનું પલ્લું નમી જાય છે, અને એટલે જ શ્રી લાભશંકર ઠાકરના કાવ્ય 'ફસડાઈ ગયું છે માટલું જ કવિતાનું'ને હું ઈનામને પાત્ર ગણું છું. એમને મારા અભિનંદન કહેશો. તમારો આભાર માનું ને?

સુધીર દેસાઈ

## આવો શિશુ ☐ વિપિન પરીખ

આવો શિશુ !
શું નામ રાખશું તમારું ?
મને સિદ્ધાર્થ ગમે. મને કૃષ્ણ ગમે.
આવો, તમને ક્યાં રમકડાં ગમશે ?
તમને બાણ ગમશે ?
સ્તબ્ધતાનાં જાળાં બાઝી ગયાં છે અહીં ખૂણે ખૂણે.
વીંધી નાખો એને તમારા તીરથી !
યમુનાના જળમાં જે દડો ખોયો હતો તે તમને ગમશે ?
એ દડાના એક ઘાથી
પેલા અક્કડ 'ફ્લાવર વાઝ'ના ટુકડેટુકડા કરો !
તમે કયું ગીત ગાશો ?
કાબરના કલબલાટથી ભીંતોને દોડતી કરી મૂકો.
આ ઘડિયાળના નિસ્તેજ ચ્હેરાને ખડખડાટ હસાવી મૂકો.
પુસ્તકોના એક એક પાનાની હોડી બનાવીને તરતી મૂકો !
તમારી આંખોનાં રુપાળી પોપચાં પર પરીઓને રમવા બોલાવીશું.
આવો કૃષ્ણ,
તમારી પા પા પગલીથી આ ઠંડી ફરશ ઉપર વૃંદાવન ઊભું કરો !

'કવિતા'ના ડિસેમ્બર, ૧૯૭૬ના અંકમાંથી ઉત્તમ કવિતા શોધી આપવાનું કામ તમે સોંપ્યું તો ખરું પણ કોઈ બાળકને ચોકલેટ પસંદ કરવાનું કહો ને તેને બધી જ પસંદ પડે એવું મારે થયું. અલબત્ત, શબ્દોના રૂપાળા રેપરમાં ઘણા તકલાદી માલને આકર્ષક બનાવવાનો કેટલાકે પ્રયત્ન કર્યો છે તેની ના નહીં. ગઝલોમાંથી તો એક પણ રચના ગમે તેવી નથી. હા, વિનોદ ગાંધીનો એકલો એક શેર —

'ગુલમ્હોર શો મ્હોર્યા કરું છું એટલે
જિન્દગીભરનો ઉનાળો તેં દીધો'

ગમ્યો. સાવ Traditional હોવા છતાં ગમ્યો.

જગદીશભાઈના શ્વાસમાં ખોખરાની માટીની સુગંધ હજી ય મ્હોરે છે! નહીંતર વર્ષાવિયા પ્હાડ જોઈને 'આકાશ' અને 'વમળનાં વન' ના મુંબઈગરા કવિને હકડેઠઠ ખડકેલા ભડના પાળિયા ક્યાંથી યાદ આવે? પણ આ અંકની બધી કવિતામાંથી મને વિપિન પરીખનું 'આવો શિશુ' કાવ્ય સૌથી વધારે ગમ્યું. ભૌતિકતા અને અતિતર્કની દ્વિપાર્શ્વી ભીંસની વચ્ચે ચપ્પટ થતા જતા જીવનમાં આવું શિશુ પ્રગટે, જન્મે તો ફાલવા – ફૂલવાની સ્તબ્ધતાનાં જાળાં ઝાપટી નવી તાજગી અનુભવવાની કેવી મોકળાશ પ્રાપ્ત થાય! પરિસ્થિતિએ તો બાળકોનાં ગુલાબી પોપચાં પર રમતી પરીને ય લૂછી નાખી છે. છેલ્લી પંક્તિમાં 'ઠંડી' વિશેષણ નિષ્પ્રાણવાચક છે જ પણ તેની સાથે 'ફરશ' જોડીને જાણે નિષ્પ્રાણતાને ઘૂંટી છે?

'આવો શિશુ!

શું નામ રાખશું તમારું? – ની પ્રથમ પરિચયની ઔપચારિકતાથી આરંભતાં કાવ્યોનો અંત –

'આવો કૃષ્ણ,

તમારી પા પા પગલીથી આ ઠંડી ફરશ ઉપર વૃંદાવન ઊભું કરો!'

જેવી અતિસભ્યતાના કૃત્રિમ પરિવેશમાંથી મુકત થવાની આરઝૂ વ્યકત કરતી પંક્તિઓથી થાય છે ત્યારે કાવ્યભાવનાનો અનેરો સંતર્પક અનુભવ પમાય છે.

આ તો મારો અંગત અભિપ્રાય થયો.

વિપિન પરીખને મારાં અભિનંદન પહોંચાડીને કહેજો કે તેમનું કાવ્ય મને ખૂબ ગમ્યું છે.

રજની જોષી

## ઠીક નથી ☐ વિપિન પરીખ

તમે આ કોને વળાવીને ઊભા છો મન,
કે પ્લૅટફૉર્મ પરથી પગ ઊપડતા પણ નથી?
ચાલો પાછા વળો!
આ ટ્રેન આપણને સાથે લઇને નહીં જાય.
આ 'આવજો' શબ્દના મધુર સાંત્વનને સાથે લઇ લો.
એ શબ્દો વડે સૂના દિવસોને આપણે સોનાના કરવાની કોશિશ કરીશું.
દિવસો— જે વરસો જેટલા લાંબા લાગશે.
આ ટ્રેન તો આપણું હૈયું ઊતરડીને લઇ જાય છે દૂર-ખૂબ દૂર
આપણે એ ટ્રેનને થોભાવી નહિ શકીએ.
આપણે એ ટ્રેનને પાછી વાળી નહીં શકીએ.
જરા હળવા થાઓ!
સૂરજને કહીશું રોજ દિવસને ટૂંકો કરે.
રાતને આપણે પંખીની પાંખો આપીશું....
ને પ્રભાત તરફ એ ઊડી જશે આંખના પલકારામાં.
જોજો, દિવસો તો વીતી જશે વીજળીના વેગે.
તમ સ્વસ્થ થાઓ, આંસુ લૂછો મન!
આટલા બધા માણસોની વચ્ચે આ ભીનાશ ઠીક નથી.
ચાલો, ઘરે પાછા વળીએ.
પગ ઉપાડો.

"કવિતા" - ૫૭ (ફેબ્રુઆરી ૧૯૭૭) નો અંક રસપૂર્વક વાંચી ગયો. એમાં પ્રગટ થયેલાં કાવ્યોમાંથી ઉત્તમ કૃતિ તારવી આપવાનું તમે મને કહ્યું એટલે ગણનામાં લેવાતી કૃતિઓ બે - ત્રણવાર આસ્વાદી. ગઝલ, સૉનેટ, ગીત, અ - છાંદસ - માં વહેતી કવિતાની ભીનાશ જયાં જયાં મને સ્પર્શી ત્યાં ત્યાં કાવ્યાનંદનો અનુભવ કર્યો. કાવ્યજલના વિવિધ આહ્લાદક સ્પર્શોમાંથી મને વિપિન પરીખના 'ઠીક નથી' કાવ્યની ભીનાશ સૌથી વધુ સ્પર્શી ગઈ.

વિદાયની ભારેલી વેદના અને 'આવજો' ની 'મધુર સાંત્વન' - અનુભૂતિની વિવિધ ભાવચ્છાયાઓ. 'સૂરજ ને કહીશું રોજ દિવસને ટૂંકો કરે' જેવી સંયમિત કલાત્મક નિરૂપણની ઉજજવલતા પામે છે. અને

'આટલા બધા માણસોની વચ્ચે આ ભીનાશ ઠીક નથી' - ની ભાવ પરાકાષ્ઠા સુધી ઊંચકાઈને ભાવકને આર્દ્ર કરે છે. 'કવિતા' - ૫૭ નાં બધાં કાવ્યોમાંથી આ કાવ્યનો મને હૃદયના દ્વાર દ્વારા થયેલો રસાનુભવ એને ઉત્તમ કાવ્ય કહેવા પ્રેરે છે.

ચિમનલાલ ત્રિવેદી

## ગઝલ ☐ હેમંત ધોરડા

નોટમાં વાળે છે સિક્કામાં ચલાવે છે મને
યાદ આવું છું તો સસ્તામાં વટાવે છે મને

લાલ બત્તીમાં મને ઓન કરે સાંજ ઢળે
મોડી રાતે એ વળી પાનમાં ચાવે છે મને

દિવસે કચરામાં વાળે છે એ મારા અવશેષ
રાતે બારીમાં નવેસરથી સજાવે છે મને

મારો ઉલ્લેખ થતાં એનું હસીને થૂંકવું
નામથી ગાળ સુધી ગળફામાં લાવે છે મને

કાળા લોહીનું ફરી ઘુમરાવું પરસેવામાં
સ્પર્શ-પાતાળ કૂવામાં એ તરાવે છે મને

કવિતા અંક ૫૧ થી ૫૬ માંથી ઉત્તમ કવિતાનો નિર્ણય જણાવવા કહ્યુ તે ગમ્યુ અને ન પણ ગમ્યુ. મારે માટે કસોટીરૂપ બની રહ્યુ, પણ જવાબદારી માથે લીધી તે નિભાવવી જ રહી.

છ અંકોને ફરી ફરી વાંચ્યા. એમાં મારી પરીક્ષા થતી તો રહી, પણ આ બધાં કાવ્યોને ફરી ફરી વાંચતાં મને અનુભૂતિના નવા નવા Angle જોવા મળ્યા! અવર્ણનીય આનંદ પણ આવ્યો અને દ્વિધા પણ અનુભવી – ઉત્તમ કાવ્ય (પ્રિય કહું તો?) તારવવાની. કેટલીક કૃતિઓ ગમી તે ફરી ફરી વાંચી. ઘણી પંક્તિઓ મનમાં ઘર કરી ગઈ.

કવિતાના બાવનમાં અંકમાં તમે છાપ્યું જ છે ને—A very beautiful line is a very pure element of Poetry! ! થોડીક પંક્તિઓ ટાંકવાની લાલચ રોકી શકતો નથી.

'છાંગડી દીધાનો ય હવે નોંધાશે ગુનો—' ભાનુપ્રસાદ પંડ્યા

'માંડવાને બાંધવામાં ઊભરાતું લોક, પછી માંડવો ઉખેડવામાં છું...'

—જગદીશ જોષી

'ઇતિહાસનું પાનું યાદ રાખવા માટે અમે કારતૂસો રાખીએ છીએ'

—અનિલ જોષી

"If my music is incomplete
To that extent the Universe is incomplete' —અમિતા મોદી

'હજીય તમને યાદ કરું છું ને મને ફૂટે છે કૂંપળ'—મણિલાલ પટેલ

આ કાવ્યો વધુ ગમ્યાં: 'તું એટલે તું' અને 'સમળી બોલ્લે છે' —રમેશ પારેખ
'At the symphony'—અમિતા મોદી, 'એક કાવ્ય'—એઈ વીહલા હાંભળ

મારી વાત — કિશોર મોદી અને 'એક ઝાડ'—ઉમાશંકર જોશી.

રમેશ પારેખનાં બેઉ કાવ્યો વાંચતાં સંગીત પણ કાનને સંભળાયું!

અમિતા મોદીના કાવ્યમાં ફિલસૂફી અને Statements સાથે સાથે જોવા મળે છે, પણ એથી એ શુષ્ક કે ભારેખમ નથી લાગતું. ફરી ફરી વાંચવાનું—વાગોળવાનું મન થાય એવું છે. કિશોર મોદીએ વ્યવહારુ જ્ઞાનનું ભાન તળપદી બોલીમાં સચોટ રીતે કરાવ્યું. છીછરા અને સસ્તા હાસ્યરસથી આ કાવ્ય ઘણું દૂર છે. ઉમાશંકર જોશી 'એક ઝાડ' ખરી રીતે તો એક જમાનામાં કેવું ગૌરવવંતુ હશે એ કહેવા માગે છે, પણ એમની રીતે! અને ઝાડ ગમે તેવું પણ ઝાડને હજીય એક ફળ લટકે છે—'મૃત્યુફળ'. આ ઉપમા ભૂલી ભુલાશે નહિ.

આ બધાં કાવ્યો ગમ્યાં, છતાં હેમંત ધોરડાની એક નાનકડી ગઝલ 'નોટમાં વાળે છે...' ઊંડે ઊંડે હૃદયતલ પર ટકોરા મારી ગઈ. ગઝલમાં જેટલી કરુણતા છે તેટલી જ વેધકતા છે.

Cold blooded murder ની અસર કેવી થાય? કંઈક એવી જ અસર મને થઈ! આ ગઝલમાં ઘોંઘાટ-અવાજ ક્યાંય નથી સંભળાતો ત્યારે ભગવતીકુમાર શર્માની ગઝલ 'હઈસો' મનમાં વાંચો તો પણ કંઈ કેટલાયે અવાજો એક સાથે ઉભરાય છે એની પ્રતીતિ

થાય છે. જેમ 'એક ઝાડ'માં કવિએ ઝાડની વર્તમાન સ્થિતિનું ચિત્ર દોરી એના ભવ્ય ભૂતકાળનાં રંગોને ઉપસાવ્યા છે, તેમ અહિયા કવિએ સ્ત્રી વિષે ૧૦ પંક્તિઓ રજૂ કરી પુરુષ વિષે પાનાંઓનાં પાનાં ઊઘાડાં કરી દીધાં છે. પુરુષ સ્ત્રી પરથી આવરણ નથી હટાવતો, પોતાના પરથી જ હઠાવે છે, નહિ? પુરુષે સ્ત્રીની આ દશા તો કરી, પણ સાથે પોતાની પણ અવદશા કરી, અને એ પુરુષ સારી રીતે જાણે છે. સાહિર લુધિયાનવીએ કહ્યુ જ છે ને કે જે સ્ત્રીએ પુરુષને જન્મ આપ્યો એ જ સ્ત્રીને પુરુષે બજારમાં ઊભી કરી દીધી. અને Tristan Corbiera એની રીતે કહે છે:

Her name? Call ner misery.
Got derself born, Somehow, Somewhere —
Somewhere, Someday, Will be Found dead —
There'll be no fuss, no one will care.

હા, હજી આજે પણ સ્ત્રીને નોટમાં વાળી શકાય, સસ્તામાં વટાવી શકાય, પાનમાં ચાવી શકાય, એના નામે હસી શકાય –થૂંકી શકાય ... પછી વિશ્વનો કોઈ પણ ખૂણો હોય. ને પુરુષ ફક્ત કવિતા કરે...
હેમંતભાઈને અભિનંદન – Cold blooded murder માટે.

૯-૪-'૭૭ દિનેશ દલાલ

બાળપણામાં તો કોઇએ
હુ તુ તુ તુ રમતાં શીખવ્યું નહોતું.
તો પછી આજે
આમ શ્વાસ રોકીને
એકસામટા આટઆટલા પાટા
કઈ રીતે ઓળંગ્યે જાઉં છું?
કેમ કોઈ હાથ પકડતું નથી?
કેમ કોઈ વસ્ત્રછેડો ખેંચતું નથી?

કેમ કોઈ ગાતું નથી કે.......
અને એવુંય નથી કે મેદાન ખાલી હોય!
લોહિયાળ લેબલ લગાડેલાં લાખલાખ નામ
વાંચવા માટે મારે ક્યારેય ચશ્માં
ચડાવવાં નથી પડયાં,
કે પથરાયેલાં પગલાં સૂંઘાડવાં માટે
મારે ક્યારેય કૂતરાં પાળવાં નથી પડયાં
ને તે છતાંય...........?

એટલું જ નહીં;
ગઇ કાલે
હું દૂધે ભરી તલાવડીમાંથી બહાર નીકળી
ત્યારે નેઇલ પોલિશ લગાવતી બિલાડીઓ
ચારેય કાંઠે ગોઠવાઇ ગઈ હતી
ઘુરકાટે ઘુરકાટે રોમાંચના સળિયા
ખોડાતા જતા હતા.
મારા સ્વેદસિક્ત હાથમાંથી દૂધની કુમાશ ઠરી જાય
એ પહેલાં,
કોઇ સદ્યસ્નાતા સુંદરીનું પોઇટ્રેટ ચીતરતું હોય
અને પલળેલી પીઠ કંપી જાય એ પહેલાં

## મેં રેઇનકોટ પહેરી લીધો.

મેં રેઈનકોટ પહેરી લીધો
અને અચરજની કીડીઓની પાંખો ખરી પડી.
અરે ! આ બિલાડીઓ તો
દૂધની ગંધમાત્રથી ઓડકાર ખાઇ શકે છે !
પછી સંતોષથી પંજા ચાટી શકે છે !
બનારસી સાડી પહેરી શકે છે !
ચન્દ્રવિલાસની જલેબી જેવું
ગોળગોળ મીઠું મીઠું ગરમગરમ
રસનીતરતું ઝોકું ખાઇ શકે છે !
ને પછી ગાંધીજી કહે, "સૂરજ ઊગે"
અને સૂરજ ઊગે.
ગાંધીજી કહે, "ચકલી ઊડે
અને ચકલી ઊડે.
એમ ગાંધીજી કહે, "રેઇનકોટ ઉતારો"
તો મારે રેઇનકોટ ઉતારવો જ પડે ને?
આમેય પગ તો પલળ્યા જ છે ને,
તો પછી પીઠનેય પલળવા જ દો.
પછી તો લાંબા થઇને સૂવાની ઇચ્છામાત્રથી જ
પૂરા પાંચ હાથનો બગીચો જ
ખીલી ઊઠે ને? ત્યારે કહ્યું; વારુ સ્તો!
પણ બગીચાની આસપાસ પણ
પેપરવેઇટ ગોઠવાઇ જાય,
ઝૂલતા મિનારા ચણાઇ જાય,
અને ફૂલફૂલનાં પુંકેસર કહે સ્રીકેસરને :
"પહેલાં ગોત્રજ પૂજવા દે
મંગળફેરા ફરવા દે
પછી મને અડજે" !
ને બગીચાના ખૂણે હોય એક્વેરિયમ.

ને એમાં રમકડાંના ખડકોની અંદરથી
ને પ્લાસ્ટિકની શેવાળ ઉપરથી
માછલી તો હસતી રમતી બ્હાર....
હું હાથ લંબાવું છું ત્યારે
કોઇ હાથ તો પકડતું જ નથી
પણ હાથમાં માછલી પકડવાનો ગલ
પકડાવી દે છે અને નીચે ગોઠવી દે છે
કેડબરીઝ ફ્રાઇવસ્ટાર
ને માછલી તો હસતી રમતી બ્હાર....
આજેય કોઇ હાથ લંબાવતું નથી
પગ ખેંચતું નથી
વસ્ત્રછેડો સ્હાતું નથી
ને કોઇયે ગાતું નથી...
મને હતું કે હું તુ તુ તુ
કહેતાં કહેતાંમાં ઊઘડે જો અડાબીડ અંધાર
આધારોના અખકડ
આચારોની એબીસીડી
ઘૂંટું, તો બસ ઘટાક્ઘૂંટડે
સમજાતો સમજાતો જાશે
સપનાંનો કંઇ સાર—
પણ ઊઘડેલા અંધારામાંથી
પીઠે તાતું ખંજર ભોંકી,
આંખે લીટીઝમતું તીર
અને અહોહો વૃષભાવતાર....
મારે આંખ મીચવા આંખ નથી
પગ ખેંચવા પગ નથી
છે તો માત્ર હાથ
અને હાથ લંબાવું છું ત્યાં
વળી પાછું કોઇ લંબાવેલા હાથમાં

પકડાવી દે છે રક્તભીનું વસ્ત્ર
અને આજે હવે આ રમતમાં
હું એકલી નથી....
પણ રોકી રાખેલા શ્વાસ
મને છ તાલી તો આપી ચૂક્યા છે
સાતમી તાલી પહેલાં ક્યાંક...?

•

'કવિતા' - ૫૮ ની સ્વતંત્ર રચનાઓમાં બે - ત્રણ વાચન પછી આટલી કવિતાઓ મને સવિશેષ આસ્વાદ્ય લાગી: (૧) રમત (સરૂપ ધ્રુવ), (૨) મોન્ટા – કૉલાજ (જગદીશ જોષી), (૩) મેદાનસીમિત (ભાનુપ્રસાદ પંડ્યા), (૪) મન! હવે ચાલો (સુરેશ દલાલ (૫) આવળુંસવળું ગીત (લાલજી કાનપરીયા) (૬) મારે ઉંબરે (ભગવતીકુમાર શર્મા)

આમાંથી તંત્રીની કવિતાને ગણવાની નથી, છતાં ફાટેલા નકશા જેવા મનના ચહેરાને એક પછી બીજા ચાલ્યા કરતા વેશમાંથી વાળીને વેદના ને આનંદની આરપાર દોરી જવાના પ્રયત્નની સ્વસ્થ વિસ્ફૂત ગતિ એમાં બરાબર અભિવ્યક્ત થઈ છે— adequate expression પામી છે એટલું કહેવાની રજા આપશો.

'મેદાન સીમિત' માં છંદના અખંડ લયની પ્રવાહિતા શબ્દચયનની મદદથી જે વેગીલું ભાવચિત્ર રચવા જાય છે તેમાં સાતમી - આઠમી પંક્તિઓના છંદોભંગ વિક્ષેપ કરીને કાવ્યરૂપને કંઈક ખંડિત કરે છે. જો કે તેમ છતાં કાવ્ય ઘણું સુંદર છે; પહેલી પાંચ પંક્તિઓ અને ખાસ તો આ બે:

સૂડાનું ટોળું થૈ કલબલી રહે, દેવચકલી
સમા એ સુરંગી હળુ હળુ ફરે આંગણ મહીં!

ચિત્રાત્મક છે. છેલ્લી બે પંક્તિઓ આખા કાવ્યનાં ઉલ્લાસ - ઉત્સાહને સરસ રીતે એક સૂત્ર કરી દઈ કાવ્યાર્થ સિદ્ધ કરે છે.

'આવળુંસવળું ગીત' કડીઓ ગૂંથતાં ગૂંથતાં અચાનક જ છેલ્લી કડીને આરંભ સાથે જોડી દઈને કાવ્યનું ચક્રાકાર રૂપ સિદ્ધ કરે છે. એ ગૂંથણીમાં ગામડિયા પટેલનું ભોળપણ, પરીકથાની રોમાંચકતા અને દરિયાની પ્રચંડ ઘૂઘવાટીને જ સરળતાથી જોડી દઈને સમગ્રતા સાધી છે તે આકર્ષક છે. આ લીટી બહુ ગમી:

ગામનો પટેલ રડ્યો ભેંકડો તાણીને, એના ભેંકડાએ કાળું ધબ્બ ખેતર!

ગઝલ - ગીત 'મારે ઉંબર'નો રંગ ઘૂંટાઈને ઘેરો બને છે. લંબાતા લયની કડીઓ ... મારે ઉંબરે'ની કાફિયાને કારણે ગઝલનું રૂપ પણ લે છે, અને કડીએ કડીએ

ઘૂંટાતો ભાવ પણ મુખડું અને આંતરાવાળા ગીતનું રૂપ રચે છે. 'જૂની તે વાવની ભીંતે...'' થી શરૂ થતી કાવ્યની છેલ્લી ચાર પંક્તિઓ વેધક બની રહે છે.

'મોન્ટા - કૉલાજ' નો કસબ ખરેખર આકર્ષક છે. કવિની આંખને કૅમેરો છૂટા છૂટા (પણ એ જ વિષયનાં) ચિત્રોનું કૉલાજ - વર્તુળ રચતો જઈ પછી વચ્ચે અંધકારને ગોઠવી તેમાં ડૂબકી મારીને આદ્યા પ્રકૃતિની સહજ રસિકતાના રોમાંચના તળિયાને સ્પર્શે છે, અને એ આદ્યા પ્રકૃતિનો રોમાંચ જ જાણે કે પેલાં વેરવિખેર ચિત્રોને એકસૂત્રતા અને કવિના ઉદ્યમને સાર્થકતા અર્પે છે. ઘણી બધી પંક્તિઓ મનમાં રમી જાય તેવી છે. "વચ્ચે બરફના ટુકડા જેવું ખખડતું દાંતુંબોળ હાસ્ય." "કોઈની આત્મીયતાની ક્ષણોના સાક્ષી થઈ/ માનસિક રીતે પણ કોઈને ખલેલ પહોંચાડી શકાય?" નાસીપાસ થયેલું દૂરબીન હતાશાના પટ્ટા પર ઝૂલ્યા કર્યું." "દૃષ્ટિ વગરના દૂરબીનને જાણે મોતિયો નડ્યો." અને "કુદરતની કારવાહીમાંથી ......" માંડીને બાકીનો કાવ્યાંશ. ("આફ્રેલગાફ્રેલ" શબ્દના કવિકર્મ પર આફરીન છું.)

પણ રેતીમાં મોતી – ક્યારેક તો ખૂબ ઊંડે સુધી - સંતાડવાની રમત સૌથી આકર્ષક રીતે સિદ્ધ થઈ છે 'રમત'માં. મંગળફેરા - ગોત્રજનાં પેપરવેઈટ ગાંધીજીના આદેશ કે રેઈનકોટના ખડકોની અંદરથી હસતીરમતી બહાર છટકી જતી માછલીની આ આખીય રમત અપૂર્વ કલ્પનોની ન ભુલાય એવી ગૂંથણી રજૂ કરે છે. વૃષભાવતાર કે ગાંધીજી (કે બાઈબલ) થી માંડીને રેઈનકોટ, બિલાડી, માછલી પકડવાનો ગલ, ચન્દ્રવિલાસની જલેબી, કેડ્‌બરીઝ ફાઈવ - સ્ટાર, રક્તભીનું વસ્ત્ર અને હુતુતુની રમત - કલ્પનોનો આ વ્યાપ કાવ્યાર્થની વિષયભૂત અનુભૂતિની પણ એવો જ વ્યાપકતાનો નિર્દેશ કરે છે. ક્યાંક બુદ્ધિથી ય ન પામી શકાય એવો, અવર્ણનીય, ભાવસંકુલ કાવ્યાર્થ ઉપમા - ઉત્પ્રેક્ષા જેવા અલંકારો દ્વારા ક્યાંક સપાટી પર સ્ફુટ થયા વિના કેવળ કલ્પનોની જ ઓથે સંતાઈને સંક્રમણ પામતો પામતો એમાંની fresh imagesને કારણે અનુભૂતિનું જે રૂપ સિદ્ધ કરે છે તે ચિત્તને ઘણે ઊંડે સુધી સ્પર્શી જાય તેવું છે. કાવ્યના રૂપની અખંડતા એવી સિદ્ધ થઈ છે કે એમાંથી કોઈ પંક્તિને જુદી તારવવી મુશ્કેલ જણાય છે.

'રમત' આ અંકનું તો શ્રેષ્ઠ કાવ્ય છે જ, સરૂપ ધ્રુવનાં પણ ઉત્તમોત્તમ કાવ્યો-માનું એ એક બની રહેશે એમ લાગે છે.

રાજેન્દ્ર નાણાવટી

મૃત માતાને □ બરકત વીરાણી

મા! મેં તારી એક પણ કવિતા નથી લખી.
કહે છે કે કવિ જન્મે છે—
તો તેં જ તો મને જન્મ આપ્યો છે.
પણ ત્યારે તને જાણ નહીં હોય કે હું કવિ થઈશ.
તારે તો મને માનવી બનાવવો હતો—
એક સુખી માનવી, હસતો માનવી.
અને એ માટે તેં કેટલાં દુઃખ સહ્યાં? કેટલાં અશ્રુઓ સાર્યાં?
ત્યારે તેં કશા બદલાની આશા નહોતી રાખી.
અને હું તને બદલો પણ શો આપું?
બદલો આપવા જેવું મારી પાસે છે પણ શું?
કદાચ ઈશ્વર પાસે પણ કશું નથી.
હા, ઈશ્વર પાસે તને આપવા માટે એક વસ્તુ છે—
તારા આત્માની શાંતિ.
ઇશ્વરે તને સ્ત્રી ઘડી હતી.
અને ઇશ્વરને જે પ્રાણ અતિશય પ્યારો હોય છે,
એને જ એ સ્ત્રીનું રૂપ આપે છે.
તું ઈશ્વરને અતિશય પ્યારી હતી એટલે એણે તને સ્ત્રીનો જન્મ આપ્યો.
તું ઈશ્વરને અતિશય પ્યારી હતી એટલે જ એણે તને મૃત્યુ પણ આપ્યું
મને આશ્વાસન આપનારા પણ એમ જ કહેતા હતા—
તું અલ્લાહને પ્યારી થઇ ગઇ,
અલ્લાહે તને પોતાની પાસે બોલાવી લીધી.
પણ સ્ત્રી મરે છે, માતા નથી મરતી;
તું જીવે છે, જીવતી હતી એમ જ.
અને તું જીવતી હોવા છતાં હું તને મરેલી માનું?
અરે, જેણે મારાં હાલરડાં ગાયાં એના હું મરસિયા ગાઉં?
છતાં યે ગાઉં—
પણ જે જન્મ આપે, એ મરી જ કેમ શકે?

હું કવિ થયો છું એટલે જાણું છું—
કવિ કવિતાની નીચે પોતાનું નામ લખે છે,
ચિત્રકાર કલાકૃતિ નીચે પોતાનું નામ લખે છે;
પણ ઈશ્વર?
ઈશ્વર જેવો કોઇ મહાન કલાકાર નથી—
એ માનવીને સર્જે છે, પણ માનવીની નીચે
પોતાનું નામ નથી લખતો.
અને લખે છે, ત્યારે એ માતાનું નામ લખે છે.
પણ માતા ય ઈશ્વરની મહાનતાનું પ્રતીક છે—
એ બાળકને એના પિતાનું નામ આપી દે છે.
માતા ઉદરમાં નવ મહિના એના બાળકનો ભાર વેઠે છે.
માત્ર એ નવ મહિનાનો બદલો આપવા ઈચ્છું,
તો ય મારાં નેવું વરસ પણ કંઈ
વિસાતમાં નથી,
છતાં મને શ્રદ્ધા છે–તારાં એકસો દસ વરસની
ઉંમરે પણ તેં અંતરમાં મારાં નેવું વરસનો ય
ભાર વેઠયો હોત.
પણ હું નેવું વરસનો નથી,
તું એકસો દસ વરસની નથી;
તારા અને મારા સંબંધ વચ્ચે સમયનું અસ્તિત્વ નથી
—અસ્તિત્વ છે માત્ર તારું, અને તારે લીધે
મારું; અને એ પણ માતા અને બાળક જેવું.
માતા કદી મરતી નથી.
અને બાળક કદી મોટો થતો નથી.
મા! હજી હું કવિતા લખી શકું એટલો મોટો થયો નથી;
હજી હું પારણે પોઢેલો તારો પુત્ર છું.
અને હું પારણામાં પોઢીને તારે માટે કવિતા લખું,
એને બદલે પારણાની દોરી ખેંચીને તું જ
મારે માટે હાલરડું ગા—
ઈશ્વર તારા આત્માને શાંતિ આપશે,
તારું હાલરડું મારા આત્માને શાંતિ આપશે.

શ્રી મૈથિલીશરણ ગુપ્તના હિંદી કાવ્ય ' યશોધરા'માં એક પ્રસંગ છે: યશોધરા બાળક રાહુલને ગૌતમ તથા દેવદૂત વચ્ચે હંસ માટે થયેલા ઝઘડાની વાત કહે છે. ઝઘડો ન્યાયાલયમાં પહોંચે છે ત્યાં સુધીની વાત કહી અચાનક જ પૂછે છે, 'ન્યાય પક્ષ લેના હૈ કિસકા?' 'સુન લૂં તેરી બાની!" 'તારો અભિપ્રાય તો સાંભળું'? પણ રાહુલ કહે છે– 'માં, મેરી ક્યા બાની? -મૈં સુન રહા કહાની!'

દસેક વર્ષથી નિયમિત રીતે, 'કવિતા' વાંચતો આવ્યો છું. પણ અચાનક જ તમે તે દિવસે મને 'કવિતા'ના આ ૫૮મા અંકમાંના કાવ્યોમાંથી શ્રેષ્ઠ તારવી આપવાનું સૂચન કર્યું ત્યારે મને પણ આવું જ લાગ્યું - કવિતાનો રસિયો છું ખરો, પણ - 'મેરી ક્યા બાની?" છતાં યશોધરાએ રાહુલ પાસેથી અભિપ્રાય કઢાવ્યો, તમે મારી પાસે હા પડાવી.

કવિતા કલા છે, કસબ છે, (ક્યારેક એમાં કારીગરી પણ આગળ તરી આવતી દેખાય છે.) કૌશલ તો એમાં જોઈએ જ. વળી હવે તો ટેકનિક્ - આયોજન, પ્રતીક, કલ્પન વગેરે ઉપકરણોનો પણ મહિમા વધ્યો છે. આ બધું 'તપાસી' કવિતાને નાણવા બેસીએ છીએ ત્યારે, એને માણવાનો રસ ઘણી વાર બાજુએ નથી રહી જતો? અંત સ્તત્વ ઘણી વાર સ્થાન ગુમાવી નથી બેસતું? વ્યવહારના શબ્દોને કાવ્યમાં જે વૈશિષ્ટ્ય-પ્રાપ્ત થાય છે તેમાં કવિકર્મની કરામત પણ છે જ. પણ હું માનું છું કે કવિના શબ્દના પાયાના અર્થમાં 'કીમિયો' છે. (અલ્પ કે સાધારણ કિંમતની વસ્તુઓના વિશિષ્ટ રાસાયણિક સંયોજનથી સોનું બનાવવાની પ્રક્રિયા તે કીમિયો). ઉપર્યુક્ત બધાં જ તત્ત્વોને ઓગાળી એક રસ - રૂપમાં એનું એવું સંયોજન થાય એવો એ કીમિયો છે. સહૃદય ભાવકનું અસ્તિત્વ ઓગળી જાય, એ તેમાં અભિન્નતા અનુભવે, એ એની કૃતાર્થતા.

સારું હોવા - થવા માટે કાવ્યમાં અદ્યતનતા, નવીનતા, આધુનિક અભિગમ કે દૃષ્ટિ હોવાં અનિવાર્ય નથી જ! તો, એનું પ્રણાલીગત કે પરંપરાગત હોવું એ જ એને અકાવ્ય ઠરાવવાની પૂરતી ભૂમિકા, આ દોષદૃષ્ટિ છે. આવા પૂર્વગ્રહપૂત વલણથી તાટસ્થ્ય જોખમાય છે જ! ઉદ્દિષ્ટ જો સ-રસ, સંતર્પક કૃતિનું જ હોય તો એ કોઈ પણ પ્રકારમાં, સ્વરૂપમાં, પરંપરામાં શા માટે નીપજી ન શકે? સવાલ કવિના કૌવતનો છે, માત્ર કાવ્યદેહનો - તેનાં ઉપકરણો આભૂષણોનો નથી.

આ તો મારાં અંગત મંતવ્યો છે. આમાં વ્યક્તિગત રુચિભેદને પણ એ નિઃશેષ ઓગાળી શકાય એવું કદાચ ન પણ બને.

આકાર, પ્રકાર દૃષ્ટિ, અભિગમ, છંદોબદ્ધ અછાંદસ વગેરે વૈવિધ્યથી સભર એવા આ અંકમાં (તમે મૂકેલી મર્યાદાવાળી કૃતિઓ બાદ કરતાં) 'સંપૂર્ણત:' સંતર્પક એવી તો કોઈ કૃતિ લાગી નથી. પરંતુ જે - જેટલી છે તેમાં ગમી જાય એવી યે ઠીક ઠીક છે. એમાં યે મને સૌથી વધુ ગમી છે શ્રી બરકત વીરાણીની કૃતિ 'મૃત માતાને!'

મુખ્યત્વે તો ગઝલો માટે તથા ગીતો માટે જાણીતા ને માનીતા થયેલા શ્રી વીરાણીના આ અછાંદસ કાવ્યનું બંધાયેલું ગરવું પુદ્ગલ સુખદ આશ્ચર્ય છે. આટલાં ઊંડાણ આંબી જતું આ અસ્ખલિત વહેણ અંતરને અનાયાસ પરિપ્લાવિત કરી મૂકે છે.

બાળસુલભ મુગ્ધતા ને વિદગ્ધ કવિની પ્રૌઢિનું સુભગ સંયોજન સમગ્ર કૃતિને મીઠાશથી રસે છે. કંઈક શ્રદ્ધાંજલિ જેવો ધ્વનિ ઉપજાવતા અંત ભાગમાં, માને હાથે ખેંચાતી દોરીવાળા પારણામાં પોઢી, માના આત્માને, એ હાલરડું ગાય તે દ્વારા જ શાંતિ આપશે એવા સૂચનમાં સમાયેલા માના અખૂટ વાત્સલ્યના મુગ્ધકર પ્રતિસાદને દાદ દઉં છું.

'તારે તો મને માનવી બનાવવો હતો —' કૃતિની આ પાંચમી પંક્તિ નિરપેક્ષ રીતે જ ગૌરવાન્વિત ઉચ્ચતા સૂચવી શકે તેની તુલનામાં, પછીની પંક્તિના સંદર્ભમાં જે સૂચવાય છે તેમાં, એ આ ગૌરવ ખોઈ બેસે છે. અહીં, 'કવિ' ના મુકાબલે પ્રયોજાયેલો 'માનવી' શબ્દ કવિનું ઉદ્દિષ્ટ જોખમાવે છે.

શ્રી બરકતભાઈને અભિનંદન. તમે આ સોંપ્યું તો લખાયું એનો આભાર ન માનું તે કેમ ચાલે?

આ તો આવતા સાઠમા અંકમાં પ્રકટ થશે, ખરું ને? કાવ્યક્ષેત્રે તમે આદરેલા આ સેવાયજ્ઞમાં આટલી લાંબી મજલ સફળતાપૂર્વક કાપી શક્યા એ જ આનંદની વાત.

પ્રવીણચન્દ્ર જી. રૂપારેલ

એક તીં – ☐ પ્રતાપસિંહ રાઠોડ –'સારસ્વત'

ગોફણમાં ચકલાં ઉડાડયાં તો જાણ્યાં
 પણ કાળજાં ઉડાડયાં એક તીં!
કોરાંધાકોર જોયાં ચોમાસાં કૈંક
 લૂના વગડા પલાળ્યા એક તીં!

ઓટે બેસીને અલ્યા, હરિયો ડોળાય
 બોલે ભર રે બજાર એવું કુણ?
ખેતરને ખૂણે તો સૌએ મલકાય
 ઊભી વાટે ઝલકાય એવું કુણ?
ઘરના થાળાની બધા ઉંદરી નચાવે
પાળીવનની કુવેલ એક તીં...ગોફણમાં૦

મહુડાં વીણાય વળી આંબા વેડાય
 બોલ-બોરાં ઉતારે એવું કુણ?
વેલ્યમાં બેહારી તો પૂણિયાય લાવે
 ઊભાં બેડાં ઉતારે એવું કુણ?
રૂંવામાં ગોફણ તો ફૂડાં થઈ ફૂટી
એવી માયા લગાડી એક તીં!-ગોફણમાં૦

૨૨-૯-'૭૭

'કવિતા' દ્વૈમાસિકે સુસંગત રીતે જાળવેલા કાવ્યના ઉચ્ચ ધોરણની અને તેના કલાત્મક મુદ્રણ તથા લે-આઉટની વાત બાજુએ મૂકીએ તો પણ, દસ વર્ષ સુધી એકધારી રીતે તેનું પ્રકાશન થયું અને ૬૦ અંક પ્રસિદ્ધ થયા એ પોતે પણ એક મોટી સિદ્ધિ છે. કેટલાક ઉત્તમ આદર્શો માટે નફાતોટાની ગણતરી કર્યા વિના ભંડોળ ફાળવનાર સૌરાષ્ટ્ર ટ્રસ્ટના મૅનેજમૅન્ટનો તમને સાથ મળ્યો એ ખરું, પરંતુ બે પૂંઠાંની વચ્ચેની માતબર સામગ્રી, અનેક આડફરજો વચ્ચે, તમે સતત પૂરી પાડી એ માટે તમે અધિક યશના અધિકારી છો. ગુજરાત, અને ખાસ કરીને સાહિત્યનું ક્ષેત્ર, યશ આપવામાં ભારે કંજૂસ છે. ક્રેડિટ આપતી વખતે સાહિત્યની છાવણીઓમાં કૅાસવૅાટિંગ પણ થાય છે. એમ છતાં, કવિતાને ક્ષેત્રે, કવિતાને સાહિત્યકારોમાં તેમ જ આમજનતામાં લોકપ્રિય બનાવવામાં સૌથી નોંધપાત્ર ફાળો આપવા માટે કોઈ પારિતોષિક હોય તો, મને લાગે છે કે, એ તમને આપ્યા વિના છૂટકો ન થાય.

નવી કવિતા મને ગમે છે. જૂની કવિતાઓ ભાગ્યે જ ગમે છે. આ મારા અંગત ટેસ્ટની વાત થઈ. કવિતાની બાબતમાં હું લેમૅન ગણાઉં. છતાં મને 'કવિતા'ના અંકો વાંચવા ગમે છે. આમાંનાં ઘણાં કાવ્યો માત્ર મનોરંજન આપે છે. કેટલાંકમાં માત્ર ચમત્કૃતિ નજરે પડે છે. કેટલાકમાં જેને હું અકવિત્વમય બાનીમાં ઓવર-સ્માર્ટનેસ કહું છું તેવું તત્ત્વ જણાય છે. આ બધી ટીકાઓ છતાં, આ અંકોમાં ઠેર ઠેર નિર્ભેળ કાવ્યપદાર્થ પણ જોવા મળે છે એ નાનીસૂની વાત નથી. અમારા પ્રોફેશનમાં રોજ સેંકડો સ્ટોરી જોવા મળે છે પણ સ્કૂપ તો વિરલ ચીજ છે. હમણાં ઘણા વખત પછી એક આવી લગભગ સ્કૂપ કહેવાય તેવી સ્ટોરી કુલદીપ નાયરે આપી હતી: જનતા સરકાર મોટાં રાજ્યોના ટુકડા કરવા માગે છે એ એનો સાર હતો.

અફલાતૂન કાવ્ય પણ, સ્વાભાવિક રીતે જ, જવલ્લે જ નીરખવા મળે.

તમે મોકલેલી 'કવિતા'ના ૬૦ મા અંકની નકલનું ઊડીને આંખે વળગે તેવું તત્ત્વ —અને 'કવિતા'ના લગભગ તમામ અંકો વિષે આમ કહી શકાય —એ છે કે તમે અંકની સજાવટ લો કીમાં છતાં સૂઝપૂર્વક કરી છે. આર્ટપેપર પરની સાહિત્યકારોની તસવીરો' કૅરિકેચર, કવિઓના હસ્તાક્ષરવાળી કૃતિઓ, વિદેશી ભાષાઓનાં સુંદર કાવ્યોના મજેદાર અનુવાદ – મૌલિક કૃતિને જ ઈનામ આપવા આગ્રહ ન હોય તો શકુંતલા મહેતા દ્વારા અનુવાદિત 'છૂટકરો' શ્રેષ્ઠ કાવ્યનું પારિતોષક લઈ જાય— વિષયોનું અને કવિઓનું વૈવિધ્ય: આ સમગ્ર કૉન્કોકશન કવિતા સાથે સ્નાનસૂતક નહિ ધરાવનાર અદના આદમીને પણ લિજ્જતદાર લાગે એવું છે. આ બધાં કાવ્યોમાં કવિઓએ અવનવા અખતરા દાખવ્યા છે અને અદ્યતન ઓજારોનો વિનિયોગ કર્યો છે.

મારો હમેશાં એવો મત રહ્યો છે કે છે અદ્યતન કવિતાના આલેખકો ગુજરાતી—ભાષાની સુષુપ્ત ક્ષમતાને બહાર લાવ્યા છે. નવાં કાવ્યો વાંચું છું ત્યારે શબ્દોની શક્તિથી ચકિત થઈ જાઉં છું. શબ્દોના કૉનોટેશન અને ડિનોટેશન પરનું નવા કવિનું પ્રભુત્વ—ક્યારેક ગ્રામરના ગ્રાઉન્ડ રૂલ્સનો ઉઘાડો ભંગ થાય છે છતાં—પ્રભાવિત કરે તેવું છે. પત્રકારોને પણ આ કાવ્યોમાંથી થોકબંધ બળકટ, મુલાયમ, અર્થસભર અને અસરકારક શબ્દો મળી આવે છે. ક્યારેક, નવો કવિ મુગ્ધ ભાવે શબ્દો સાથે લખોટાની રમત રમવા બેસી જાય છે અને તેનો રસ માત્ર શબ્દોના મેઘધનુષ પૂરતો જ સીમિત રહે છે એવું ય બને છે ખરું. આ અંકમાં અંગ્રેજીમાં લખાય છે એવાં કેટલાંક નોનસેન્સ વર્સીસ છે. ઉપલકિયા દૃષ્ટિએ વાંચનારને એ નશાબાજની લવારી જેવાં લાગે પણ ખરેખર તો એ લગભગ ક્લાસીક સ્તરે પહોંચે તેવાં છે એમ મારું માનવું છે. સેન્સવાળા નૉનસેન્સની મજા ઑર હોય છે.

૬૦માં અંકમાં મને સૌથી વધુ ગમ્યું 'એક તીં'નામનું કવિ પ્રતાપસિંહ રાઠોડનું કાવ્ય. ગ્રામીણ અને વગડાઉ બૅકડ્રોપની પછીતે કવિએ મુલાયમ લાગણીઓને ક્રાફ્ટસ-મૅનની કળાથી વહેતી મૂકી છે. દેહાતી બાનીમાં કેટલું કૌવત છે એની સાચી પ્રતીતિ આ કાવ્ય કરાવે છે. ઉપકરણો ગામઠી છે, કલ્પનો અને પ્રતીકો તળ ધરતીનાં, ગ્રાસરૂટ લેવલનાં છે. પરંતુ એની પ્રત્યેક પંક્તિમાંથી નરી નિર્ભેળ કવિતા ટપકે છે. નૈસર્ગિક, ટાપટીપ વિનાની, ભીની માટીની ફોરમવાળી. કસબની ગોફણથી કવિએ, નાયિકા કહે છે તેમ કાળજાં ઉડાડ્યાં છે. કવિનું નિશાન બિનચૂક છે. નોંધપાત્ર વાત એ છે કે આ કાવ્યમાં નાજુક લાગણીઓની કથા છે. છતાં, અમારા એક આખાબોલા મિત્ર જેને જનાના કાવ્યો કહે છે એવી પોચટ સપાટીએ તે ઊતરી પડતું નથી.

મારી જાડી કાવ્યસૂઝ પ્રમાણે મેં શ્રેષ્ઠ કાવ્યની પસંદગી કરી છે. આડુંઅવળું વેતરાયું હોય તો વાંક મારો છે.

આ નિમિત્તે, મને—કવિતાના શાસ્ત્રમાં કક્કોય ન સમજે પણ કવિતા વાંચવી ખૂબ ગમે એવા અનધિકારી માણસને—આત્માની કળા સાથે ગાઢ નાતો બાંધવાની તક આપી તે બદલ તમારો આભારી છું. આ ફરજ મેં બીતાં બીતાં, ગુનેગારની-ભાવનાથી બજાવી છે, એટલું ઉમેરીશ.

હસમુખ ગાંધી

હાલોને જોવા જાઈએ રે... ☐ જગદીશ જોષી

હું સ્વયંપાકી બ્રાહ્મણ
હું સ્વયંથાકી બ્રાહ્મણ
હું સ્વયંપાપી બ્રાહ્મણ
હું વયંશાપી બ્રાહ્મણ.

મારાં પાપ હું જ આચરીશ
મારાં ફળ હું જ ચરીશ
મારાં વમળ હું જ તરીશ

પાપ કરવામાં અવેજી ન ખપે
પાપ કરવામાં 'ડબલ' ન ખપે
પાપ બબલ નથી કે ફટ્ દઈને ફૂટી જાય
પાપ તો હલબલ છે
તનની કરતાં વધુ તો મનની.

મન?
કયું મન? કોનું મન?
મન–બનની તે વાત છોડો ભઇલા!
ભઇલા કહેતાં સળકી લયલા.
મન–બનની વાત છોડો ભઇલા!

બન્...બન્... (તે સાલ્લું ક્યાં ભુલાયું) બન્...બન્...
હં, હત્તારી, બન...બન...બની
ચ્હે–બોય કલબની બની!
બની તે પણ કેવી લીસ્સી–લપટી ગોળ–સુડોળ બની!
બની.... હાં હાં, ખની–ખની બન બન તું મન.
મન–બનની તે વાત છોડો, ભઈલા!
ભઇલા ભઈલા
આવી લઇ–લા.
લયલા તો બાનુ

ઝંખે છાનુંછાનું.
એક વાર લયલા ને ચન્દ્રમુખી ટેલિફોન પર
વાતે વળગ્યાં હતાં.
"હલો, હાં...તો, આગળ બોલ
પછી શું થયું?"
"થયું તો એમ ને કે.... હલો, હ...લ્લો...!?"
'હલો-બલો કોણ છો?'
"અરે, ભૈ, અમારી લાઇન ચાલુ છે
તમે વચમાં કોણ ટપકી પડયા....?"
'ટપકી ને લપકી, તમે બંધ કરો'
"ના તમે બંધ કરો
પહેલાં અમારી વાત ચાલેલી
તે તમે જ બંધ કરો"
'બાઇ સા'બ, વધુ તાણતાં તૂટી જશે, હાંકે! તમે બંધ કરો!'
"પણ.... એઇ મિસ્ટર, તમે છો કોણ?"
'કોણ હું? હું કોણ?
હું તો 'કોણ' છું- ત્રિકોણમાંનો એક.'
"કોણ? તમે દેવદાસ તો નથી ને?"
'હા. પણ તમે કોણ-પારુ?'
"ના, હું ચંદ્રમુખી! કેમ દેવદાસ, કેમ છો?...."
'ચંદ્રી, તું ચૂપ મર.... ચૂપ મર ચંદ્રી! બંધ કર.'
"લયલા, તું જ મૂકી દે. મારા દેવદાસ સાથે વાત કરવા દે.
માંડ માંડ તો આટલા વરસે...."
કટ્....
"હલો, હલો, દેવદાસ.... દેવદાસ?.... દે..વ..દા..સ....!
હાય રે, કિસ્મત! મારો દેવદાસ...."
દાસ ને બાસ
ખાય છે બધા ઘાસ.
"ઘાસ ખાય? હવે તો મારે વાસ ખાવી પડશે, વાસ. કાગવાસ!

'कागा, सब तन खाईओ चुनचुन खाईओ मांस
दो नैनां मत खाईओ, मोहे पिया मिलनकी आस'
ઊઠ, ઊઠ રે કાગા.... જા પિયા કે દેશ....
જો, જો, દેવદાસ વાસ નાખે છે.
હાય રે મારું મન! વાસ ખાવાની વાસના....''
મન–બનની તે વાત છોડો, ભઈલા!

કંઇક વાસ આવે છે
મરી ગયેલા ઊંદરની.
ઊંદરની વાસ, સુંદરની પ્યાસ,
પ્યાસ? પ્યાસ!
ક્યાં છે મારો ગ્લાસ?
ગ્લાસમાં મારી એબ
ગ્લાસે કર્યો ઝેબ.
ઝેબ... ઝેબ ઔરંગઝેબ
શાહજહાંને કીધો કેદ
કેદ! કેદ? તાજમહાલ
પ્રેમની આ કેવી કમાલ!
સત્તાની આ કેવી ધમાલ!
મનમાં ચાલી ધમ....ધમાલ.
મન-બનની તે વાત છોડો, ભઈલા!

સત્તાથી ખાધી છે ખત્તા
હુત્તા.... કુત્તા.... હુત્તારી
દે તાળી રે, દે તાળી
કોની તેજલ છે કાળી
એક રાત ને સો પાળી
કોની કથની કોણે ભાળી
મનની મોસમ, મનમાં જાળી
જાળીનાં ઝાંકાની વચ્ચે
મનની આરત મનમાં બાળી

દે તાળી ભઇ દે, તાળી
મન-બનની તે વાત છોટો, ભઇલા!

નટમાંથી તો થઈ ગયા નેતા
નેતા તો રાજાના કુંવર!
નેતા વડના ટેટા
બાપના અડધા બેટા
બેટા તો રાજાના કુંવર
જૂલણુ મોરલી વગાડે રે રાજાના કુંવર
જૂલણુ મોરલી બગાડે રે રાજાના કુંવર.
કુંવર....કુંવર....કુંવરબાઇ
મોસાળું લાવ્યા મોહનભાઇ
મોહનભાઇ તો સૂતા છે
રાજઘાટ પે સૂતા છે
સૂતા સૂતા વિષ્ણુ બકે
શેષનાગ તો સૌને ઠગે
ઠગ ઊમટયા છે ગામેગામ
નટમાંથી નાગર થૈ આમ
નેતા ચલવે દોરડમામ
નેતાની ગાગર ભર ઢોળ
મનની ગાગર મનમાં ખોળ
मनकी आँखें बाबा खोल !
ઇચ્છાઓની ઊની બખોલ
માળવે જૈને મનને ખોડો.
મન-બનની તે વાત છોટો, ભઇલા!

વારે વારે મન માળવા જઇને બેસે
તે....એના મનમાં સમજે છે શું ?
માળવા જતાં મનને પાળવાં કેમ?
પાલવા જઇને બેસો, પાલવા!

પાલવાની પાળ અને મોજાંની માળ
છાતી ફૂટે છે આ તો તંતી ત્રિકાળ.
કપાળે ત્રોફાં ત્રોફાવીને ત્રિકાળ બેઠો છે.
કાળ તો મૂઓ વાણિયો છે, વાણિયો.
લખ્ખણનો પૂરો ! સાલો કાણિયો.
કાણિયો મોકાણિયો
બોબડો બફાણિયો
મીઠો લાગે ભાણિયો
રાત દિવસ ઉજાણીઓ
વાણિયો–બાણિયો ચાલે નૈં
પટેલ વિના ચાલે નૈં.
પટેલ લાવો, પટેલ.
'હેં, સરદાર પટેલ ?....'
એને વળી ક્યાં યાદ કર્યા ?
એ તો કે' છે કે સતયુગમાં સૈનિક હતા.
આપણે તો લાવો બકોર પટેલ
બકોર પટેલ ભૈ, બકોર પટેલ !
ચારે બાજુ ઊગી ગૈ છે તારી માંદી વેલ.
આડેધડ વેલા ઊગ્યા છે.
તાણ્યા વેલા થડ જઇને થોભે
હવે તો, તાણ્યાં થડ વેલાને આશરે શોભે !
મન તો કે' છેને...જેનું નામ !
મન–બનની તે વાત છોડો, ભઈલા !
નામ–બામની માંડો નૈં
અમથી અમથી ભાંડો નૈં
મૂડી દેખી છાંડો નૈં
વાંધો નૈં કૈં વાંધો નૈં.
વાંઢો તે વળી લગન લેને બેઠો'તો
તેય તે પાછાં ધન-રાશિનાં લગન.

ધનબાઇનું તો હમણાં જ કારજ ગયું:
પણ, કૈ' છે કે તેમાં વ્હાલબાઇ ના આવ્યાં.
વ્હાલબાઇ કોઈનોય તે દા'ડો જમતાં નથી–
ધનબાઇનો તો નહીં જ નૈં.
ધન-બનની તે વાત છેડો, ભૈયા!
મન-બનની તે વાત છોડો, ભઇલા!

ધન તો મારો વક્કર
ભલે હો ધનચક્કર
ચક્કર ચક્કર ફરતા નહીં
અદ્ધર શ્વાસે મરતા નહીં
મરવું આમ તો મને ગમે છે.
આમ તો તરવું મને ગમે છે
ફરવું મને ગમે છે
હરવું મને ગમે છે
ચરવું મને ગમે છે
પણ ચરવાના ચરૂ મળે તો કેવું સારું!
નહીં તો પછી મરવું તો મને ગમે જ છે.
હવે તો ગમ–બમની વાત છેડો, ભૈયા!
મન–બનની તે વાત છોડો, ભઇલા!
ગમ....તો મારા દિલમાં ઝુમ્મર થઇને ઝૂરે છે.
दिल जलता है तो जलने दे
જલને દે એટલે પાણીને આપો.
પાણી તારો બાપ
બાપ કોનો લિસ્સો?
હિસ્સોમાં ભૈ હિસ્સો!
બાપ મરે કે મા મરે
આપ તરભાણું ભરે.
ગોરબાપાની આરતી
સંતાનોને તારતી.

આરતીમાં જે આરત છે તે ક્યાં છે? ક્યાં છે?
ભારતીમાં જે ભારત છે તે ક્યાં છે? ક્યાં છે?
કયા ભરતની વાત કરો છો, ભઈલા? બનારસી?
જરીભરતની તે કૈં વાત છેડો, ભૈયા!
મન-બનની તે વાત છોડો, ભઈલા!
હવે સાચી જરી મળે છે જ ક્યાં?
જરીમાંથી તો ચાંદી ખરી ગૈ
ખરી....ખરી....
ઘોડીના પગની ખરી તળવાઇ ગૈ
ગઈ તે ભલે ગઈ એના બાપને ત્યાં
ક્યાં આવવાની જ હતી, તે?
એ તો જતિ-બાવાની ઝૂંપડીમાં મંગલ..મંગલ....
મંગલમાંથી જંગલ રચવાની લીલા આવડે છે?
લીલા એટલે બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
લીલાના તો પડે ચીલા
જંગલમાંથી જડે ચીલા
મોટરનાં ટાયરના ચીલા.
જંગલમાં ટાયરના ચીલા.
તે હેં, જંગલમાંથી ટાયરના ચીલા ક્યાં જતા હશે?
ચીલા ચાલ્યા આથમણે
શાયર ચાલ્યા ઉઠમણે.
Liar આથમણે કેમ ચાલ્યા?
ગોળ ગોળ જીભ જેવા ટાયરને દેડવતા દેડવતા
શાયર ચાલી નીકળ્યા પ્રેતલોક તરફ
પ્રેતલોકમાં પિશાચ લીલા
માનવતાના રઝળે ચીલા
ચીલા બધા લોક-અપમાં
સોક્રેટિસ લીલા કપમાં
કપમાં મારા ચા રેડો

બેડો મારો તરતો મેલો.
બા, ચા પા.
બા, તું ક્યાં છે?
બા તો તારી બા'ર ગૈ
ઘરની ચાવી લેતી ગૈ
શૈશવ મારું લેતી ગૈ
ચાવી લૈને વ્હેતી થૈ.
બા વગરના ઘરમાં દેવા ઊગ્યા મોટા બાવળ
બા વગરના ઘરમાં મનડું નાખે મોટી હાવળ
ઘર-બરની હું વાત છેડો, ભૈયા!
મન-બનની તે વાત છોડો, ભઇલા!
ઘર એટલે ચાર દીવાલ.
ઘર એટલે ચાર દી' વ્હાલ.
સગપણની શતરંજો ઉપર
વ્હાલાં ચાલ ચાલે છે.
તમારે રમવાનું ખરું, પણ
ખેલાડી તરીકે નહીં, પ્યાદાની જેમ.
ખેલાડી તો નામ કમાય
ખેલાડી તો દામ કમાય
તમારા પ્રેમની એ લોકોને કિંમત કેટલી?
કુત્તાને થાંભલાની હોય....એટલી!
કૂતરાં કરે ચાતુર્માસ
બળદ વ્હોરે બારે માસ
વ્હોરે તે તો કાલાં
વાત કરે તે વ્હાલાં.
વ્હોરે કોઈ, કોઇ વ્હેરે
વ્હેરતાં વ્હેરતાં તો વેરાઇ ગયા.
વેર ઝેર
ઘેર ઘેર

ઠેર ઠેર
મેર ! મેર !
મરતાં મૂઓ મરી ગયો
ઘરનો દીવો ઠરી ગયો.
હવે તો દરેક વ્યક્તિ સૂરજ જ બની ગઈ.
સૂરજમાં નૂર જ ક્યાં છે ?
તોય હું જ છું....સૂરજ !
સૂરજદાદા ઢાંકણી શોધે છે
બૂડી મરો કાં દાદા
બૂડી મરો રે દાદા
કહેતા'તા શાહજાદા
શાહજાદીના ઓરતા
ભરબપોરે ઘોરતા.
ઘોરતાને ઘા-રણ ના નડે
જાગતાને જાગરણ ના નડે.
જાગરણની અસર લાંબે ગાળે હાર્ટ ઉપર થાય.
ઉજાગરાની થાય, જાગરણની નહીં
જાગરણની અસર કોઇ પણ પાર્ટ ઉપર થાય.
વાઘરણની માઠી અસર વાઘ ઉપર થાય ?
વાઘની પૂંછડી લાંબી.
જા, જા, હવે લાંબીના !
ઈટાલીમાં બાંબીના
બાંબીનાને બાંબીનો
હરીફરીને થાંબી ગયો.
ફરવા-ચરવાની વાત છેડો, ભૈયા !
મન-બનની તે વાત છોડો ભઇલા !

'કવિતા'' ના પાપ થી ૬૦ અંકોમાંથી બે ઉત્તમોત્તમ કવિતા પસંદ કરવાનું તમે ચીંધેલું કામ કરી આપવાનું જ્યારે અમે માથે લીધું ત્યારે આ કામ કરતાં કેવી મૂંઝવણ અનુભવવી પડશે એનો અમને ખ્યાલ નહોતો. ઉક્ત છ અંકો જોતાં પેલી એક કાવ્ય પંક્તિ યાદ આવી ગઈ - લ્યો લ્યો, મોતી વેરાણાં ચોકમાં! આ છએ અંકો ચોકમાં વેરાયેલાં મોતીની જ યાદ આપી ગયાં. આમાંના કેટલાંક કલ્ચર્ડ મોતી જણાયાં તો કેટલાંક સાચાં પાણીદાર મોતી; અને આ સાચાં પાણીદાર મોતીમાંથી કોને સ્વીકારવું અને કોને નહિ એની અમને ખરેખર મૂંઝવણ થઈ. પણ દરેક ગૂંઝવણનો ઉકેલ આખરે નીકળે જ છે અને અમે પણ એ ઉકેલ જેમતેમ શોધ્યો. આ રહ્યો એ ઉકેલ.

૬૦ મા અંકમાં છપાયેલું શ્રી જગદીશ જોષીનું 'હાલોને જોવા જાઈં રે ...' એ કાવ્ય અમારી દૃષ્ટિએ, કવિતાના ઉક્ત છ અંકોમાંનાં ઘણાં પાણીદાર મોતીઓમાં પણ થોડું વધારે 'પાણી' ધરાવે છે. સમાજની વર્તમાન પરિસ્થિતિથી કવિ અલિપ્ત રહી જ ન શકે. અને જો અલિપ્ત જ રહીને કેવળ ગગનવિહાર જ કર્યા કરે તો એનું કવિકર્મ એટલું કાચું. ભાઈ જગદીશનું કવિકર્મ એવું કાચું નથી. વર્તમાન શહેરી સમાજમાં પ્રવેશી ગયેલી ભારોભાર કૃત્રિમતા પરનો વેધક કટાક્ષ ભાઈ જગદીશના કાવ્યમાં છે. સમાજ જીવનનાં, કૌટુંબિક જીવનનાં, રાજકીય જીવનનાં કેટલાં બધાં પાસાંઓના દૂષિત સ્વરૂપોની ઠેકડી તેમણે ઉડાડી છે! "મન - બનની તે વાત છોડો ભાઈલા" એ ધ્રુવપદ રાખીને આ શહેરી સમાજમાં મન જેવું હવે રહ્યું જ છે ક્યાં એવું જ એમણે સૂચન કર્યું છે. લયલા અને ચન્દ્રમુખી વચ્ચેની ટેલિફોન પરની વાતચીત કોઈ ત્રીજી લાઈન-એમાં જોડાઈ જવું અને એમાંથી ઊપજતો "કોક - ટેઈલ સરકીટ" માં ફરતી આજની શહેરી નારીઓ પરનો કટાક્ષ સોંસરવો ઊતરી જાય છે. સત્તા, ખત્તા, રાજાના કુંવર, રાજ-ઘાટ પર સૂતેલા મોહનભાઈ, નટમાંથી નાગર થઈ દોરદમામ ચલાવતા નેતા, આ બધું હમણાં જ આપણે જે પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યા છીએ અને પસાર થઈ ચૂક્યા છીએ તેનું અવનવી રીતે કરેલું ચિત્રણ છે. અહીં ચિત્રણ શબ્દ અમે સહેતુક વાપર્યો છે. ભાઈ જગદીશે જે શબ્દો પ્રયોજ્યા છે, કાવ્યનો જે ઘાટ બાંધ્યો છે તેથી, એ કાવ્ય વાંચતા વાંચતા માનસપટ પર ચોક્કસ તસવીરો ઉપસતી જાય છે, જાણે સમાજના કૌટુંબિક, રાજકીય અને બીજાં આવાં અનેક પાસાંઓનાં અનિષ્ટ તત્ત્વોની ઠેકડી ઉડાડતું ચલચિત્ર જ જોતા હોઈએ! જગદીશનું કાવ્ય એક નવી જ અનુભૂતિ કરાવી ગયું. અભિનંદન.

હવે બીજું, પાણીદાર મોતી સમું કાવ્ય જોઈએ. આ કાવ્ય છે ભાઈ બરકત વીરાણીનું 'મૃત માતાને' એ શીર્ષક હેઠળનું કાવ્ય.

બરકતભાઈ તો એક ગઝલકાર. ઘણીવાર એમની ગઝલમાં નિરાશાના સૂરો જ સંભળાય. પણ એમની આ અછાન્દસ કૃતિમાંથી નર્યો માતૃપ્રેમ જ નીતરી રહ્યો છે. શબ્દોની ચમત્કૃતિ માટે ભાઈ બરકતે કોઈ પ્રયાસ કર્યો નથી; આકાશમાં ઊડતી ઉપમાઓ

પકડવાનો તેમણે પ્રયત્ન કર્યો નથી. માતાના નિઃસીમ અને નિસ્વાર્થ પ્રેમની શીતલતાનો અનુભવ કરાવતી એમની બાની શીતલવાહિની ગંગા સમી સરળતાથી વહી રહે છે અને વાચકના અસ્તિત્વને એક પ્રકારની ઉચ્ચતર ભૂમિકા પર મૂકી દે છે - કાંઈ નહિ તો એ કવિતાના વાચનના કાળ દરમિયાન તો ખરું જ!

વૈયાકરણીઓ શબ્દલાઘવ સિદ્ધ કરવા માટે હંમેશ ઉત્સુક હોય છે. કોઈક ઠેકાણે તેઓ અરધી માત્રા જેટલું લાઘવ સિદ્ધ કરવા સમર્થ થાય તો તેમને, પોતાને ત્યાં પુત્ર જન્મ થયો હોય એટલો આનંદ થાય છે. કાવ્ય પણ જો કોઈક પ્રકારની વિશિષ્ટ રસાનુભૂતિ ક્ષણાર્ધ માટે પણ કરાવી શકે તો કવિએ એ કાવ્ય રચ્યું સાર્થ ગણાય. એવી સાર્થકતા બરકતભાઈએ સિદ્ધ કરી છે. અભિનન્દન.

બી. આર. દેસાઈ
મનુભાઈ મહેતા

---

**ઑક્ટોબર ૭૬ થી ઑક્ટોબર ૭૭ ની નીવડેલી કૃતિને રૂપિયા ૩૦૦નું પ્રથમ પારિતોષિક–ઇનામ : જૈન સોશ્યલ ગ્રુપ તરફથી તથા રૂપિયા ૧૫૧નું દ્વિતીય પારિતોષિક શ્રીમતી શારદાબેન બાબુભાઈ શાહ તરફથી.**

---

સંબંધ □ યૉસેફ મેકવાન

શું છે આ સંબંધ?
પ્યાર–પત્ની–શિશુ–સ્વજન
વચ્ચે
આ હૃદય શિવલિંગ જેવું
ખડું છે દેહમાં!
તેની પર આનંદના કરોળિયાની
બે તડકીલી આંખો તગતગે....
એ ફરે છે,...
એમાં ફસાયેલી પળોને ચૂસતો
શું મેળવે છે?
શું છે આ સંબંધ?
ચોત્રીસ ચોત્રીસ વર્ષોના તડકામાં
સુકાતી આ કીકીઓ....
હળવે હળવે સિકત બને...
અને
ચોત્રીસ-ચોત્રીસ વર્ષથી
પલળતો આ ચ્હેરો
હળવે હળવે કોરો બને!
શું છે આ સંબંધ?
રાતની નીરવતામાં
સુપ્ત પત્નીના ચ્હેરાને જોઈ પૂછું મને.
ને પત્નીનો ચ્હેરો પૂછે મને–
શું છે આ સંબંધ?
હું અવાક્ બનું અંધારા શો
ને દૂર દૂર સરી જાય
મારી બે કીકીઓ....
અને આ મારો ચ્હેરો....
શું છે આ સંબંધ?

સાહિત્યનાં અન્ય સ્વરૂપોની તુલનામાં કાવ્યમાં કલ્પનાનું સ્થાન વિશિષ્ટ છે તેવું માનીએ તો કહી શકાય કે નિરાશાવાદ વાસ્તવિકતા સુધી સીમિત ન રહેતાં કલ્પનામાં પણ વ્યાપી ગયો છે. કવિતા - ૪૧ નાં પ્રધાન કાવ્યોનો ધ્વનિ હતાશા કે નિષ્ફળતામાં જ સમાયો છે જે અત્યંત સૂચક છે. વિષમતામાં ગૂંગળાઈ ગયેલા વર્તમાનનું સ્પષ્ટ પ્રતિબિંબ વ્યક્ત થાય છે. પરંતુ તેથી કૃતિની પસંદગીમાં મુશ્કેલી (આમ જોઈએ તો સરળતા પણ) સર્જાય છે કારણ કે કાવ્યમાંથી સ્ફૂટ થતાં સૂરના વૈવિધ્યનો વત્તા - ઓછા અંશે લોપ થાય છે.

અનેક આર્થિક, માનસિક અને સામાજિક કારણોસર જિંદગીના દરેક વ્યવહાર, દરેક સંબંધની જાણે - અજાણે આજે ગણતરી થઈ જાય છે જેને પરિણામે તે વ્યવહાર તે સંબંધનાં કારણ અને અર્થ વિષે અને આખરે તેના અસ્તિત્વ વિષે ઘણી સમસ્યાઓ ઉપસ્થિત થાય છે. વળી જીવાયેલી પળને માત્ર માણી કે અવગણી શકાતી નથી. તેથી સ્મૃતિ અને વાસ્તવિકતા વચ્ચે વિસંગતિ સર્જાય છે અને યોસેફ મેકવાન કહે છે તેમ લાગે છે કે - "શું છે આ સંબંધ??"

કોની સાથેનો? શિવલિંગને જેમની સાથે પરિચય છે તેમની સાથેનો, પોતીકા-પરાયા સર્વ સાથેનો. અહીં તો મૂળભૂત સંબંધના સ્વરૂપની જ સમસ્યા છે.

પ્રશ્નનો ઉત્તર જડતો નથી તેમ નથી પરંતુ અપનાવાતા ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણોને લીધે ઉત્તરો વિવિધ અને ક્યારેક વિરોધાભાસી બની જતા હોવાથી ગૂંચવાઈ જવાય છે, જેમ કે "ચોત્રીસ - ચોત્રીસ વર્ષોના તડકામાં, / સુકાતી આ કીકીઓ, / હળવે હળવે સિક્ત બને અને / ચોત્રીસ - ચોત્રીસ વર્ષોથી પલળતો આ ચહેરો, / હળવે હળવે કોરો બને.!"

વળી પ્રશ્ન વ્યક્તિગત નથી, વ્યાપક છે. જેની પાસે ઉત્તરની અપેક્ષા રાખીએ તેના ચહેરા પર પણ છવાયેલો છે. કદાચ આ સમાનતાને જ કારણે પ્રશ્નની સંકુલતા નજરે ચડતી નથી.

વાચક માટે કૃતિનું આયુષ્ય વાચન પૂરતું જ મર્યાદિત રહેતું નથી. સરળ રીતે વહી જતી જિંદગીમાં ક્યારેક થતી અનુભૂતિની સચોટ અભિવ્યક્તિને કારણે કાવ્ય સ્મરણીય બની રહે છે. કવિશ્રી યૉસેફ મેકવાનને અભિનંદન.

—ઉત્પલ ભાયાણી.

---

'કવિતા'ના ૨૫મા અંકથી પ્રત્યેક અંકની શ્રેષ્ઠ કૃતિને રૂપિયા એકાવનનું પારિતોષિક આપવામાં આવતું હતું. એ નીવડેલી કૃતિઓનો સંચય અહીં રજૂ કર્યો છે.

---

**અને હવે......**

**પ્રત્યેક અંકની જેમ નવી કૃતિઓ...**

અડધો પુરુષ એકવચન ☐ ચંદ્રકાંત બક્ષી

એક પગ ખતમ થઈ ગયો.
મેં બીજો મૂકયો અને આંખોમાંથી પસીનો ફૂટી ગયો
પથારીમાં પટકયા પછી, દોસ્ત!
સૂર્યાસ્તથી સૂર્યોદય સુધીની રાત ટાઈમિપીસમાંથી ટપકતી રહી
વેદનાની સરગમથી શરીર છલકાઈ ગયું
સવારે નવા અવાજોએ કાનને જગાડી દીધા.

દીવાલનો છે.લાયલો ડિસ્ટેમ્પર, લાલ ધાબાં
અંધકારમાં કંપી જતી લીલી લીલી નસો
અને ખતમ પગનું વધતું વજન.

ઊભા થવા માટે પડખું ફેરવું પડતું હતું
અને પડખું ફેરવા માટે બેસવું પડતું હતું
ઇંદ્રિયની રાક્ષસી તાકાત ઢળી ગઈ હતી
દાતરડાથી હલાવીને પાડેલા આકળની જેમ.
રાત્રે બાર વાગે ટ્રેનની વ્હીસલ સાંભળીને
તકિયા નીચેની ઘડિયાળ મેળવી હતી—અકારણ.

કરોડરજ્જૂના મણકા ઝણઝણાવી નાખતું જલતું તેલ
પછી તારાઓની શાંતિ
એક પુરુષને ખતમ થતાં વાર લાગે છે.

એક શિંગડાવાળા યુનિકોર્ન જેવી મારી અડધી તાકાત
સ્ત્રીની હથેળીની નીચે બૂઝાતી હતી
ઈશ્વરની યાદનું બીજું નામ વેદના
કંટાળો, કંટાળો—
ફરીથી રાતની ઠંડીમાં ધીરેધીરે ઊઘડતું દર્દ....

હમદર્દ બીજા પગનું, દોસ્ત!

શક્તિવંત □ શાન્તિ શાહ

જવું તો પડશે જ,
કેન્સર હૉસ્પિટલ પર,
બિચારા મરણ પથારીએ પડેલા છે,
જો કે માત્ર ૫-૧૦ મિનિટનું જ કામ છે.

ને ત્યાર પછી
ભોજન સમારંભમાં ય જવું પડશે,
પાડોશીની દીકરીનાં લગ્ન છે.

ચંદનને વચન આપ્યું છે,
આજે છેલ્લા શો માં જવાનું.

ઉફ્, હવે થાક લાગે છે!
વાંસામાં આંખ લગાવી
ઊલટે પગલે ચાલી ચાલી
દમ નીકળી ગયો છે.

દરિયામાંથી નીકળીને
નદી પર્વત તરફ વહી રહી છે.

હું મારો ચહેરો ભૂલી ગયો છું.
અરીસામાં માત્ર વાંસો જ દેખાય છે.

સત્ત્વહીન હાથ મુઠ્ઠી વાળી નથી શકતા
તો ઊંચા થવાની તો વાત જ ક્યાં?

જે અહમ્ હતું
તે તો બરફની પેઠે ઓગળી ગયું છે.

નહોતું જોઈતું
તેને શિંગડાં બનાવી
હરણની જેમ દોડું છું,
એનાં વખાણ સાંભળું છું
ને ખુશીના ચિત્કાર ઊઠે છે.

ગમી ગયેલી ગતિ જોઈને
વાંસામાં લગાવેલી આંખ પણ મીંચી દઉં છું,
મીંચી શકું છું,
હા, એટલો તો શક્તિવંત છું!

□ પ્રકાશ દવે

નામ વગરના કાગળ ઉપર એક દિવસ અંધારું ઊતર્યું આકાશેથી સૂરજ લઈને
તારાઓના તેજવલયથી દૂર ક્ષિતિજે ડુંગર ખોદી પંખી ઊડયું પ્રેમ વગરની પાંખ લઈને
કોક અજાણ્યા ઓછાયાને સરખાવ્યો'તો વાદળમાંના ચિર–પરિચિત ચહેરા સાથે
ખરતા પાને ઝાકળ ટાંકયા રાત સરીને ભૂંસી નાંખ્યાં રેતીમાંના નામની સાથે
અભિમન્યુના કોઠાં સાતે પાર પાડવા એક વાર જઈ ચડયો સુભદ્રા પાસે પેલી પેટી લઈને
નામ વગરના કાગળ ઉપર એક દિવસ અંધારું ઊતર્યું આકાશેથી સૂરજ લઈને.
કો'ક અજાણ્યા બ્રહ્માંડેથી નીકળ્યો,તો હું સેના લઈને નવે ગ્રહોને ખંડિત કરવા.
એક અમાસી રાતે જઈને બેઠો'તો હું ચાંદની ઉપર એ જ પુરાણી વાતો લખવા;
મયદાનવની દુનિયા માંહી કાળ થવા દુર્યોધન ઊતર્યો માયાવી એક નગરી લઈને
નામ વગરના કાગળ ઉપર એક દિવસ અંધારું ઊતર્યું આકાશેથી સૂરજ લઈને.

स्पेरपार्ट ☐ જગદીશ ત્રિવેદી

પહેલાં તો હું હતો
કંઈ ને કંઈ નીકળતો અર્થ;
અર્થ–
જે શબ્દ વગર જ પ્રગટી ઊઠેલો.

તે પછીથી
કોશમાંનો શબ્દ–
શ્વાસમાં સંતાડેલો અર્થ–
અર્થમિશ્રિત શબ્દ.

હવે
કશુંયે નહીં–
શબ્દે નહીં ને અર્થે નહીં–

હવે કોઈ પણ અક્ષરને જોડાઈને
નવો જ અર્થ ઉપસાવવા અધીર–
કંપોઝીટરના ટાઇપ–કેસમાં
ટૂંટિયું વાળીને પડેલો
શબ્દનો સ્પેરપાર્ટ

અને જુઓ ☐ શૈલેશ શાહ

કવિતાના હોઠ–
બીડાયેલા છે
આકાશની જેમ.
ફફડાટ છે ફક્ત
પંખીની પાંખોનો.

અને જુઓ
પાંખની ધારે
શબ્દની આંખમાં
મેઘધનુષ્ય ફૂટી નીકળ્યું.

એક ઝીંકણગીત ☐ વિનોદ જોશી

ઝીંકમ્ ઝીંકા ઝૂમ્......
હડફડફડહુંચા ફરંગટી મેં ખાધી
ખમ્મા
વીંછી ઓઈ મા વીંછી
મારી ભરચક ભરચક ફરંગટીમાં ભળી ગઇ એક બૂમ....બૂમ....
ઝીંકમ્ ઝીંકા ઝૂમ્
ઘોને ગરમર આથણાં ને કઢી કઢીમાં લીંબુ કેરી ચીર
ગોર્યમા કરશે ગામતરું ને રણમાં જાશે વીર
માર્યા
જંતર ઓઇ મા મંતર
ક્યાંથી ઝરમર ઝીણી ધણાક થઇને ખરી પડી એક લૂમ....લૂમ....
ઝીંકમ્ ઝીંકા ઝૂમ્.......
અવડી અમથી પાનીચું કંઇ ભરીભરીને કેડી ચીતરી ચાર
ભર્યો પહોરો લઇ લીધો પણ અભરાયું નો ભાર
આલ્લે
અવળી ઓઇ મા અવળી
પગલી પડી પડી કે પડી નથી ત્યાં મારગ આખો ગુમ...ગુ...
ઝીંકમ્ ઝીંકા ઝૂમ્.......

વ્યાખ્યા ☐ મુકુન્દરાય પારાશર્ય

ઓછામાં ઓછું જે બોલે,
રહસ્ય વિસ્તરતું જે ખોલે
સહુથી અદકું જીવન તોલે
તે (મારે મન) કવિ.

એક કાવ્ય ☐ મણિલાલ પટેલ

પરિસ્થિતિની લક્ષ્મણરેખા ઓળંગવા
મેં ઉપાડેલો મારો પગ
સત્તાવીસ વર્ષોથી
અટકી ગયો છે એમજ....
ક્યાં છે શબ્દોની પંચવટી ?
શબ્દ વિનાનો હું
સળગ્યા કરું છું-રૂ જેવું !
શબ્દ જ મારો રામ હશે ?
કે શબ્દ જ હશે માયાવી મૃગ ?
શ્લોકત્વ પામવા ઝંખતી
મારી વેદનાઓ
વંધ્ય થઈ જાય એ પહેલાં જ
હે નિષાદ ! વીંધી નાખ મને....
કેમ હું ફંગોળી શકતો નથી
મારી અશબ્દતાને ?
મારી એકલતાના ખારાદવ અબ્ધિ પર
બાંધી શકતો નથી હું શબ્દ-સેતુ !
મારી આંખમાં ખડક થઈ ગયેલું આંસુ
ઝરણાની જેમ હું વહાવી શકતો નથી હવે-
હે રામ ! તમે જ વીંધી નાખો મને... !

☐ સુરેશ દલાલ

જ્વાળામુખી પર બેઠો હોઉં
ત્યારે
મારી ભીતર
ચંદનનો લેપ કર્યા કરે
તે
મારો પરમાત્મા !

તને ખબર નહીં હોય
પણ
તું સૂઈ જાય છે.
ત્યારે
તારી બિડાતી આંખો દ્વારા
હું પ્રવેશ કરી
તારી ભીતર ઊતરી જાઉં છું
તારા અગોચર મનની પાતળી દીવાલોમાં
ધબકતા ધબકારાઓની વચ્ચે
મહાલું છું, શ્વસું છું.
આમ તો નર્યું અંધારું
તારા મુઠી જેવડા એ મહેલમાં
તો ય
પડતી નથી, આખડતી નથી—
મને સદી જાય છે એની રક્તિમ શ્યામલતા....
તું આંખો ખોલે છે
ત્યારે
બહારના ઝળહળાટથી અંજાઈ જઇ
હું આંખો બીડી દઉં છુ....
ફરી નર્યો અંધકાર....!
આમ
બે અંધકારમાં ઝોલાં ખાતી
હું
નક્કી નથી કરી શકતી
તારી ખુલ્લી કે બિડેલી
પાંપણોમાં
કયું જીવવું
વધુ સુખદ...

મુખવટો □ પ્રદીપ જોશી

આદમી
પોતપોતાની શૈલીએ
જિંદગી છુપાવવા એક મુખવટો રાખતા હોય છે
—તેમ નાટક મારા જીવન પરનો મુખવટો છે.

મારું જીવન
તમારાથી જુદું નથી
પણ મારો મુખવટો
તમારા મુખવટા કરતાં જુદો છે.

હવે જો ઉઝરડા પડે તો
મારો મુખવટો એ ઝીલી લે છે

ગમા, અણગમા, સફળતા, નિષ્ફળતા
નિરાશા, આશા, અપેક્ષા
મંથન અને મૈથુન...
...બધું નાટકમાં ઓગળી ગયું છે

જીવનનો બોજ નાટકના જિંદાદિલ
મુખવટાએ ઉપાડી લીધો છે
અને હવે તો
મુખવટો ખુદ ભૂલી ગયો છે
કે પોતે મુખવટો છે
કે સાચે જ મારો ચહેરો?

એક રાતે
વરસાદ પડતો હશે ત્યારે
ભડભડી ઊઠશે મારી ચિતાની જ્વાળા
રાતને સમયે
ખબર નહીં પડે
કે ધુમાડા ઊજળા છે કે કાળા !

હાશ !
નહીં હોય શ્વાસ.
'સ્વજનો' હશે આસપાસ
પણ, હું નહીં હોઉં
હું ક્યાંક નીકળી ગયો હોઇશ દૂર !
શરીરને મળી જશે પ્રાસ: સોનાપુર.

ઘર નહીં, નોકરી નહીં, પગાર નહીં
સોમ નહીં, ગુરુ નહીં, શનિ નહીં.
રોજ રવિવાર.
ઘડિયાળના કાંટા ઘડિયાળની બહાર.

ટ્રેનમાં લટકવું નહીં.
રસ્તે ભટકવું નહીં.
ટેન્શન નહીં.
પેન્શન નહીં.
મોટા મોટા માણસોના 'સિગ્નલ' નહીં
કોઈ સ્માર્ટ નહીં, કોઈ ડલ નહીં.
ક્યાંય અટકવું નહીં.
કોઇને સલામ નહીં.
કોઇને પ્રણામ નહીં.
શબ્દોમાં ઝેરી અપમાન, ગાળ નહીં.

કોઈની અક્કડ ચાલ કે આંખ લાલ નહીં
કોઈની આંખથી છટકવું નહીં.
લાગણીઓએ બટકવું નહીં.

હાશ!
નહીં હોય શ્વાસ!
ફ્રી હોલ્ડ, લીઝ હોલ્ડ:

નહીં ઘરની તલાશ.
કેવળ મોકળાશ.
આકાશ....અવકાશ!

ખાવાનું નહીં, પીવાનું નહીં,
પહેરવાનું નહીં, ઓઢવાનું નહીં,
જાગવાનું નહીં, પોઢવાનું નહી.
કોઇનો ઉપકાર નહીં
કોઇનો આભાર નહીં
કોઈ પર ઉપકાર નહીં
કોઇથી બ્હીવાનું નહીં.
પ્રેમની વાત નહીં
દિવસ ને રાત નહીં.
પુણ્ય નહીં, પાપ નહીં
દીકરો નહીં, બાપ નહીં
રાઇટ નહીં, રૉંગ નહીં
જીવવાનો ઢોંગ નહીં.
નહીં નમ્રતા, નહીં ડંફાસ
હાશ! નહીં હોય શ્વાસ!



પણ, આમ ક્યાંક ગયો
ને થોડા દિવસ રહ્યો.

પછી કદીક થશે :
ક્યાં છે મારો ઓનરશીપનો ફ્લેટ ?
ક્યાં છે મારી પત્ની, ક્યાં છે મારું પેટ ?
જિંદગીમાં હોય ભલે વૈશાખ ને જેઠ :
આસપાસ ખારાંખારાં પાણી :
તોય ક્યાં છે મારો બેટ ?

પહેલી તારીખે કેવી ફેલાવાની મઝા
છેલ્લી તારીખે કેવી સંકોચની સજા.
બધું વ્હાલું વ્હાલું લાગે
આકાશ ઠાલું ઠાલું લાગે.
દીકરીની ફી, એનો સ્કૂલ યુનિફોર્મ,
માણસોથી હર્યાં ભર્યાં હોય પ્લેટફોર્મ.
ટ્રેન આવે, ટ્રેન જાય,
કોઈને ધક્કા, કોઇને સળિયા, કોઈને બારી,
કોઈને બસ, કોઈને ટેક્સી, કોઈને કારની બલિહારી.
જિંદગી આ જાય ધારી ધારી, અણધારી !
થોડોક પ્રેમ, થોડાક ઝઘડા, થોડુંક ખોટું લાગે,
કોઈકનું દિલ નાનું તો કોઈકનું મોટું લાગે.
કોઈકનો ધિક્કાર, કોઇકનું સ્મિત, કોઈકનાં આંસુ;
જિંદગીમાં હોય બધુ : ઉનાળો ચોમાસું.

ક્યાં છે પેલા
સોમ, મંગળ, બુધ, ગુરુ....શનિ ?
એના વિના રવિવાર જુઠ્ઠો લાગે
એની બુઠ્ઠી લાગે અણી !
ઓફિસમાં કોઇક જરા કોણી મારે ટાંગ મારે :
જિંદગી તો આગ અને પાણીને પનારે.
ઊગે અને આથમે નાના મોટા કોડ;
બાંધછોડ, સમાધાન, સમાધાન, બાંધછોડ.

આ બધું હોય નહીં,
—તો દોરો જાણે હાથમાં
ને પરોવવાને સોય નહીં!

આની એક મજા છે,
સ્મિતની ટાંકી ઉપર આંસુની ધજા છે!
રાખ, ધૂળ, દર્દ, ગર્દ, અંધકાર
સોમ, મંગળ, બુધ, ગુરુ... .... રવિવાર.
પછી સોમ...
ૐ હરિ ઓમ
HOME, SWEET HOME

એડના સેન્ટ વિન્સેન્ટ મિલે □ અનુ: શકુન્તલા મહેતા

જેમણે મને કહ્યું હતું કે સમય મારાં દુઃખને હળવું કરશે
તે– તમે બધાં જૂઠું બોલ્યાં હતાં: સમય રાહત આપતો નથી.
આક્રંદતા વરસાદમાં મને તેની ખોટ પડે છે.
પાછી વળતી ભરતીમાં હું તેને ઝંખું છું.

જૂનો બરફ દરેક ડુંગરના ઢોળાવ પરથી પીગળે છે
અને ગયા વરસના પાંદડાંઓનો ધુમાડો દરેક ગલીમાં છે;
પણ ગત વર્ષનો કડવો પ્રેમ તો હજી છે જ
મારા હૃદય પર બોજ રૂપે, અને મારા જૂના વિચારોનો વસવાટ પણ ત્યાં જ
ત્યાં જતાં ભય લાગે એવાં હજારો સ્થળો છે
કે જે કેવળ તેનાં સ્મરણોથી ઉભરાય છે.
ત્યાં તેનાં કદિય પગલાં પડ્યાં નહીં હોય કે તેનો ચહેરો ચમક્યો ન હોય
એવાં શાંત સ્થળે હળવે મને પ્રવેશું છું.

હું કહું છું કે તેની યાદ અહીં તો નથી જ નથી!
અને ત્યાં જ થોભી જાઉં છું: થીજી જાઉં છું, તેના સ્મરણમાં.

ઘૂંટીપૂર
ઘૂંટણપૂર
અને ક્યારેક તો છાતીપૂર પાણીસાંય
આપણે છડેછડાં ચાલી નીકળેલાં
ને પગની ન્હાનીય પલળેલી નહીં.
જ્યારે આજે ?
આ સુંવાળી વેળુ ઉપર
સિમેન્ટ કોંક્રીટના થાંભલા ઉપર
અકબંધ અડીખમ પૂલ ઉપર
મરજીવાએ કરેલી મોતીની ઢગલીઓ ઉપરથી
પસાર થવા
પગે તુંબડાં બાંધીશું ?
અજાણી ને આંધળી
નગરીમાંય આપણે સ્ટ્રીટલાઇટ બનીને
ઝબૂકતાં હતાં.
ને આજે
હુકમની એગમની આંખોના ઇશારે
વધતાઓછા થવા
કાચની ચિમનીમાં પૂરાશું ?
માટે જ કહું છું :
બારણે ખીલા ખોડવા રહેવા દે—
આડે ભોગળો ભીડવી રહેવા દે—
વચ્ચે તલ્વારો તાણવી રહેવા દે—
કેમ કે ગજવેલનેય
પિગળવું જ હશે તો તો....

ધર્મમાં પ્રાર્થના હોય છે, અને તે પોતાનું ગળું ઘૂંટનારી છે. ધર્મની બહાર પણ પ્રાર્થના છે, અને તે સ્વાભાવિક છે. તે છે ઇચ્છાઓની અંતિમ તીવ્રતા. પણ પોતાની બહાર પ્રાર્થવું એટલે પોતાને જ સત્ય કહેવું. જો સત્ય કહેવાનો બીજો કોઈ માર્ગ ન જણાય તો પ્રાર્થના કરો, પણ તેમાં કોઈ સોદાબાજી નહીં. જૈન સ્ત્રીઓ બિહામણી આંખોવાળી આરસની મૂર્તિ સામે
નમીને મંત્રો ભણે છે. કેથલિકો મોટરગાડી પર રાખેલ મેરીની પ્લાસ્ટરની મૂર્તિની પૂજા કરે છે. રૂઢિચુસ્ત યહૂદીઓ પોતાની છાતી કૂટીને પ્રાયશ્ચિત્ત કરે છે. સત્ય કહેવાના આ પામર રસ્તા છે. કોઇપણ બાળક ભયના દબાણ વિના પ્રાર્થના નથી કરતું. પ્રાર્થના એ ભયનું સાકાર સ્વરૂપ છે. પ્રાર્થના તમને કોઇ સાંભળે તે માટેનો રસ્તો છે. જો બધા માનવો ધરતી પર ઘૂંટણિયે પડીને એકીશ્વાસે યુદ્ધના અંત માટે પ્રાર્થના કરે, તો પણ તેઓ બંદૂકો લઇને કૂદી પડશે. પ્રાર્થના ભય પર મંડાયેલી છે, પ્રેમ પર નહીં. જો માનવી પ્રેમ કરે તો તે શસ્ત્રસંન્યાસ કરે, અને પ્રત્યેક શસ્ત્ર એ પ્રાર્થના થાય.

ક્રૂર મુક્કાબાજ રમત શરૂ કરતાં પહેલાં રિંગમાં ઈશુને વંદે છે, વાંદરાની જેમ. સેનાપતિ કતલ કરતાં પહેલાં ઇશ્વરના આશીર્વાદ માંગે છે. સીએનામાં રેસના ઘોડાને વેદી પાસે લાવવામાં આવે છે, અને જો તે હળવો થાય તો તેની મળશુદ્ધિને
ભાગ્યોદય ગણવામાં આવે છે. પ્રાર્થના હમેશાં વિદ્રોહી હોય છે.

કર્મ એ એક જ આસ્તિવાચક પ્રાર્થના છે. પ્રાર્થનાપોથી એ તો પ્રેમાળ અને ઉદાર કર્મને આઘેને આઘે ઠેલનારું બાલિશ યંત્ર છે. કઠિયારાએ વૃક્ષને કહેવું જોઈએ કે, તું સુંદર છે, પણ તને કાપ્યા વિના છૂટકો નથી. હું તારો અચ્છો ઉપયોગ કરીશ. જે માનવી વૃક્ષમાં આત્માને કેદ થયેલો જુએ છે, તે ભયાનક પાગલ છે. જો પ્રાર્થના એ શારીરિક પ્રેમના ઉત્સવ માટે હોય તો તે સારી હોય.

### ગીત □ પ્રફુલ્લ પંડ્યા

અહીં આ પગથી કપાળ સુધી અતૂટ તાણુ વહે એવું કે જાણે જીભ કાપી લઇ કૈંક કર્યું પુરવાર
એવી કે જીદ્દ પડી ગઈ ભારે
સાવ નજીવી અકળામણથી આંખે પાણી ફૂટ્યા ચાલો બધું સમેટી લઈને આખર એકવાર ધારી
લીધેલા મૌનતણા ઓવારે!
ઓવારે ઉભીને લીલુંઘાસ તોડતાં ચકલા જેવું ખેર અહીંથી ઉડી જવું એ
ભીંત ઉપરના રંગરંગથી વિશેષ બીજું કૈં જ નથી લ્યો બોલો....
અગર તમારી કૂંકકૂંકમાં વાદળ નીકળી જાય અને વિલાપતણી લિંબોળી પાકે
એક નજાકત કંઠે ત્યારે ત્રાડ ત્રાડ ને વધુ તમે શું બોલો?
અહીં આ ત્રાડભાસનું વહાણ છૂટે આંખોમાં ત્યારે દીવાદાંડી જાય સાવ ઓલવાઇ અને અંધાર
ખર્યાની પડે ફાળ નભ તારે!
ચ્હેરો તો એક ટાપુ એમાં એક ઝુંપડું બાંધી ખાખી બાવો રહેવા લાગ્યો કહેતો
કડવું પાણી એ જ અમારું ઔષધ
શ્વેત રેશમી વસ્ત્ર પહેરતાં થયો બહુ બડભાગી ટાપુ આળફાળની કથા કરંતો;
જાળ હવે કોઇ કરો આખરે વધ!
અંત આવતાં આવ્યાં આંસુ હવે આવશે એક ચોમાસુ ચલો પૂરને તરતાં તરતાં અલપઝલપ
કો અલપઝલપ જળપારે!

કાળા વાળ ☐ વિસેંત ઍલૅક્ઝાન્ડર ☐ જગદીશ જોષી

(સ્પેનીશ કવિતા)

જેમાં હું મારી જિંદગીને જખ્યું છું તેવી જીવંત મખમલ,
કાળી ભમ્મર આંખાળી તને હું શા માટે એકીટશે જોયા કરું છું ?
કાળા વાળ,
જ્યાં મારા મોઢાને હું છાવરી લઉં છું તે ગમગીની,
મારાં ચુંબનો જ્યાં લચકે છે એવો મોજાંઓનો જુવાળ,
જ્યાં મારો અવાજ અંતે ઓવારીને તારા બાદશાહી સત્ત્વને તરબોળે છે
એવો અંતિમ આરો, એવા હે ઓશીકા-પોચાં વાળ, હે શકિતના ગુચ્છ !
મારી બેચેન કામનાઓ
તારા કિનારે ભાંગી પડે છે, કાળી લટ પર કોઇ ઘાયલ થાય એમ.
ભર-પૂર રહેલી તું: તું શ્વસે છે, તું સલામત રહે છે, તું શાસન કરે છે !
સમુદ્રો પર ઝળુંભનાર ખડકની જેમ કેવળ તારો જ છે આ બધો જયજયકાર !

શરદસંવેદન ☐ જયન્ત પાઠક

શરદનું આ આકાશ: સ્વચ્છ, નીલ;
વાલ્મીકિના વર્ણનમાં આવે છે એવું:
પાણી પાયેલ, ઘસેલ શસ્ત્ર જેવું.
સૂર્યનું ઝાળ ઝાળ સુદર્શન
તણખા ઉડાડતું ચક્કર ચક્કર ફરે
એના આરાની અણીઓ
છાયાઓની છાતીમાં પેસી જાય
ધૂળમાં તડકાનાં ખામણાં ખામણાં !
લીલા લીલા ઘાસમાં
પીળા પીળા પલીતા ચંપાઇ જાય—
ને મારી
લીલી લીલી ચોમાસુ પ્રાર્થનાઓ
ગળામાં જ સૂકાઈ જાય—

એક નગ્ન કન્યાને □ વિસેંત ઍલૅક્ઝાન્ડર □ જગદીશ જોષી

કેટલી નજાકતથી જુએ છે તું
મારી સામે—તું, કાજળવર્ણી આંખોવાળી છોકરી!
મધ્યાહ્ને તરંગિત, નદીને સામે કાંઠેથી
હરિયાળીની સંવાદિતાથી ઊંચેરા તરી આવતા તારા સ્પષ્ટ રેખા-મરોડને
હું જોઇ શકું છું.
જ્વાલાની જેમ તૃણને ઊભી ચીરી નાખે એવી કૈં આ નગ્નતા નથી,
કે નથી ચોંકાવી મૂકનાર રાખની આગાહીરૂપ ખરતો તિખારો,
પણ, તું તો છે એ સ્તબ્ધતામાં નિખરેલ, એક શ્વાસભરમાં
પરિપૂર્ણતા પામેલ, ઊઘડતી સવારનું એક વાસંતી ગુલાબ.
સુંવાળપે ખીલતા ગુલાબનું તાજપભર્યું પ્રતિરૂપ.
તારું શરીર તો છે અનાઘ્રાત, છે એકાંતસભર લીલીછમ ઘાસીલી તળાઈ
જેના છેડાઓ લહેરે છે શાંત, એક વહેતી નદીની જેમ.
તું પથરાઈને પડી છે, અને તારી મીઠી નગ્નતા ગાઇ રહી છે
ખીણની લ્હેરખીઓની બંદીશનું માધુર્યમય સંગીત.
જેનું સંગીત નજાકતથી ધરેલું, સોગાદ઼: પાસે છતાં દૂર, એવી
અરે ઓ! સંગીતકન્યા, તું તો ઠેઠ પેલા આઘે પડેલા કિનારે!
બેફામ તરંગો વચમાં પડે છે ને તારાથી મને જુદો રાખે છે,
(તું) મારી અનંત મધુર એષણા, કાયા, સુખનો કરાર
એક સ્વર્ગીય તારકની જેમ પેલા ઘાસ પર પોરો ખાતી પથરાયેલી.

□ જયા મહેતા

ગોળી અને ગાંધીને
ક્રૂસ અને ઇશુને
પક્ષી અને ઈંડાં જેવો સંબંધ હોત તો?

પણ
આપણે તો
એકમેકનો સંબંધ
પારધી સાથે બાંધી બેઠા!

વિસેન્ટ એલેક્ઝાન્ડર □ દિનેશ દલાલ

મારી છાતીમાં કાગળનું પંખી કહે છે કે
હજી ચુંબનોનો અવસર આવ્યો નથી;
જિંદગી, જિંદગી, અદૃશ્ય રીતે સૂર્ય તરડાય છે,
ચુંબનો અથવા પંખીઓ, વહેલા અથવા મોડા અથવા કદી યે નહી.
બીજાના હૃદયના અવાક્ થવા માટે,
આછો અમથો ઘોંઘાટ પૂરતો છે,
અથવા પૃથ્વીના અજાણ્યા ખોળામાં
લાલ કેશથી શણગારેલું આ વહાણ.
ગમગીન માથું, સુવર્ણ મંદિરો, આથમવાનો છે એ સૂરજ;
આ છાયામાં હું જોઉં છું નદી સાથે સ્વપ્ન,
લીલા લોહીના જળઘાસ સાથે હવે હું ઊગું છું,
તમારી હૂંફ કે જિંદગી પર હું સ્વપ્ન જોતા વિસામો લઉં છું.

□ પન્ના નાયક

કેટલી પ્રસન્ન રાત્રિ!
પડખામાં તું–
તને મારાં સ્તનોની હૂંફ,
ચુંબનોની સ્નિગ્ધતાથી
વહેતી હોઠની મુલાયમતા,
પરસ્પરને ઢાંકતી નગ્નતા
આલિંગનમાં પામતી ચૌકસ....
રાત્રિના અંધકારમાં દેખાય છે
માત્ર તું જ!
ત્યાં
ઉઘડતી તદ્દન ઉઘાડી સવાર
જોઈ જતી મને—
સળવળતી એકલી.......!

વિસેન્ટ એલેક્ઝાન્ડર ☐ દિનેશ દલાલ

કબરલેખ

તમારા નામ પર છેકો મારવા,
બળતું શરીર જે ધરતી પર રાહ જુએ છે
જેમ કે વિસ્મૃતિની ગર્તામાં ગરક થઈ જવાની રાહ જોતો ભગવાન,
હું અહીંઆ તમારું નામ પાડું છું,
જિંદગીની સીમા, અહીંયા જરૂરી
શરીર જે ભડકે બળ્યું કબર નહીં: મોકળી ધરા.

એકદમ છોડી દો ઢચુપચુ રીતે ટગરટગર જોવાનું
જે કઠણ પથ્થર તમારી પાસેથી માગશે
અથવા પંખીઓ વગરનું વૃક્ષ જોઈશે,
રાતે શુદ્ધ, એની નગ્ન તકેદારીમાં.

નદીનો અવાજ અહીં ક્યારેય સંભળાતો નથી.
મૃત્યુ રહે છે ઊંડી ધરતીમાં
નકરી ધરતી જેમ.
માનવીઓ, પસાર થાઓ:
તમારાં પગલાંઓનો અવાજ છાતી પર પડશે નહીં.

દીવાલો નહીં, પણ પડછાયા મારા હૃદયને ગૂંગળાવે છે; એ શું છે
જે આ પડછાયામાં હસી ઊઠે છે? કઈ એકલતા ઊંચકી લે છે
પોતાના હાથની ચંદ્ર વગરની વેદનાને અને મુખરિત ક્રંદનોને
રાતે? પલ્લવોમાં ચૂપકીથી ગાય છે તે કોણ છે?
પંખીઓ? ભાગ્યે જ; પણ પંખીઓની સ્મૃતિ. તમે કોણ છો
સિવાય કે કેવળ પડઘો? માત્ર એક પડઘો, બરછટ પીંછું
ગમગીન નકામો કચરો, નીરસ મૃત ચીજ મારા હાથમાં? શાખને ચૂમવી
એ પ્રેમને ચૂમવા જેવી વાત નથી. જેનો સુસ્ત ઉભાર આ ચળકતી
હાથીદાંતી વસ્તુઓમાં સ્ફુલિંગો ઉમેરે છે એવા આ વક્ષ પર ઓજસ્વી હોઠ:
એ ડાળીને કોતરી ખાવા કરતાં જુદી વસ્તુ છે.
સૂર્ય, આંજી નાખતો સૂર્ય!

વસ્ત્રો બાજુએ ઉતર્યાં છે— સળવળતો નકામો
અવશેષ નગરનો, શરીર પડ્યું છે ચમકતું,
નગ્ન ઝરણ જેવું તરલ. જ્યાં
ધગશભર્યું જીવન અનુભવાય છે શાખાઓની વચ્ચે
બળબળતું ઉષ્ણકટિબંધોમાં, વિષુવવૃત્તમાંથી ફેંકાયેલું.

પીઓ, પી લો વિચારશૂન્ય વાસના ભરબપોરની
જે જોશભેર તાકે છે પોતાના પ્રકાશને શિરોબિંદુએ અને ઉત્તેજી સળગાવે છે
છેક તમ્મર આવી જાય ત્યાં સુધી અને ઓગાળી દે છે તમને સુંદર વીર્યવાન મૃત્યુ,
દિવસનો અંગારો! કુંવારી વનશ્રી, તમારી જિંદગીનું જ્વાળામાં પૂર્ણવિરામ.

## A SCRATCH ☐ *Arun Kolhatkar*

What is god
and what is stone
the dividing line
if it exists
is very thin
at jejuri
and every other stone
is god or his cousin

there is no crop
other than god
and god is harvested here
around the year
and round the clock
out of the bad earth
and the hard rock

that giant hunk of rock
the size of a bedroom
is khandoba's wife turned to stone
the crack that runs right across
is the scar from his broadsword
he struck her down with
once in a fit of rage

scratch a rock
and a legend springs

From 'Jejuri']

## સમાનુભૂતિની ક્ષણો.... □ રમેશ જાની

### કાવ્ય તથા કાવ્યવિષયક ગ્રંથોની પરિચયાત્મક શ્રેણી

જેજુરી (અંગ્રેજી કાવ્યસંગ્રહ): અરુણ કોલ્હાટકર. આ૦ ર. ૧૯૭૬ પૃ૦ ૫૮, મૂલ્ય: રૂ. ૧૨.૫૦. પ્રકાશક: કિલઅરિંગ હાઉસ, પામ સ્પ્રિંગ્સ, કફ પરેડ, મુંબઈ-૪૦૦ ૦૦૫.

અરુણ કોલ્હાટકર મુંબઈના એક પ્રસિદ્ધ 'ગ્રાફિક કલાકાર છે. આજથી ૪૪-૪૫ વર્ષ પહેલાં કોલ્હાપુરમાં જન્મેલા અરુણ બાલકૃષ્ણ કોલ્હાટકર પોતાની માતૃભાષા મરાઠીમાં તો કાવ્યો રચે જ છે, પરંતુ અંગ્રેજીમાં પણ એમની કવિતાઓ ઠેઠ ૧૯૫૫થી આપણા દેશના સુખ્યાત અંગ્રેજી સામયિકોમાં વારંવાર પ્રસિદ્ધ થતી આવી છે. એટલું જ નહીં, જુદાં જુદાં સંપાદનોમાં પણ એમનાં કાવ્યોને સ્થાન પ્રાપ્ત થયું છે.

આ પહેલાં 'જેજુરી' Jejuriનું પ્રકાશન The Opinion – Literary Quarterly માં ૧૯૭૪માં થયું હતું. પરંતુ ત્યારબાદ બે વર્ષ પછી એ આજના આ નવા રંગરૂપે ૧૯૭૬માં પ્રગટ થયું અને એને તાજેતરમાં જ ૧૯૭૭ The Commonwelth Poetry Prize નું સ્પૃહણીય પારિતોષિક પ્રાપ્ત થયું.

અંગ્રેજી જેવી વિશ્વભાષામાં કાવ્યનું સર્જન, માત્ર જન્મે જ અંગ્રેજ હોય કે જેની માતૃભાષા જ અંગ્રેજી હોય, એવા કવિઓનો કંઈ ઈજારો નથી. જે કોઈ અંગ્રેજીના માધ્યમ દ્વારા કાવ્યપદાર્થને પ્રકટ કરી શકે એ સૌને અંગ્રેજી કાવ્યસાહિત્યમાં પ્રવેશ કરવાનો અને એમાં પોતાની પ્રતિભાને યોગ્ય એવું કવિપદ પ્રાપ્ત કરવાનો કર્મસિદ્ધ અધિકાર છે.

અરુણની કવિતાએ એવો કર્મસિદ્ધ અધિકાર પ્રાપ્ત કર્યો છે.

ભારતીય કવિઓએ સર્જેલી કૃતિઓને હવે આપણે Anglo-Indian કાવ્ય કે સાહિત્ય કહેતા નથી પરંતુ યોગ્ય રીતે જ Indo-Anglian કાવ્ય કે સાહિત્ય કહીએ છીએ. એમાં અંગ્રેજી દ્વારા ભારતીયતા પ્રગટ થતી હોય છે.

અરુણ કોલ્હાટકરના આ કાવ્યસંગ્રહમાં એવી ભારતીયતા ઊડીને આંખે વળગે એવી સ્પષ્ટ છે. આપણા દેશનાં સામાન્ય માનવીઓ અને એમની ખાસિયતો, એના મંદિરો એના પહાડો અને પથ્થરો, એની નદીઓ,' એનાં તળાવો, એની રેલ્વે ટ્રેઈનો, સ્ટેશનો, બસો, બસ ડ્રાઈવરો, મુસાફરો...... એની માન્યતાઓ અને રૂઢિઓ, એનાં પ્રતિરૂપો અને પ્રતીકો બધું જ મહારાષ્ટ્રની પ્રાદેશિકતા સાથે જ ભારતીય પણ છે. માત્ર આપણે ત્યાં જ હોય એવી આ એસ.ટી. મોટર-બસનું આલેખન જુઓ :

The tarpaulin flaps are buttoned down
on the windows of the state-transport bus
all the way up to Jejuri.

ગાયની કોઢના ઉઘાડા દરવાજાને મંદિર માની લેતો એક શહેરી જુવાન જ્યારે અંદર ઝાંખે છે ત્યારે એને ભાન થાય છે:

It isn't another temple,
he said,
it's just a cowshed.

એક સ્થળે કવિ કહે છે : જેજુરી ગામમાં લગભગ દરેક પથ્થર ઈશ્વર હોય છે કે કાં તો એનો ઈશ્વરીય અવતાર હોય છે ત્યાં તો કાંઈ પથ્થરને ખણો એટલે એમાંથી કોઈ દંતકથા કે દૈવકથા પ્રકટી ઊઠે! તો વળી આ આધુનિક કવિ પેલા બાઈબલના સૂત્ર In the beginning there was the word, the word was with God, and the word was God નો આ સંદર્ભે વ્યંગ્ય કરે છે:

God is the word
and I know it backwards.

એક કાવ્યમાં Up and down ના શબ્દજૂથને અક્ષરેઅક્ષરે આડા અવળા ઊંચા-નીચા ત્રાંસાવાંકા કૂદકડાઓ મારતા છાપ્યા છે અને એ રીતે કાવ્યમુદ્રણમાંથી માત્ર આકાર સિદ્ધિને જ નહીં ગતિની વિચિત્રતાને પણ મૂર્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. 'રેલ્વે સ્ટેશન'નાં પંચકાવ્યોમાં પ્રકટ થતી અનુભૂતિ આપણી સૌની છે. આપણા દેશના સૂકાભઠ્ઠ માર્ગોના વેરાનને એ "The eventlessness of the fortune — line on a dead man's palm." ની સાથે સરખાવે છે. પતંગીઆને માટે એ ગાય છે: એને કોઈ ભાવિ નથી, કે નથી એ જડાયેલું અતીત સાથે. એ તો છે વર્તમાનનો એક શ્લેષ:

It's a pun on the present.
It is pinned down to no past.
It has no future.

અરુણ કોલ્હાટકરની Jejuri – કાવ્યો અંગ્રેજી કૃતિઓ છે. આધુનિક સંદર્ભો સહિત એવી ભારતીય અંગ્રેજી કાવ્યકૃતિઓ – અંગ્રેજી કાવ્યસાહિત્યને માતબર કરે એવી કૃતિઓ!

ચાર ગઝલો □ ચિનુ મોદી

શક્યતાની ચાલચલગત શું બતાવું બાદશા'!
પંખીથી પથ્થર થઈને કામ આવું બાદશા'!

નાગી તલવારોની વચ્ચે કેટલાં વરસો ગયાં?
રેશમી સંબંધનાં વસ્ત્રો વણાવું બાદશા'!

પારકો પરદેશ છે ને આંતરી બેઠો સમય,
શ્વાસની ખેંચે લગામો તો બચાવું બાદશા'!

હું ભિખારી છું અને તું પણ ગરીબી ભોગવે,
લાગણીના કેટલા સિક્કા પડાવું બાદશા'!

એક હાથી પગ વગર પણ કેટલું દોડી શકે,
તખ્ત નીચે પાય મૂકે તો બતાવું બાદશા'!

□

કાળ સાથેની રમતમાં શ્વાસ, તું શાશ્વત નથી,
તુટતા સંબંધ છે પણ કાચી ઇમારત નથી.

સાવ હળવે આવી બેસી પણ પછી ઊડી જતા
ઓસનો પણ બોજ ખમવાની હવે તબિયત નથી.

ઊંઘ વેચીને ખરીદે, રદ કરે, તું હદ કરે
સ્વપ્ન અંગત હોય છે પણ એટલાં અંગત નથી.

બંધ અંદરથી હતાં ને કોઇ પણ અંદર નથી
સ્વર્ગનાં આ બારણાં ખોલાવવા દાનત નથી.

ચોકમાં શું કામ તું ઇર્શાદ, મોતી વેરતો?
પંખીઓને મોતીના દાણાની કૈં કિંમત નથી.



વેશબદલી આવતી નિશ્ચિત પરી કાંપી હતી
એ જ કારણથી મરણને ગાળ મેં ભાંડી હતી.

સાંકડા મનમાં અરીસા સામસામા ગોઠવી
સાત ઘર છેટે જઇ મેં કાંકરી નાંખી હતી.

કેમ અટકીને ઊભાં છો? પ્હાડ તોડી નીકળો
પાણી આવે એ જ માટે પાળ મેં બાંધી હતી.

મારી ઇચ્છા તો સદાયે સાદી સીધી હોય છે.
લાકડી જળમાં ઝબોળી કે તરત વાંકી હતી.

આ ક્ષણે કે તે ક્ષણે 'ઇર્શાદ' એનો એ જ છે,
છાપરે બેસીને છત્રી ખોલવા માંગી હતી



રોજ સપનામાં તને લાગે તરસ
રોજ પાણી માટે ખેંચું હું પણછ.

આ સમય સંભારણાંનો લાગતો
પારદર્શક કાચનાં પ્હેરો કવચ.

બારણાં ઘરના ખુલે તો જોઉં ને,
મોહવશ છે કે નહીં રખડુ પવન?

રણ પળેપળ જાય વધતું એ છતાં
મોર ત્રોફાવ્યા નહીં કાંઠા ઉપર?

મેં કહ્યું 'ઇર્શાદ' તો એણે કહ્યું,
ઓ હિમાલય! ક્યાં ગયો તારો બરફ?

## GODS ☐ ANNE SEXTON

Mrs. Sexton went out looking for the gods.
She began looking in the sky —
expecting a large white Angel with a blue crotch.

No one.

She looked next in all the learned books
and the print spat back at her.

No one.

She made a pilgrimage to the great poet
and he belched in her face.

No one.

She prayed in all the churches of the world
and learned a great deal about culture.

No one.

She went to the Atlantic, the Pacific, for surely God.

No one.

She went to the Buddha, the Brahma, the Pyramids
and found immense postcards.

No one.

Then she journeyed back to her own house
and the gods of the world were shut in the lavatory

At last!
she cried out,
and locked the door

ચિત્રલિપિ □ યોસેફ મેકવાન

મારી શાળાની મટોડી રંગની દીવાલ પર
નાના ભૂલકાના હાથ
ચોકથી દોરી ગયા ચિત્રલિપિ !
મોટો માથાળો છોકરો....
આંખો નાની મોટી–ગોળ.
હાથ લાંબી દોરડી જેવા
ને
પગ ભારે–જાડા.
પક્ષીની એક પાંખ નાની,
મોટી વાંકી ચાંચની બુટ્ટી.
વાંકુચૂંકુ ફૂલ લાંબી દાંડલીવાળું !
પર્ણ વિનાનું
બેચાર કઢંગી ડાળીઓવાળું સૂકું ઝાડ!
એ દીવાલ પાસે
હાંફળોફાંફળો દોડતો
ઘડીક તડકો ઘડીક પડછાયો....
મને લાગ છે
ત્રીજું વિશ્વયુદ્ધ કયારનુંય લડાઇ રહ્યું છે
ને
આ એની જાહેરાત છે.

એક મંદ-આક્રંદિત ઈચ્છા ☐ જયેન્દ્ર શેખડીવાળા

કોણે છાંટી રહી રહી મને
સ્પર્શભીની સુગંધી?
જે ફોરે છે સતત
મનના શ્વાસની પુષ્પગંધે!
આંખો સામે ક્ષિતિજ ઢળતી હોય
એવી ક્ષણોમાં
હું સંભોગુ મૃદુમુક્તકેશા એક ઇચ્છા તને....
કે:
સંધ્યા ડૂબે તરબતર થૈ
ક્રૌંચની પાંખ જેવી,
ને પંછાયો થરથરી રહે આભનો
ઓષ્ઠ શો, ત્યાં
ટૌકો તારો હળુહળુ થતો
મુગ્ધતામાં પરોવી....
(જાણે કે હું તરલગતિએ ઓગળું છું નિશામાં....)
ઉચ્છ્વાસોમાં વિરમી જઈ હું
ચાંદનીને શ્વસું....,ને
જાણે સ્વપ્નો, તિમિરમય આ ઓરડો, રાતરાણી....
(એવી ચિત્તે સુરભિતપણે યાદ આવે અજાણી....):

—ઊંડાણે આ અતીતમનની લાગણી સ્તબ્ધ! મ્હેંકે....

...ત્યાં પંખીના મધુર રવથી જાગતાં નેત્ર મારાં
ને ઊગે છે કિરણ લિપિમાં કૈંક સ્મરણો તમારાં!

જગદીશ જોષી
બઝારગેટ હાઈસ્કૂલ, ગનબાઉ સ્ટ્રીટ,
ફોર્ટ, મુંબઈ ૪૦૦ ૦૦૧.

ભાનુપ્રસાદ પંડયા
એલ. - ૯૦, હાઉસિંગ કૉલોની,
કાલાવડ માર્ગ, રાજકોટ.

હરીન્દ્ર દવે
૩/૩૮, નવયુગ નગર,
ફોરજેટ હિલ, મુંબઈ ૪૦૦ ૦૨૬.

મકરન્દ દવે
આનંદ કો. હા. સોસાયટી,
સી/૨૨૨, ૧૭, જુહુ લેન,
અંધેરી (પશ્ચિમ), મુંબઈ ૪૦૦ ૦૫૮

વિપિન પરીખ
૧૨ રતન મેન્શન, ખેતવાડી,
બાજી ગલી, મુંબઈ ૪૦૦ ૦૦૪.

રમેશ પારેખ
ભાટિયા શેરી, પટેલની ડેલી, અમરેલી.

જયંત પાઠક
૨૩, કદમપલ્લી, નાનપુરા, સુરત.

રઘુવીર ચૌધરી
ઓ/૬, પૂર્ણેશ્વર,
ગુલબાઈ ટેકરા, અમદાવાદ - ૧૫.

પન્ના નાયક
9034 Lykens Lane,
Pa. 19128.
Roxbro, Philadelphia,

નલિન રાવળ
૧૭, તાલુકા સોસાયટી,
હાઈકોર્ટ સામે, અમદાવાદ.

ઉશનસ્
લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ.

મેઘનાદ ભટ્ટ
૩/ સહકાર, (ગાર્ડનની સામે), તેલી ગલી
અંધેરી (પૂર્વ) મુંબઈ ૪૦૦ ૦૬૯

સિતાંશુ યશશ્ચન્દ્ર
'રવીન્દ્ર ભુવન' ૩૨, ફિરોજશાહ રોડ,
નવી દિલ્હી–૧

વેણીભાઈ પુરોહિત
સી/૨૭, કાકડ એસ્ટેટ,
રાજાવાડી, ઘાટકોપર,
મુંબઈ ૪૦૦ ૦૭૭.

ભગવતીકુમાર શર્મા,
દેસાઈ પોળ, ડૉ. એની બિસન્ટ રોડ, સુરત

સુરેશ જોશી
ક્યૂ/૫, અધ્યાપક કુટિર, વડોદરા-૨.

નિરંજન ભગત
ઈ-૨૩, જલદર્શન,
આર. સી. રોડ, અમદાવાદ

બાલમુકુંદ દવે
આનંદ મઢી, નાથાલાલ સોસાયટી,
અમદાવાદ - ૧૪

શ્યામ સાધુ
કડિયા વાડ નાકા, જૂનાગઢ.

લાભશંકર ઠાકર
કાય ચિકિત્સા,
સારંગપુર ચકલા, અમદાવાદ-૧.

સુન્દરમ્
શ્રી અરવિંદ આશ્રમ, પોંડીચેરી.

સરૂપ ધ્રુવ
૪, "લલિત કુંજ",
નવરંગ પુરા, અમદાવાદ-૯.

હેમંત ધોરડા
બેંક ઑફ બરોડા હાઉસ,
કાવસજી પટેલ સ્ટ્રીટ,
ફોર્ટ, મુંબઈ ૪૦૦ ૦૦૧.

બરકત વીરાણી
ફાતમા મંઝિલ, ૧ લે માળે,
૨૦, જેલ રોડ, ડોંગરી (પૂર્વ)
મુંબઈ - ૪૦૦ ૦૦૯

પ્રતાપસિંહ રાઠોડ
"સારસ્વત", મુ. પો. સીતવાડા,
તા. પ્રાંતિજ, જિલ્લા : સાબરકાંઠા.

મનસુખલાલ ઝવેરી
૪-સી, સુરેશ કોલોની,
સ્વામી વિવેકાનંદ રોડ,
વિલેપાર્લા (પશ્ચિમ) મુંબઇ ૪૦૦ ૦૫૬

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
'મૈત્રી', આદર્શ સોસાયટી,
અઠવા લાઈન્સ, સુરત.

યશવંત શુક્લ,
એચ. કે. આર્ટ્સ કોલેજ,
આશ્રમ રોડ, અમદાવાદ.

રમેશ જાની
આદર્શ કુટિર, માર્વે રોડ,
મલાડ (પશ્ચિમ), મુંબઈ - ૬૪.

અનંતરાય રાવળ
૨, શ્રી સુદામા સોસાયટી,
નવરંગપુરા, અમદાવાદ - ૯.

અમૃતલાલ યાજ્ઞિક
મીઠીબાઈ કોલેજ,
વિલેપાર્લે (પશ્ચિમ), મુંબઈ - ૫૬.

ગુલાબદાસ બ્રોકર
૨૬, 'મુક્તા', સ્વામી વિવેકાનંદ રોડ,
વિલેપાર્લે (પશ્ચિમ) મુંબઇ ૪૦૦ ૦૫૬

ઘનશ્યામ દેસાઈ
C/o. ભારતીય વિદ્યાભવન,
ચોપાટી, મુંબઈ ૪૦૦ ૦૦૭.

ભાલ મલજી
૩૨, જયભારત સોસાયટી,
ખાર, મુંબઈ ૪૦૦ ૦૫૨.

ભોળાભાઈ પટેલ
૩૨, પ્રોફેસર્સ કોલોની,
નવરંગપુરા, અમદાવાદ ૯.

ચંદ્રકાંત મહેતા,
૧૮૩, સાઉથ ઍવેન્યુ, ન્યુ દિલ્હી-૧૧

રામપ્રસાદ બક્ષી
ગોપાલ ભુવન, ટાગોર રોડ,
સાન્તાક્રુઝ, મુંબઈ-૫૪.

સુંદરજી બેટાઈ
૧૮, મધુવન સોસાયટી,
સાન્તાક્રુઝ (પૂર્વ) મુંબઈ-૫૫.

જયેન્દ્ર ત્રિવેદી
એન. સી. મહિલા કોલેજ,
૮૮૩, ડાયમંડ ચોક, ભાવનગર.

ઉમેદભાઈ મણિયાર
એ, તારાબાગ, ઑલબ્લેસ બાગની સામે,
ચર્નીરોડ, મુંબઈ ૪૦૦ ૦૦૪.

શિવકુમાર જોષી
૧૫૪, જમનાલાલ
બજાજ સ્ટ્રીટ, કલકત્તા ૭૦૦ ૦૦૭.

અક્ષયકુમાર દેસાઈ
જય કુટિર, ટાઈકલ વાડી,
માહિમ, મુંબઈ - ૧૬.

પ્રકાશ મહેતા
"રાગિણી", બ્લોક નં. ૭,
સાહિત્ય સહવાસ સોસાયટી,
કલાનગર, બાંદ્રા (પૂર્વ) મુંબઈ-૫૧.

નિનુ મઝુમદાર
પ્રદીપ, સરોજિની રોડ,
વિલેપાર્લે (પશ્ચિમ) મુંબઈ - ૫૬.

રમણલાલ જોશી
૨, અચલાયતન સોસાયટી,
નવરંગપુરા, અમદાવાદ - ૯

કુંજવિહારી મહેતા
એમ. ટી. બી. કોલેજ, સુરત.

ચિનુ મોદી
૧૬, જિતેન્દ્ર પાર્ક, શંકર આશ્રમ
સામે, એલિસ બ્રિજ, પાલડી,
અમદાવાદ ૩૮૦ ૦૦૭

ભૂપેન્દ્ર ઉપાધ્યાય
સ્ટાફ ક્વાર્ટર્સ,
ભવન્સ કૉલેજ, અંધેરી (પશ્ચિમ)
મુંબઈ - ૫૮.

જશવંતી દવે
૧/૧, શાંતિ, ૧૯, પેડર રોડ,
મુંબઈ ૪૦૦ ૦૨૬

કૃષ્ણવીર દીક્ષિત
"સિલ્વરીન", ફ્લેટ નં. ૩,
પાંચમે માળે, બીજી હસનાબાદ લેન,
સાંતાક્રુઝ (પશ્ચિમ) મુંબઈ ૪૦૦ ૦૫૪

સુધીર દેસાઈ
૬૮, એવર ગ્રીન ઇન્ડસ્ટ્રીઅલ
એસ્ટેટ, શક્તિ મિલ્સ લેન,
ઓફ હેઈન્સ રોડ, મહાલક્ષ્મી,
મુંબઇ ૪૦૦ ૦૧૧

રજની જોશી
૧૦૪૭, મેઘાણી માર્ગ,
ભાવનગર,

ચીમનલાલ ત્રિવેદી
C/o, સેન્ટ ઝેવિયર્સ કૉલેજ,
અમદાવાદ-૯

રાજેન્દ્ર નાણાવટી
૯, મધુવન સોસાયટી,
નાનપુરા, સુરત–૧

પ્રવીણચંદ્ર રૂપારેલ
માપલા મહાલ,
જગન્નાથ શંકર શેઠ રોડ,
મુંબઈ - ૪

હસમુખ ગાંધી
C/o, જનશક્તિ,
દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ - ૧.

મનુભાઈ મહેતા
૧૩, "પત્રકાર", ૪ થો રસ્તો,
ગાંધીનગર, બાંદ્રા, (પૂર્વ)
મુંબઈ ૪૦૦ ૦૫૭

બલ્લુભાઈ ૨. દેસાઈ,
વિલેપાર્લા કેળવણી મંડળ, મિઠીબાઈ
કોલેજ પાસે, વિલેપાર્લા, મુંબઈ–૫૭

We enclose boundless space in a square foot of Paper. — Fu


તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૧૧ : અંક ૧ : ઓક્ટોબર, ૧૯૭૭

સળંગ અંક : ૬૧

મુખપૃષ્ઠ–સજાવટ : દિનેશ દલાલ


# કવિતા

[દ્વૈમાસિક]


| | |
|---|---|
| રોબર્ટ લૉવેલ | કવર-૨ |
| જગદીશ જોષી | ૨, ૧૨૦, ૧૪૭, ૧૪૮, કવર-૪ |
| મનસુખલાલ ઝવેરી | ૩ |
| ભાનુપ્રસાદ પંડ્યા | ૪, ૪૪, ૫૫, |
| વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | ૫, ૮૨ |
| હરીન્દ્ર દવે | ૬, ૩૫, ૪૬, |
| યશવંત શુક્લ | ૧૧ |
| મકરંદ દવે | ૧૨, ૪૦ |
| રઘુવીર ચૌધરી | ૧૨, ૩૦, |
| વિપિન પરીખ | ૧૩, ૬૦, |
| રમેશ જાની | ૧૪, ૧૫૩, |
| રમેશ પારેખ | ૧૫, ૨૭ |
| અનંતરાય રાવળ | ૨૪ |
| જયન્ત પાઠક | ૨૫, ૪૨, ૧૪૭ |
| અમૃતલાલ યાજ્ઞિક | ૨૬ |
| ગુલાબદાસ બ્રોકર | ૨૯ |
| ઘનશ્યામ દેસાઈ | ૩૨ |
| પન્ના નાયક | ૩૩, ૧૩૮ |
| ભાલ મલજી | ૩૪ |
| ભોળાભાઈ પટેલ | ૩૮ |
| નલિન રાવળ | ૩૯, ૫૧ |
| ચંદ્રકાન્ત મહેતા | ૩૯ |
| ગંભીરસિંહ ગોહિલ | ૪૧ |
| રામપ્રસાદ બક્ષી | ૪૩ |
| ઉશનસ્ | ૪૩, ૬૩, કવર-૩ |
| સુંદરજી બેટાઈ | ૪૪ |
| જયેન્દ્ર ત્રિવેદી | ૪૫ |
| મેઘનાદ ભટ્ટ | ૫૨ |
| ઉમેદભાઈ મણિયાર | ૫૪ |
| શિવકુમાર જોષી | ૫૭ |
| સિતાંશુ યશશ્ચંદ્ર | ૫૮ |
| નિરંજન ભગત | ૫૯, ૭૭ |
| અક્ષયકુમાર દેસાઈ | ૬૨ |
| પ્રકાશ મહેતા | ૬૫ |
| વેણીભાઈ પુરોહિત | ૬૬ |
| નિનુ મઝુમદાર | ૬૭ |
| ભગવતીકુમાર શર્મા | ૬૮ |
| રમણલાલ જોશી | ૬૯ |
| સુરેશ જોશી | ૭૦ |
| બાલમુકુન્દ દવે | ૮૨ |
| કુંજવિહારી મહેતા | ૮૨ |
| શ્યામ સાધુ | ૮૩ |
| ચિનુ મોદી | ૮૩, ૧૫૫ |
| લાભશંકર ઠાકર | ૮૬, ૯૨ |
| ભૂપેન્દ્ર ઉપાધ્યાય | ૮૮ |
| પ્રિયકાન્ત મણિયાર | ૮૯, કવર-૩ |
| જયવંતી દવે | ૮૯ |
| સુન્દરમ્ | ૯૦ |
| કૃષ્ણવીર દીક્ષિત | ૯૧ |
| રજની જોષી | ૧૦૨ |
| ચીમનલાલ ત્રિવેદી | ૧૦૪ |
| હેમંત ધોરડા | ૧૦૫ |
| દિનેશ દલાલ | ૧૦૭, ૧૪૯, ૧૫૦ |

સરૂપ ધ્રુવ ૧૦૮, ૧૪૪
રાજેન્દ્ર નાણાવટી ૧૧૨
બરકત વીરાણી ૧૧૩
પ્રવીણચન્દ્ર રૂપારેલ ૧૧૬
પ્રતાપસિંહ રાઠોડ ૧૧૭
હસમુખ ગાંધી ૧૧૯
મનુભાઈ મહેતા ૧૨૯
બલ્લુભાઈ દેસાઈ ૧૨૯
યોસેફ મેકવાન ૧૩૦, ૧૫૮
ઉત્પલ ભાયાણી ૧૩૧
ચન્દ્રકાન્ત બક્ષી ૧૩૨
શાન્તિ શાહ ૧૩૩
પ્રકાશ દવે ૧૩૪
જગદીશ ત્રિવેદી ૧૩૫
શૈલેશ શાહ ૧૩૫
વિનોદ જોશી ૧૩૬
મુકુન્દરાય પારાશર્ય ૧૩૬
મણિલાલ પટેલ ૧૩૭
સુરેશ દલાલ ૧૩૭, ૧૪૦
પ્રવીણ જોશી ૧૩૯
એડના સેન્ટ વિન્સન્ટ મિલે ૧૪૩
શકુંતલા મહેતા ૧૪૩
કાર્લ શાપિરો ૧૪૫
ભાનુ શાહ ૧૪૫
પ્રફુલ્લ પંડ્યા ૧૪૬
વિંસેન્ટ ઍલૅક્ઝાન્ડર ૧૪૭, ૧૪૮, ૧૪૯, ૧૫૦, ૧૫૧
જયા મહેતા ૧૪૮, ૧૫૧
પન્ના નાયક ૧૪૯
અરુણ કોલ્હાટકર ૧૫૨
ઍન સેક્સ્ટન ૧૫૭
જયેન્દ્ર શેખડીવાલા ૧૫૯

તસવીર :

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, વિંદા કરંદીકર, સુન્દરમ્, ઉમાશંકર જોશી, પુ. શિ. રેગે ઈત્યાદિ.






**સૂચના**: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, **ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ** લખવા વિનંતિ છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા <u>ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.</u>

**લવાજમ**: દેશમાં **નવ રૂપિયા** પરદેશમાં **વીસ**, છૂટક નકલનો **રૂપિયો** દોઢ.

**પત્રવ્યવહારનું સરનામું**: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, **પોસ્ટ** બોક્સ ૬૨, **મુંબઈ ૧.**

**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક**: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ ૧

એ જિંદગી ☐ ઉશનસ્

આ તરફ ઉન્મત્ત ધ્વજ ફરકાવતુ સરઘસ જતું;
— ના, તે નહીં.
એ તરફથી ડાઘુજન ગમગીન ચહેરે આવતું;
— તે ચે નહીં.
રસ્તા વિશે એ બેય ધારા જ્યાં મળે
તે મેદની છે જિંદગી.

ભરતી વિશે ઊભરાય ખાડી, ખાંજણોએ આકળી,
— ના, તે નહીં.
ને ઓટમાં એ હાડપિંજરની ગણી લો પાંસળીયે પાંસળી;
— તેયે નહીં.
ઓટ ને ભરતી ઉભય સંધાય જે ક્ષણ
તે સમુંદર જિંદગી.

ફૂલના જેવું વસંતલ સ્મિત ખીલે જે શૈશવે;
— ના, તે નહીં.
ને અષાઢી મેઘ જેવી આંખડી સંતત રુવે;
— તે ચે નહીં.
હર આહ કૈં મલકી જતી, હર સ્મિત ભરતું ડૂસકું
તે સંધિક્ષણ છે જિંદગી.

तत् जीवनम् ☐ उशनस् ☐ अनु. जशवंती दवे.
(गुजराती काव्यम्)

इतः गच्छति उन्मत्तध्वजः जनसंमर्दः
— नाऽयं तत् ।
ततः आगच्छति विषण्णवदनः स्मशानवान्धवजनः
— अयमपि न ।
पथि यत्र उभौ संमिलतः
स जनौघस्तु जीवनम् ।।

वेलासमये शिलाशकलाकुला परिखा समुच्छलति
— इयं न तत् ।
वेलापचय गणयत तस्यास्थिपञ्जरस्य एकैकां पर्शुकां
— सोऽपि नैव ।
क्षणे यस्मिन् वेलावेले संगते
स समुद्रस्तु जीवनम् ।।

विकसति वै शैशवे मधुकुसुमसदृशं यत् स्मितं
— तदपि नैव च नैव च ।
अपि आपाढमेघवत् नयनं रोदिति निरन्तरं
— तदपि नहि एव ।।
यदा च स्मयते प्रत्येकनिश्वासः, क्रन्दति एकैकं स्मितं यदा
स सन्धिक्षणस्तु जीवनम् ।।

## *That* **is Life** □ *Ushanas*

From here passes a procession with its banner in a fluttering frenzy,
—no, not that,
From there approach the pall-bearers with mournful faces drawn;
—neither that.
It's where the two streams meet at the cross-roads, that crowd itself is Life.
At high-waters, the gulf, even the small crass crevices are overflowing
—no, not that,
And at low-tide, count every rib after rib of the carcass;
—neither that.
It's the moment when the high and the low tides integrate, that ocean itself is Life.
The spring-smile akin to a flower blossoming at childhood;
—no, not that,
And the eye like a monsoon cloud dripping incessantly;
—neither that.
Every sigh giving forth a grin, every smile gasping a sob,
that moment of confluence itself is Life.

*(Translated from Gujarati by Jagdish Joshi)*

જી-૧૦, પન્નાલાલ ટેરેસીઝ,

ગ્રાન્ટ રોડ, મુંબઈ - ૭.

૨૭મી નવેમ્બર, ૧૯૭૭

પ્રિય સુરેશભાઈ,

'કવિતા'ના ૬૧મા અંકની નવી કવિતાઓમાંથી શ્રેષ્ઠ કવિતા અંગે નિર્ણય આપવાનું તમે સોંપેલું કાર્ય મારે માટે થોડું કઠિન નીવડ્યું, કેમકે જુદા જુદા પ્રકારની કવિતાઓમાંથી માત્ર એક જ પસંદ કરવાની એ કામ કપરું છે. એટલે ફરીફરી વાર બધી કૃતિઓ વાંચી જતાં મને શ્રી પન્ના નાયકનું કાવ્ય 'તને ખબર નહીં હોય' સૌથી સારું લાગ્યું.

આ કાવ્યમાં સૂક્ષ્મ સંવેદન અનુભવનારી વ્યક્તિએ પોતાની માનસિક મૂંઝવણનું હૃદયસ્પર્શી નિરૂપણ કર્યું છે. સ્ત્રી પ્રિયપાત્રના મનના ભીતરમાં પ્રવેશ કરી અંધકારમાં પણ પ્રકાશનો, આનંદનો અનુભવ કરે છે. એથી ઊલટું જાગૃત દશામાં પ્રકાશમાં નર્યા અંધકારનો અનુભવ કરે છે. અંતે તો કેવળ એક વ્યક્તિની નહીં પણ આપણા સહુની એ જ મૂંઝવણ હોય છે: કયું જીવવું વધુ સુખદ.....?

મનની ભીતર કરેલા પ્રવાસનું અને મળતા અનુભવનું વર્ણન કવયિત્રીની સર્જક કલ્પનાનો આપણને આબેહૂબ ખ્યાલ આપે છે. આખા કલ્પનાચિત્રમાં ઊર્મિનો પ્રવાહ કેવો ધબકારભર્યો વહે છે!

પડતી નથી, આખડતી નથી —
મને સદી જાય છે એની રક્તિમ શ્યામલતા...

કાવ્ય વાંચતાં વાંચતાં અનુભવની સચ્ચાઈનો રણકો એની પંક્તિમાંથી સહજ રીતે માણવાનો મળે છે એ આ કાવ્યની ખાસ ખૂબી છે.

કુશળ હશો.

લિ૦
ઇન્દ્રવિ[illegible]
સપ્રેમ વંદન



ગીત □ રવીન્દ્ર પારેખ

આંખોમાં દરિયો થઇ છલકાવું હોય
અને સહરાની જેમ પછી બળવું પડે
પીળાપચ્ચ પરબીડિયે ખાલીપો હોય
અને સરનામું તારું ત્યાં કરવું પડે
પછી મારાથી મારે પણ ડરવું પડે

ડાળી છોડીને પાન ઊડે ને એમ ઊડે
તુંય મારી વૃક્ષીલી ડાળથી
ઊડેલું પાન ફરી વળગે નંઇ વૃક્ષે
ને તો ય તારી વાટ જોઉં ઢાળથી
આમ તો કદી ય છૂટા પડીએ નંઇ તો ય
તને 'કેમ છે?' કહીને રોજ મળવું પડે
અને સહરાની જેમ વળી બળવું પડે
પછી મારાથી મારે પણ ડરવું પડે

ખોબામાં હોઉં ભીના સૂરજની જેમ
અને પળમાં તું ફંગોળે આભમાં
મારા હોવાનું ફરી અવકાશે હોય
અને તારા હોવાનું 'શુભ લાભ'માં
તારો ઉજાસ તને પાછો મળે ને
એથી બપોરે મારે આથમવું પડે
અને સહરાની જેમ ફરી બળવું પડે
પછી મારાથી મારે પણ ડરવું પડે

□ મનજી ઓધેડદાસ

મનજી ઓધેડદાસ રહેવાસી ગોધરા ઉંમર સાઠ (કે ઓગણસાઠ)ને ધંધો તરગાળાનો
ત્યાં ઠોકેલી રાવટી આજે અહીં તો કાલે ક્યાંક ને મારગ તડકેછાંયે પગપાળાનો

મનજીને (મા'દેવની) અફર માનતા છે કે ઘરવાળાંની કૂખમાં દીવો થાશે
એટલે એણે ટેક લીધી કે અડવાણા ને અવળા પગે હાલતો કાશી જાશે

ઘરવાળાંની કૂખને ઘણી ખમ્મા કહેવા ઊપડે અને લખડી પડે હોઠ
કૂખદીવાને થાપવા કાજે પાથરેલા ને પાથરેલા રહી જાય ખાલી બાજોઠ

લીલબાઝેલી આંખમાં હવડ જળ ને એમાં એક હજુ ગંધાય છે ટાપુ પરપાળાનો

કોઈ વેળા સગાળશા જેવા વેશમાં સગા દીકરાને પણ ખાંડતો સગા હાથે
મનજી પોતે પણ ખંડાતો હોય ખંડાતો હોય ખંડાતો હોય છે સાથેસાથે

ખેલમાં ઝાંખી પડતી કિસનલાઇટની સામે કોઈ રાતે તરવાર ખેંચેલો રાજા
દિવસે જ્યારે મનજી વેશે હોય છે ત્યારે ગામનું નામ જ—કોઈ નથી દરવાજા

આમ તો પોતે સાવ ખુલ્લોફટ્ટાસ ને ગામેગામ ઉઘાડે છોગ થતો વહેવાર તાળાંનો

## ☐ નેણશી દેવચંદ વોરા ☐ રમેશ પારેખ

નેણશી દેવચંદ વોરાને હાથપગ ભૂલી જવાનો શોખ છે, હાં રે ભાઈ
લાપસી ઉપર ઘી જેવું કપૂરી જવાનો શોખ છે, હાં રે ભાઈ

પવનભરેલા ધોતિયામાં કાંઇ શઢનાં જેવાં તાણ છે, હાં રે ભાઈ
ભયની વચ્ચે તરતા પગની નેણશીને ક્યાં જાણ છે, હાં રે ભાઈ

ઉપર ગદમદ ગાલીચા ને ઝૂમકે નકશીબાગ છે, હાં રે ભાઈ
નીચે નૌતમ નરદમ નાગી વૈતરણીની આગ છે, હાં રે ભાઈ

ખિસકોલીને આંગળીઓના જનમ મળ્યા શી વાતના, હાં રે ભાઈ
તેથી બાવળના ગજરા શણગાર બન્યા છે હાથના, હાં રે ભાઈ

ફળ સમજીને ઝાડ ઉપરથી બોમ્બ જીવતા તોડયા, હાં રે ભાઈ
ઠેઠ નેણશીમાં નેણશીએ ક્રોડ પાળિયા ખોડયા, હાં રે ભાઈ

પડે દરોડા, કાળી મિલકત ઉપર વધતી ભીંસ, હાં રે ભાઈ
કરે નેણશી વગેસગે પોતાની કાળી ચીસ, હાં રે ભાઈ

## ધ્વનિ ☐ જગદીશ ત્રિવેદી

મને મળી ગઈ છે એક નાનકડી બારી—
હવે મારે ખુલ્લી અગાશીને કરવી છે શું !
બારીના આડા-ઊભા લોખંડી સળિયા
વચ્ચે વચ્ચેથી મને નીરખવા દે છે આખું વિશ્વ—
સતત સંપર્કમાં રાખે છે મને ત્રિભુવનના
મારી આ એક નાનકડી બારી !
હવે હું ક્યારેય એકલો નથી—
હવે એકસાથે
ત્રણે ભુવનના ધ્વનિ મને સ્પષ્ટ સંભળાય છે.

□ મનજી કાનજી સરવૈયા □ રમેશ પારેખ

મનજી કાનજી સરવૈયા દિલધડક વાતના શોખીન છે
સોળ વરસની છોરી જેવું એનું Gossip નમકીન છે

૧૯૪૦માં પડ્યો હતો દુષ્કાળ
તંઈથી મનજીભાઈની આંખ બની રેતાળ
આંખ બની રેતાળ એટલે જળની શોધે
સમાચારની વચ્ચે રૂડા વીરડા ખોદે

પ્રાતઃ સ્મરણીય છાપું જેનો ઘોડો છે એવા Win છે

મ જેવા મુઆમલા ને ન જેવાં નંદવાણ
જી જાણે કે જીંડવું ફાટ્યું કચ્ચરઘાણ
ફાટ્યું કચ્ચરઘાણ સમયમાં ફુચ્ચમફૂચા
બંધ ધ્રાસ્કે હચમચ હચમચ થાય નકૂચા

કલરકાચનાં ચશ્મા છે તે જોણું-લોચન રંગીન છે

સૂચના □ વિપિન પરીખ

પેલો દૂરથી ખોડંગાતો ખોડંગાતો આવે છે તે ઈશ્વર છે કે?
મહાયુદ્ધમાં ખરેખર એને વાગ્યું છે કે એ ઢોંગ કરે છે?
સૃષ્ટિનું સંચાલન કરતાં એને ફાવતું ન હોય તો
સત્તાનું સિંહાસન જકડી રાખવા
એક મામૂલી Politicianની જેમ
એણે આટલો આગ્રહ ન રાખવો જોઈએ.
એણે ખસી જવું જોઈએ.

પ્રાણજીવન હરજીવન મોદી □ રમેશ પારેખ

પ્રાણજીવન હરજીવન મોદી હાજર છે? – હાજર છે, નામદાર
સપનામાં ચોર્યું'તું તે આ ગાજર છે? – ગાજર છે, નામદાર
આરોપીને આ બાબત કૈં કહેવું છે? – કહેવું છે, નામદાર
રજા મળે તો ગાજર સૂંઘી લેવું છે, લેવું છે, નામદાર
હું તો ગાજરનો ચપટી પકડાયો છું, પકડાયો, નામદાર
ગાજરકુંવરીએ છાંડેલો જાયો છું, જાયો, છું નામદાર
ગાજર તો જીવતર મોદીનું કારણ છે, કારણ છે, નામદાર
પ્રાણજીવનની આ પેઢીનું તારણ છે, તારણ છે, નામદાર
પવિત્ર શું? કારણ છે કે આ કાયદો છે? – કાયદો છે નામદાર
પણ મન-ગાજરને મળવું એ વાયદો છે, વાયદો છે, નામદાર
વાયદો શુ છે? એ તો વંધ્યાનું સ્તન છે. – હા, સ્તન છે, નામદાર
તો ય ચોરટાચટાક ઉર્ફે રાંક લોહીનું ધન છે, નામદાર
આ ચોરીના સુમાર કાળી રાતના છે. – રાતના છે, નામદાર
ગુન્હા ગાજરવટાં મળે એ જાતના છે – જાતના છે, નામદાર
ગાજરકોડ પ્રમાણે ગુન્હા સિરિયસ છે. – સિરિયસ છે, નામદાર
ગાજર મારા સાત જનમની ચીસ છે, ફાટી ચીસ છે, નામદાર
જન્મપત્રીમાં આશયભુવન કેવું છે? – કેવું છે, નામદાર?
જનમટીપની સજા (દઉં છું, તેવું....) છે. – (તેવું છે?) નામદાર

એના કરતાં □ જગદીશ જોષી

સિંહને રડતો જોવા તો
અડધું ગામ
કુતૂહલથી ઊમટશે:
એના કરતાં તો આ સિંહ
ગર્જતો ગર્જતો જ ભલે
પડખું ફરી જાય....

સ્વર્ગ જો ક્યાંય પણ હોય- આકાશમાં, ધરતી પર કે ધરતી નીચે
ના, સ્વર્ગ ક્યાંય નથી, પણ અહીં કલકત્તામાં છે
અંકુરિતા નારી, ક્યાં લતાયિત થશે તે કોઈ જાણતું નથી
અને અનાવૃત્ત પુરુષ, સાહસી હન્તા;
છે નયનાભિરામ ન્યુ માર્કેટ અને સંધ્યાશોભી દુકાનોની હાર,
અને સોનેરી મધમાખીઓ અને તેમનું મધુસ્રાવી ગુંજરણ, અને
ગલી ગલીમાં ફલિત જ્યોતિષ, અને છે ટેબલ પર પાસે પાસે તૃષ્ણા-
કલકત્તા.

અહીં વસંતનું બીજું નામ છે મ્યુઝિક કોન્ફરન્સ,
શરત્- મંડપમાં માઈકનો પ્રતિઘોષ
વર્ષા- બસસ્ટેન્ડની શેડમાં કે છત્રીના અલ્પ વિસ્તારમાં
પ્રથમ આશ્લિષ્ટસાનૂ પ્રેમ, અને
હેમંત- ઍપલ, નારંગી અને દ્રાક્ષ.

ના, સ્વર્ગ ક્યાંય નથી, પરંતુ અહીં છે
લોહીમાં તમરાંનો સ્વર, સ્વપ્નમાં ડાયલ ટોન, અને અરિસામાં છે પ્રતિબિંબિત
જેને ચાહ્યા વિના જીવી શકાતું નથી તે હું-હું-હું.
છે કોકરવરણી નિરવધિ નદી અને ઉષ્ણ નારી દૂરતિક્રમ્યા,
છે સદ્યયુવકોને માટે પાર્ક અને રેસ્તોરાં, સદ્યયુવતીને માટે યુવક,
અને બન્નેને માટે તૈયાર છે શબ્દના મધપૂડા જેવું ભારતપ્રસિદ્ધ કૉફીહાઉસ

ના, સ્વર્ગ ક્યાંય નથી, પરંતુ અહીં છે ભાદરવાની ગંગા,
સૂંવાળી પેપરબૅકની જેમ જાળમાં છે રૂપેરી ચકચકતી ઈલિશ, અને
પાણીમાં જાણે રૂઈમાછલીનું ટોળું -અસંખ્ય નૌકા, હોડીઓ, લોન્ચ
સમુદ્રભણી જતું ગર્વિષ્ઠ જહાજ અને
એકાએક અશ્લીલ, તીવ્ર માદક, ઉપસાગરનું ડુંડું
કલકત્તા.
અહીં શું છે અને શું નથી?

બાળકો માટે પ્લેનેટોરિયમ, પ્રૌઢો માટે સિનેમા,
અને પલિત વૃદ્ધો માટે ભાગવત,
મિત્ર માટે મિત્રતા, તરસ્યા માટે પેય, આગંતુકને માટે રેશન કાર્ડ.
તમે વિદેશી છો? તમે અહીં સુખથી રહી શકશો.
તમે વિદેશિની છો? તમે પણ.
દરેક આંખને માટે કાજલ, દરેક પાઈપને માટે ટોબેકો —
એનું જ નામ કલકત્તા.

અહીં શું નથી?
નાયકને માટે નાયિકા અને નાયિકાને માટે ઈન્દ્રપુરી,
વાંચવા માટે છે આધુનિક કવિતા, હળવા સ્વર માટે છે ગીટાર.
ચિત્રો માટે છે પ્રદર્શન અને ત્યાર પછી તેની સહૃદય આલોચના
અહીં ઈચ્છાનો અંત નથી અને ઇપ્સિત પણ અનંત છે,
બહુનંદિત, અનિન્દ્ય, આ શો-કેસ-સુંદરી શહેરનું નામ
કલકત્તા.

આ શહેર દિવસરાત બધાંને ખેંચે છે
લાભ બતાવીને, લોભ બતાવીને, છૂપી ઇચ્છાના શરીરે હાથ પસવારીને
બેન્કના કાઉન્ટર પર નોટોનું બંડલ શિકારી પિસ્તોલથી ઊચકી લેવાને
લીલામ ઘરમાં હથોડી ઠોકીને, માર્ગમાં નિયોન લાઇટ
આંખોને આકર્ષીને સતત ખેંચે છે.
શેરીમાં, હાટમાં, ધનુષ જેવો વાંકો ઓવરબ્રીજ
ફ્રૉક પહેરેલી છોકરીને ખેંચે છે;

અને મત્ત લારીનું પૈડું અમનસ્ક મુસાફરને (ખેંચે છે) અને મૃત્યુ જીવનને,
તડકો છાંયડાને ખેંચે છે, અને ટ્રામ ઑફિસ જનારીને,
અને કોલ્ડ ડ્રીન્ક તૃષ્ણાને ખેંચે છે.

અહીં લેકનું પાણી શાંત અને ગંભીર છે.
ત્યાં તરે છે સફેદ હોડી, એક નાનકડી જુલિયેટનું હૈયું
જાણે બોલી ઊઠશે–'આવ રાત્રિ, આવ રોમિયો, આવ તું રાત્રિના સૂર્ય!'
ઘાસમાં, પાંદડાઓમાં, ટેલફોનના તારમાં નારંગી રંગના બધા આગિયા,

જમીન પર સ્ટ્રૉ પડેલા છે, પાસે બદામનાં ફોતરાં અને આઇસક્રિમની પ્યાલીઓ
અને સુંદર મદીલ હવા,
જો લેક પર આવ્યા ના હો તો, તમે હજુ પણ જાણે જન્મ્યા જ નથી.

સ્વર્ગ ક્યાંય નથી, પણ અહીં
મેદાનમાં કોઇએ ક્યારે ખડી કરી છે સ્વર્ગની નિસરણી–મોન્યુમેન્ટ,
જેના ચરણમાં મિટિંગ ભરાય છે, શરીર પર ભારે પગથિયાં છે, અને
માથા પર છે છ ઋતુ
અહીં આખા દેશનો ધિક્કાર, રાગ, આહ્લાદ, આખા સંસારની
ઉત્તેજના મંચ પર ઊઠે છે.
અને માણસોના સમુદ્રની વચ્ચે આ ગગનસ્પર્શી સીડી જ્યારે
લાઇટહાઉસ બને છે.
ત્યારે ઇતિહાસ તૈયાર થાય છે.

સ્વર્ગ જો ક્યાંય–ના ક્યાંય નથી,
પણ આ પૃથ્વીની ભૂગોળમાં અંતહીન આકાંક્ષાના અક્ષાંશ પર છે–
ગંગાના જેવી પુણ્યવન્ત, મોન્યુમેન્ટ જેવી ઐતિહાસિક, દક્ષિણ સરોવર
જેવી સાહસિકા

કલકત્તા કલકત્તા કલકત્તા.

ગઝલ □ સાહિલ

ક્યારેક મારા હાથની રેખાઓ પાંગરે,
ખાલીપણામાં શી રીતે ઘટનાઓ પાંગરે.

નળિયું જરી હલે અને ઝબકી જવાય છે,
સઘળી દિશામાં પીળી પ્રતીક્ષાઓ પાંગરે.

છે વિશ્વ આખું શાહમૃગોથી ભર્યું ભર્યું,
અહિંયાં રુદી ન લોહીની ઇચ્છાઓ પાંગરે.

સૂરજ ઊગ્યાની વાત કોઈને ખબર નથી,
ને એકધારા આંખમાં સ્વપ્નાંઓ પાંગરે.

હું ત્યાં રહીને સત્ય કહો કેમ સાચવું,
જ્યાં રાત ને દિ' શબ્દની વેશ્યાઓ પાંગરે.

હું અને વગડો ☐ જયન્ત પાઠક

મારી આસપાસ
અડાબીડ જંગલ ઊગી જાય
તો મને ગમે;
હરતોફરતો હું
વૃક્ષ થઈને વાડામાં ખોડાઈ જાઉં
તો મને ગમે....

પણ આપણી ઇચ્છાઓના ય
કેટકેટલા સ્તર હોય છે!
કોઇ છોડ વધારે પડતો ઝૂકે
મારી બારીમાં ડૂકે
તો મને ના ગમે!
કંપતા હાથે
હું એની ડાળીઓને કટકટ કાપી નાખું–
ઘાસ ઠેઠ અંદરના ઉછાળાથી
ઊંચું ઊંચું થઈને પગમાં ભરાવા કરે
તે મને ના ગમે!
સળવળતાં ટેરવાંની ન સમજાય એવી વેદના
વહોરીને પણ હું એને કાપી નાખું–
આ ચપોચપ ચોંટાડેલી ચાર દીવાલો
ને આ ઘટાદાર ઊંચી મેંદીની વાડ ન હોય
તો મને ગમે
–પોતીકાપણાનો પાયો ને મમત્વના મૂળિયાં
એમાં જ છે ને!–
પણ ઇચ્છાઓના ય કેટકેટલા સ્તર હોય છે!
ચાર દીવાલો વચ્ચે વગડો ઊગી જાય
તે મને ના ગમે!
મેંદી વાડ સાવ ઊખડી જાય

તે મને ના ગમે!
હું અને વગડો
હવે ક્યારેક ક્યાંક સામસામા
મળી જઈએ છીએ ત્યારે–
ચિરપરિચિતોની જેમ ભેટી પડીએ છીએ
અપરિચિતોની જેમ અતડા રહીએ છીએ
આપણી વાસનાઓના ય કેટકેટલા સ્તર હોય છે!

## જો હું મેયર હોત □ નરેશ મહેતા □ અનુ. ઉર્વશી સુરતી

વિચારું છું
જો હું મેયર હોત
તો રસ્તાની બંને બાજુ
ખસની ટટ્ટીઓ હોત,
વીજળીના થાંભલાની માફક
પંખાના પણ થાંભલા હોત
ત્યારે આ બળતું શહેર
ગગનચુંબી હોત
ખબર નથી
લોકો શા માટે
ઘરની માફક
પોતાના નગરને પ્રેમ નથી કરતાં!

વિચારું છું
જે દિવસે હું મેયર થઈશ
તે દિવસે ચોક્કસ આ બધું હશે.
પરંતુ હાલ તુરતમાં મને
ઉનાળા માટે
એક ટેબલફેન જોઈએ છે.
આખા શહેર માટે નહીં
મારા ત્રણ ઓરડાવાળા
ઘર માટે,
કે જે
તપીને નગર બની ગયું છે.
અને હું તેને ઘર બનાવવા ઇચ્છું છું.

ચુકાદો અપાઈ ચૂક્યો છે ને તું અવાક્ પડી રહી છે,
આશાથી, ધિક્કારથી, વેરથી, ખુદ જાત માટેની દયાથી પણ પર.

તોફાઓ તું ગદ્‌ગદ્ સ્વીકારે છે– ફૂલો, ફળો–
બેચેન શ્રદ્ધાથી ધરાયેલાં, હવે જ્યારે તારા મુલાકાતીઓ પણ

પામી ગયાં છે કે ગણતરીના મહિનામાં તારે મરવાનું જ છે,
તેઓ હવે મૂઢ છે, હાવભાવ પૂરતાં જ પ્રકટ,

તારા સમાચાર પાસે નાઈલાજ, કદાચ તને
ધિક્કારતાં, કારણ કે તું જ એમની અસ્વસ્થતાનું નિમિત્ત છે.

મારા કામચલાઉ ખૂણેથી જોયા કરતી હું પણ
નિઃસહાયતા અનુભવું છું.... અને કંઇક ધડાકો થાય એમ ઇચ્છું છું–

માત્ર સહાનુભૂતિ પૂરતું જ ઇચ્છું છું કે કેમ, હું ચોક્કસ નથી–
પણ આ ભયંકર ભારણને ભાંગવા પૂરતો કાંઈ કરતાં કૈં પણ ધડાકો.

આટલી ચૂપકીદીથી આવવાનો મોતને કોઈ અધિકાર નથી.

હૉસ્પિટલ શૃંખલા VII ]

□ આશિષ દવે

હમણાં જ હું
બગીચામાં ઘાસને વળગી રહેલા
અંધકારને જોઇને
પાછો આવ્યો છું.
ત્યાં મને કોઇએ કહ્યું કે
બિડાયેલી કળીમાં ગૂંગળાતું
ભ્રમરનું ગુંજન
સૂરજ ઊગવાની
રાહ જુએ છે.

અવારો મારી પાછળ પાછળ?
મારા પગ નીચે પાટા નથી
ને પંખીનુ પગેરું મળ્યું છે કોઈને?

મારી હિલોળા લેતી હથેળીઓમાં
કોણ જાણે ક્યારે ખીલશે કમળ—
આજે તો ભભૂકે છે વડવાનલ.

મારી શિરાઓમાં અસંખ્ય શ્વેત અશ્વો
ખરી પછાડતા હણહણતા રણે ચડ્યા છે
ને મારી આંખમાં ચક્રવાકની અનિદ્રાનું ઘોળાય છે ઘેન
અવારો મારી પાછળ પાછળ?
બારી ખોલી નાખ.
કદાચ આકાશ ઝરમરતુ હશે
કદાચ મારો ગઈ કાલનો ભીનો અવાજ
તારા ઝરુખે પાંખ પસારીને બેઠો હશે
કદાચ રાણકીવાવમાં એક પનિહારીનું ઝાંઝર ખોવાયું હશે
ને રણકાર એના ઓગળતા હશે પાણીમાં,
મધરાતે રણકે છે એક ઝાંઝર મારાં પોપચાં નીચે.
ને ઝબકીને જોઉં તો જગત જ નહિ!
પાણીમાં તરફડતી મગરી જેવી ક્યાં ગઈ મારી વડોદરા નગરી?
ક્યાં છું હું?
લાવ તારો હાથ—
હું ક્યાં છું?
ક્યાં ક્યાં– ક્યાંના પડઘા પાડતી સારસપંક્તિ
તારા આકાશમાં મધરાતે ઊડી છે કોઇવાર?

આવ, અડાબીડ જંગલમાં ચાલી આવ,
આકાશ નીચે ચાલી આવ,

દમયંતીનું પગલું ઓળખાશે ?
નળનું પગલું તો બગલું બનીને ઊડી ગયું.

સાચું કહું ?
નળ રાજા જે વડવાઇને વળગીને હૈયાફાટ રડયો
એ વડવાઈને ને મારાં સ્વપ્નોને કોઈ સંબંધ નથી.
વડવાઇને અજગર ન માનીશ,
ને શ્વેત પંખીને કળિ મ માનીશ;
મળી જાય પારધિ તો કહેજે—
પ્રેમની પરીક્ષા ન હોય
ને સતનાં પારખાં ન હોય.
વિભા, આકાશમાં પવન ભૂલો પડે એમાં પંખીનો શો વાંક ?

જો, આ સૂપડે ઝંઝાવાત.
હાથ ઉઠાવી લે.
બારી કદાચ હંમેશને માટે બંધ ન પણ થાય
ને હિલ્લોળા લેતાં જળ દેખાય પણ ખરાં.
તને ખબર છે ?
ગઈ કાલે તો અહીં વડોદરા શહેર હતું
ને આજે ઊછળે છે કાળાં ભમ્મર મોજાં
એકાદ વહાણ ભૂલું પડે તો ધ્રુવના તારાને જાળવી લેજે, હાં !
ના, ન અવાય મારી પાછળ પાછળ.

☐ શાન્તિ શાહ

સામે ઉભેલી વ્યક્તિની આંખમાં
મેં એક કૌતુક જોયું !
પાંપણોના છાપરાં નીચે ઘુઘવતો
એક દરિયો જોયો !
પહેલાં તો કિશ્તી લઇને એમાં ઝુકાવવાનું મન થયું
પણ પછી થયું કે
બહારનું કોઇ પણ તત્ત્વ સાથે ન હોય તો સારું.

આવરણ વગરનું ખુલ્લંખુલ્લા
બધું પડયું હતું આમતેમ,
ન રંગની, ન સ્વાદની, ન સ્પર્શની એકવિધતા..
મોં ફાડીને પડેલાં મગરમચ્છ વેરણછેરણ,
ને ચંચલ માછલીઓનું હરવું ફરવું અસ્તવ્યસ્ત.

વેદનાના કોઇ પ્રચંડ ઝંઝાવાતે
વચ્ચોવચ્ચ એક ફૂવાથંભનું રચાવું;
ને સૂસવતા, ઠંડા, બર્ફીલા પવનમાં
એનું થીજાઇ જવું;
એની ટોચે બાથ ભીડીને બેઠેલો હું
હજી ત્યાં જ છું,
સામેના અરીસાનો ભાંગીને ભૂક્કો થઇ ગયો છે
ને કરચો ચારેકોર વેરાયેલી પડી છે.
હું હજી ત્યાં જ છું!

સંક્રાંતિ ☐ રાજેન્દ્ર શાહ

અડધી રાતના ઘારણઘેરા અંધારમાં
કાકપંખીનું કાંઉ કાંઉ....
દિશાઓમાં ઊડતા
ફફડતા જાય છે એના બોલ.
કોઈ શબ્દવેધીથી યે નજરાશે નહીં
એની કાયા
એની ગતિ.

કુરુક્ષેત્રમાં રાત્રે કાગડા કળેળતા હતા.
પાંચાલીના પાંચેય પુત્રોની
ઊંઘમાં થનારી હત્યાની આગમવાણી
કે શેષ રહેલ
ઉત્તરાના ગર્ભના રક્ષણની આગાહી!

ઓશિકે માથું મૂકી સૂતું છે લોક.
નિદ્રામાં
સ્વપ્નમાં
નેણમીંચી જાગ્રતિમાં....
નિદ્રાને દ્વાર બોલને પ્રવેશ મળતો નથી.
સ્વપ્નને પ્રદેશ સરી જાય વિચિત્ર ધરી વેષ,
જાગ્રત પડખું ફરી જાય છે જાકારાને મિષ.

કાંઉ કાંઉ....
શબ્દની એટલી છે અર્થચ્છટા—
રશ્મિના રંગધનુમાં જેટલા છે વર્ણ—
પ્રત્યય....
વિકૃતિ....
બ્રાહ્મમુહૂર્તે
અંધકાર પાતળો પડે તે પહેલાં
આભને

હજાર હજાર કાળી પાંખનું લાગે છે આચ્છાદન.
પાદરની અમરાઈમાંથી ઊઠતા
વૈતાલિક ગાનને
કાંઉ કાંઉનું ગ્રહણ.
સીમેસીમ પડે છે એનો પડઘો.
છાપે ચડેલી એક વાતની અગણ્ય છટાની જેમ,
અંકાશની ચે આડે....
અમથો અમથો હોતો નથી એકે ય તે શબ્દ.
કેવી ઊગશે ઓગણીસમા દિવસની સવાર ?

ઝગઝળિયે □ ગઝલ □ ભગવતીકુમાર શર્મા

તુલસી રોપી સૂના ફળિયે;
લીલીછમ રહેશે ઝળઝળિયે.

ભીંત શ્વાસની ઊભી વચ્ચે;
કેમ કરીને સાજન, મળિયે ?

કાગ છાપરે મૂંગો મંતર;
સૂરજ કચ્ચર કચ્ચર નળિયે.

સિંહાસન છોડયું સ્વપ્નોનું;
છળ કીધું કાળી પૂતળિયે.

નદી છલોછલ લાવા–રસની;
ડૂબી જઇએ અથવા બળિયે.

મરજીવા, શોધો મા નાહક;
જીવ પોઢચો છે જળને તળિયે.

શ્વાન સમું કંઈ નજર પડે ના;
હિમકણુમાં ચાલો ઓગળિયે.

સાપુતારા જતાં.... □ જયદેવ શુક્લ

જાંબલી ટેકરીઓ પર
ઝૂમતાં
હરિત-પીત વાંસવનોમાં
મારી વૃદ્ધ માતાના હાથમાં
લયબદ્ધ રીતે
ઊછળનાર
સૂપડાની સોનેરી આભા જોતાં
આંખોમાં
મમત્વ પીમળી ઊઠે છે....
મારી પ્રિયતમાને હાથે
લખાનાર મેઘધનુષી પ્રેમપત્રોના
આદિમ પોતને
સ્પર્શતાં
આંગળીઓ પર
પર્ણો ફરફરી ઊઠે છે....
મારા પુત્રના
ઓષ્ટદ્વયને સ્પર્શે
વહેતા થનાર
'ભટિયાર'-'લલિત'ના
મંજુલ રૂપોની કલ્પનાએ
રોમાવલિઓ રણઝણી ઊઠે છે....
મારી નજર
એ લીલા વાંસ પર
ખોડાઇ જાય છે....
થાય છે:
આ જ એ વાંસ....
હા....શ....!

## વનફૂલને સલાહ ☐ ભાનુપ્રસાદ પંડ્યા

કાંટાઓના અગણિત ખડા કાંગરાની વચાળે
ઊંચા આડેધડ રચી દીધા ટેકરી મ્હેલ ઝૂલ્યા
ઓ રૂઆળી કુસુમ ફૂળ ન્હોતું, તદા તું અનામી
વાડે-વાટે અકળ સહુ રંગે અજાણી સુગંધે
છાઈ દેતું વિપુલ વગડો સાગરી છોળ જેમ.
સૂણ્યાં ગીતો શ્રમિક જનનાં, ખ્હાડ ફૂટયા ઝરાશા,
હોલાંલેલાં-વનખગતણાં, નેસકન્યાની ભીની
સૂકાતી ચૂંદડી શિર પરે ઓઢતું-શોય લ્હાવ!

આ આંકેલા ઉપવનમહીં તારની જાળી માંહી
આજે ઊભું રૂપકડું ધરી નામ, રંગો-સુગંધો
ખાને નાખી દઈ તુજ પિછાન્યાં, સમીપે વહે કૈં
આઠે ખ્હોરે ધમધમી રહે રેડિયોસૂર તીણા.
સામે જોયાં વિણ સહુ સીધાં જાય તેને તું ખૂત
ના માની લે, જન સકળ તે ભદ્રની શીખ રીત.

## હું ☐ રેખા શ્રોફ

સમી સાંજે
વાયરો લઇ આવ્યો વાત
વાત........
ના, મારે નથી સાંભળવી.
મૂંગાં બહેરાંની શાળા પાસે
ઊભી ઊભી હું વિચારું છું
મને, આ શાળામાં
હે પ્રભુ!
ભરતી થાઉં તેવા
આશિષ કેમ ન આપ્યા?

જે માફ કરે તે પિતા છે. ☐ વિપિન પરીખ

હરીન્દ્ર,
તમારા દીપોત્સવી અંક ઉપરના શ્રીનાથજી ઉપર
ભૂલથી જ મારો પગ પડી ગયો.
પણ શ્રીનાથજીએ ચીસ પાડી નહીં
મેં તરત એમના પર હાથ ફેરવી
આંખ ઉપર લગાડ્યો.
છતાં સાચું કહું ?
હું ઘણો અસ્વસ્થ થઈ ગયો.

જાતજાતનાં કેટકેટલાં બિહામણાં સ્વપ્નો આવી ગયાં ?
આમ તો જાણું છું—
આવતી કાલે આ બધા શ્રીનાથજી પસ્તીમાં વેચાશે.
અને પસ્તીવાળો વાણિયો વજન જોખતાં ચાલાકીથી
શ્રીનાથજીનું પલ્લું આઘું પાછું કરી દેશે.
અને ત્યારે પણ શ્રીનાથજી કશું નહીં બોલે.
અને હા, મને યાદ આવ્યું
ગયા વર્ષે અમારા પડોશીએ
સંડાસની બારીના તૂટેલા કાચની જગ્યાએ
શ્રીનાથજીનું કેલેન્ડર બેસાડેલું
ત્યારે પણ
શ્રીનાથજીએ ક્યાં બૂમ પાડી હતી ?

☐ જયા મહેતા

જવું જ છે અહીંથી? તો ભલે, આવજો.
પણ પાછું વાળીને જોશો નહીં!
તમારાં હળવાં પગલાં પણ
ભૂમિના કણકણમાં કંપ મૂકી ગયાં છે—
તે તમારા પગમાં સાંકળ થઇ જાય, કદાચ.

જવું જ છે અંચળો ઉતારીને? તો ભલે, આવજો.
પણ પાછું વાળીને જોશો નહીં!
અંચળાનો તારેતાર
એકમેકનો સંબંધ ગુમાવી બેઠો છે—
તે તમારા પગમાં ગૂંચવાયા કરે, કદાચ
જવું જ છે તમારે? તો ભલે, આવજો.
.... .... પણ આટલું કરશો?
(કરજો એમ તો હવે કહી શકાય તેમ નથી.)
જવું-આવવુંનો ભેદ ભૂંસાઇ જાય ત્યારે
ભૂમિના કણ કણ પર કાન માંડી જોજો.
અંચળાના તારતારને હળવેથી પરસી જોજો.
... કદાચ .... ....

હાઇકુ ☐ સ્નેહરશ્મિ

૧

નાજુક ડાળી
નમી જતાં ફફડે
પંખીની પાંખે.

૨

નહિ સૂરજ
નહિ ચંદ્ર, ન તારા,
કેવળ વીજ.

૩

ગૌર તન્વાંગી
બારીમાંથી ચાંદની–
પત્રલેખન.

૪

સ્નાન કરીને
નીકળું જ્યાં બહાર–
અહો! પ્રીતમ!

૫

પૂર્યો પાંજરે
પોપટઃ કાન ખુશ,
આંખ ઉદાસ.



અરૂણ કોલટકર

# આમ કવિતા મ્હોરે છે

[‘આમ કવિતા મ્હોરે છે’ એ પુસ્તકનો મરાઠી ભાષામાં ખાસ મહિમા છે. કવિઓના મનની ભીતર જવાનું પ્રત્યેક સહૃદયને ગમે. મરાઠી કવિઓના સર્જનની ભીતરનો નકશો આ પુસ્તકમાંથી મળી રહે છે. કવિ એ કવિ જ હોય છે, મરાઠી કે ગુજરાતી કે રશિયન એવું કહીએ તો પણ ઉમાશંકર જોષીએ કહ્યું છે તેમ કવિના ‘આત્મની માતૃભાષા’ છે. આ શ્રેણીમાં આ પુસ્તકના સંપાદકોના નિવેદન પછી બારેક કવિઓની સર્જનપ્રક્રિયાનો આલેખ અહીં આપવામાં આવશે. એ કવિઓમાં બોરકર પણ છે અને ઇન્દિરા સંત પણ, મંગેશ પાડગાવકર પણ છે અને નારાયણ સુર્વે પણ. અંગ્રેજીમાં The Poet's Choice’ નામનું પુસ્તક છે. ગુજરાતીમાં ‘કવિપ્રિય કવિતા’ છે. શું અંગ્રેજી કે શું ગુજરાતી, એ બે પુસ્તકોમાં કેટલાક કવિઓએ સર્જનપ્રક્રિયાની ભીતર જવાનું અશક્ય ગણ્યું છે. આ સંગ્રહમાં કુસુમાગ્રજ, વિંદા કરંદીકર જેવા કેટલાક કવિઓએ કહ્યું છે કે, ‘કવિતા એકવાર રચાય પછી તેના વિષેનું કશું યાદ આવતું નથી.’ સંપાદકોએ આ વાતના સમર્થનમાં કહ્યું છે કે, ‘એમની આ પ્રામાણિક મુશ્કેલીઓને દૂર તો કોણ કરે, પણ કાવ્યનિર્માણની પ્રક્રિયા કેટલી નિર્લેપપણે અને કેટલી નિ:સંગપણે થતી હોય છે, એ વાત તેમના વિધાનમાંથી ફલિત થાય છે.’

કેવળ કાવ્યરસિકોને જ નહીં, પણ ખુદ કવિઓ અને વિવેચકોને પણ આ શ્રેણીથી આનંદ થશે એમ સહેજે માની શકાય.]

## આ ધુમ્મસનો રસ્તો ☐ વા. રા. ઢવળે, વ. દિ. કુલકર્ણી ☐ ભાનુ શાહ

કવિતા કેમ જન્મે છે અને કેમ વિકસતી જાય છે, તે એક કોયડો જ છે. આ કોયડો ઉકેલવાના મન:પૂર્વકના પ્રયત્નો કવિઓ અને કવિતાના વિવેચક અભ્યાસીઓએ પ્રસંગે પ્રસંગે કર્યા છે; પણ મૂળ પ્રશ્ન હજીયે તેવો ને તેવો જ રહ્યો છે. તેના વિષેનું આશ્ચર્ય સહેજ પણ ઓછું થયું નથી.

‘ન કળાય ક્યાંથી મ્હોરે લતિકાને ખોળે પુષ્પના પુંજપુંજ
ન કળાય કેમ ઉમટે કવિ - મને પ્રેરણાના સ્પંદસ્પંદ
ન કળાય ક્યાંથી આવે દ્વિજરાજ નવી વસન્તે
ન કળાય ક્યાંથી દોડી શબ્દો નવીન ભેટે કવિતાને અંગેઅંગે
ન કળાય સ્મિત ક્યાંથી આપે અધરને શોભા
ન કળાય ક્યાંથી આવે નૂતન કવિતા આભા .......”

રે. ટિળકને થતું આ આશ્ચર્ય આજના કવિને પણ થાય છે. ફરક માત્ર એટલો જ કે રે. ટિળકે આ કૌતુકનો પોતા પૂરતો ઉત્તર શોધી કાઢ્યો છે: ‘ઉપરનો કોઈ દેવદૂત કવિહૃદયની સિતારના તારને છેડીને - ઝણઝણાવીને કાવ્યઝંકાર કરે છે. એ જ છે

તેને વાચા આપનારો કુબેર' આ શ્રદ્ધા આ કોયડો ઉકેલે છે. 'આ કવિતા કોણે કરી?' નામક રે. ટિળકના બીજા એક કાવ્યમાં પણ કેવળ આ જ શ્રદ્ધા વહે છે. સહૃદયોને ઉદ્દેશીને રે. ટિળકે ઉદ્ગાર કર્યો છે:

જે જે હું ગાતો તે તો મારું નથી પરંતુ
કવિતા દૂતી પ્રભુની
હું માગું તે તે શબ્દો આપે મને ને ખીલવે
ખીલવી રહે અધુની

આ સહેજ અંગુલિસ્પર્શ: હૃદય તો થઈ જાય જાણે વીણા
તેમ જ આ પણ નાદ મને રંગે છે સૂરમાં ઝીણા
અને કિન્નરી આ જે એને નીરખે હસીને હરખે
છોડી બધું હું પાગલ: કંઠે કૈં ગીત વલખે
ઝાંખાં મધુર ગીતો તેનાં ફરીથી રચતો
શાને કવિ કહો છો, માટીના પાત્રમાં પરમેશ રસને ભરતો
પામરને માન શાનાં, ખોટું ગુમાન શાથી
છીપલી સ્વયં ન ઘડતી ઈશ્વર મૂકે છે મોતી

તો કવિને પ્રેરણા ક્યાંથી મળે છે, શબ્દો કઈ રીતે મળે છે અને તેનું કાવ્યપાત્ર પ્રસાદ, માધુર્ય અને રસથી સમરસ થઈને કઈ રીતે છલકાય છે, તેનું તેવું કુતૂહલ રે. ટિળકને રહ્યું ન હતું. જૂના સંતોની જ આ ભૂમિકા છે, અને તે બરોબર જ છે. રે. ટિળક પણ અર્વાચીન કાળના સંતકવિ જ ગણાય!

પરંતુ 'ઈશ્વર' અથવા 'ઈશ્વરપ્રેરિત' કહેવાથી શું સમજાય છે? શો ઉકેલ મળે છે? જે ગૂઢ છે તે ગૂઢતર જ બને છે. આજના મનને શાસ્ત્રીય પદ્ધતિએ અને દાખલા-દલીલ સહિત જેટલું ઊંડું જવાય - વિશ્લેષણ કરાય, તેટલું કરવું ગમે છે. માર્ગ પૂરો થાય તો પણ તેનું મન થાકતું નથી; પગ અટકતા નથી. 'કવિતા કેમ વિકસે છે,' તે જાણવાનું તેને અપાર કુતૂહલ હોય છે, અને તે માટે તે કવિમન સાથે નિકટતા સાધવા પ્રયત્ન કરે છે. કવિએ પોતાની કવિતાની જન્મકળા કહેવી તેવો તેનો આગ્રહ હોય છે. આથી કાવ્યાસ્વાદમાં કેટલી મદદ મળે છે, અથવા કવિતાના મૂલ્યાંકનમાં તેથી શો ફરક પડે છે, તે કહેવું મુશ્કેલ છે; પણ તેની સંવેદનશીલતાને જગાડવામાં આવું આત્મ-કથન ઉપયોગી નીવડે છે, તે તો નક્કી જ, એટલું જ નહીં, પરંતુ કવિતાના અંતરંગમાં પ્રવેશવાની કેડીઓ પણ તેને સાંપડી શકે છે. તેની રસિકતામાં એક પ્રકારની તાજગી, પ્રફુલ્લિતતા આવવા માંડે છે. કાવ્યશાસ્ત્રનો વિનિયોગ જીવંતપણે કેમ કરવો તેની દિશા તેને મળે છે; પ્રસંગ આવ્યે શાસ્ત્રની મર્યાદાઓ લક્ષમાં આવતાં તેની ત્રુટિઓ પણ તેને

સમજાય છે. એટલે કે તેના કાવ્યાસ્વાદમાં અને કાવ્યમૂલ્યાંકનમાં અકળપણે સહજતા, સ્વાભાવિકતા આવે છે; એક પ્રકારે તો તે કલારહસ્યની નજીક પણ ક્યાંક પહોંચીને ઊભો રહે છે.

આધુનિક કવિઓ અને કાવ્યવિમર્શકોને પણ કલાના - કાવ્યના જન્મનું રહસ્ય પૂરતું સ્પષ્ટ થયું નથી. પૉલ વાલેરી જેવા કવિ પણ શરૂઆતમાં એક બે પગલાં તો જૂના કવિઓને પગલે જ માંડે છે. તે કહે છે: "One line is given to the poet by God or by Nature; the rest he has to discover for himself." (ઈશ્વર કે તેવી અદ્‌ભુત શક્તિ કવિને એકાદ પંક્તિ આપી જાય છે... બાકીનું બધું તેણે આપમેળે જ શોધવાનું રહે છે.) આવી એકાદ – બે પંક્તિ કવિને સ્ફુરણાની ક્ષણે ક્યાંકથી પણ મળે છે. કાવ્યનિર્માણમાં એક પ્રેરણાને બાદ કરતાં બાકીનો બધો શ્રમ-પરિશ્રમ હોય છે. આ પ્રેરણાની ક્ષણ ઈશ્વરદત્ત હોય છે, એવું પણ આજે કોઈ નિઃશંકપણે માનતું નથી, પરંતુ એક વાત તો સાચી જ કે પ્રતિભા - શક્તિમાં કોઈકોઈ વાર એવો જુવાળ આવે છે કે તે વખતે સેંકડો કલ્પનાઓ મનમાં ઉછાળા મારીને ઉપર આવે છે અને તે કાગળ પર અવતરતાં પહેલાં જ અંતર્ધાન પણ થઈ જાય છે. કવિ તાંબેએ પોતાના આવા અનુભવો પત્રોમાં અનેકવાર નોંધ્યા છે. પ્રતિભાની આ ભરતી—આ રોક્યું રોકાય નહીં તેવું પ્રેરણાનું પૂર — કવિતાને જન્મ આપે છે. આવી ક્ષણે એકાદ સર્જકપ્રતિભા વિદ્યુતની જેમ આવેશમય અને ચંચળ બને છે, અને દેહભાન ભુલાયું હોય તેવી મનોવસ્થામાં આખીય કવિતા સોંપીને છૂટી થઈ જાય છે, તો કેટલીકવાર એકાદ પ્રતિભા-પ્રેરિત કાવ્યપંક્તિ મનમાં તેમ જ ઘોળાતી રહે અને ધીમે ધીમે, મહિને - બે મહિને કેટલીકવાર વર્ષે કે તેથી પણ વધુ લાંબા સમય બાદ કવિતા પૂરી થાય છે. ઘણીવાર તો સ્ફુરેલી કાવ્યપંક્તિ મનને તળિયે કાયમને માટે ઉપેક્ષિતા થઈને પડી રહે છે! અલબત્ત કવિતાનું મૂલ્ય તે કેટલા સમયમાં લખાઈ તેના પર આધારિત નથી હોતું, પરંતુ તેના આખરના અનવદ્યસુંદર આકાર પર હોય છે, તે કહેવાની ભાગ્યે જ જરૂર!

પ્રત્યેક કવિની વાસ્તવિકતા સાથેનો પોતાનો સંબંધ જોડવાની રીત જુદી હોય છે, અને તેમાંથી કવિતા સર્જવાની ક્રિયા પણ જુદી હોય છે. કવિતા બનાવાતી નથી, તે થાય છે, આ વાત બધાંને માન્ય હોય તો પણ કવિતાને જે અનવદ્યસુંદર આકાર મળે છે, તે અનાયાસે - આપોઆપ તો નથી જ પ્રાપ્ત થતો. સૂઝેલો શબ્દ કે હોઠ પર આવેલી પંક્તિ, પહેલેથી છેલ્લે સુધી તેવીને તેવી જ રહે છે કે, બદલાય છે? તે-શાથી બદલાય છે? કઈ રીતે બદલાય છે? આ પરિવર્તન અનિવાર્ય હોય છે? તો પછી, લેખનપૂર્વેની અને લેખનગર્ભ આત્મનિષ્ઠાનો અર્થ શો? આ આત્મનિષ્ઠા ચળી શકે, બદલાઈ શકે? જો તેમ થતું હોય તો કલાકૃતિના આકાર પર તેની કોઈ અસર પડી શકે ખરી? આ જે કંઈ રચાય છે તે સભાનપણે કે અભાનપણે? જો સભાનપણે હોય

તો તેની પૃથક્કરણ સમીક્ષા થઈ શકે તેવું સાદુંસીધું હોય છે કે સમીક્ષાથી પણ પર, એવું જટિલ – સંકુલ હોય છે? જો અભાનપણે હોય તો તેનો સમીક્ષાવ્યાપાર અપૂરતો જ ગણવો! કે અભાનના પ્રદેશમાં પગપેસારો કરવા માટે કોઈ ચોરરસ્તા મળે છે? મૂળભૂત અનુભવ પણ સુસ્પષ્ટ હોય છે ખરો? કે પછી શબ્દ સ્વરૂપ લેતાં લેતાં તે વધુ ને વધુ સ્પષ્ટ થતો જાય છે? તેને છેવટનું શબ્દસ્વરૂપ મળે તે સાથે જ તે પણ પૂર્ણ થાય છે ? કે ફરી પાછું શબ્દોની પણ પેલે પાર, શબ્દોથી પણ મોટું એવું કંઈ તરલ, સૂક્ષ્મ કવિહૃદયમાં અણકથ્યું રહી જાય છે? આવું કંઈ પાછળ રહી જતું હોય તો તે કઈ રીતે સમજાય છે? આવું કંઈક કથ્યું છતાં અણકથ્યું રહી જાય છે તેમાં જ કવિતાનું વ્યંજનાસામર્થ્ય હોય છે કે? અર્થાનુરૂપ શબ્દો આપોઆપ જ આવે છે તે કેમ માનવાનું ? શબ્દો ઉણા ઊતરે છે એટલે શું ? કવિતા તેના ઉચ્ચતમ કલાબિંદુએ પહોંચે, ત્યારે તે તેના આવિષ્કાર-સાધનથી પણ ચડિયાતી બને છે, તે વિધાનનો અર્થ તો પછી કઈ રીતે ઘટાવવો ? 'કવિ એટલે શબ્દસૃષ્ટિનો ઈશ્વર' આ ઉકિત અર્થવાદાત્મક જ માનવાની કે? કવિતાની ભાષા એ પ્રતિરૂપોની ભાષા હોય છે, એટલે ચોક્કસ શું ?... આવા અસંખ્ય પ્રશ્નો આપણા મનમાં ઉદ્ભવે છે. જેમને આ પ્રશ્નોનો પ્રત્યક્ષ સામનો કરવાનો હોય છે અને કેટલાક ઘડવાના હોય છે, તે કવિઓના સ્વાનુભવના શબ્દો આવે વખતે સાંભળવા મળે તે મહત્ત્વનું છે. કવિતારસિકોને વિવેચકો કરતાં કવિ પર વધુ વિશ્વાસ હોય છે, પ્રેમ હોય છે. તેથી કવિના આત્મકથનનો રસિકમન પર તરત પ્રભાવ પડે છે. તેમાં એક પ્રકારની સહૃદયતા નિર્માણ થાય છે, સામાન્ય વાચકને પણ કવિતાનું ઘેલું લાગે છે.

કવિનો અનુભવ તે તેનો પોતાનો, તે સમયનો, તે ક્ષણનો હોય છે, પણ તે તે કાળના ચોકઠાની બહારનો, વધુ વ્યાપક અને પૂર્ણતા તરફ ઝૂકેલો હોય છે તે તેનો પોતાનો હોવા છતાં, તેનો એકલાનો નથી હોતો. ભાવોદ્રેકના પહેલા મોજામાં કાગળ પર ઉતાવળે લખાયેલ પંકિતમાં હમેશાં 'કવિતા' હોય છે જ તેવું નથી; ત્યાં આવેગથી કંઈક સ્પંદતું હોય છે. આ સ્પંદનમાંથી જ આગળ જતાં કવિતા પોતાનો લય પોતાનું સંગીત મેળવે છે. આ લય, આ સંગીત તેના ઘાટમાં, કણેકણમાં, પ્રાણમનમાં તરબોળ થઈને અવતરતું હોય છે. તે પાછું કઈ રીતે બને છે? તેને આવો આકૃતિબંધ કઈ રીતે સાંપડે છે? અનુભવનો મૂળ આકાર તૂટીને, તેનો મૂળ સંબંધ ભંગાઈને, બધું ફરીથી નવેસરથી જોડાઈ - ગૂંથાઈને, તેમાંથી એક રસસભર, સ્પંદનશીલ, ચેતનવંતો એવો નવો આકાર કઈ રીતે સર્જાય છે? વાસ્તવિકતા અને કવિ - મન વચ્ચે અ-લૌકિક સ્તરે થતી આ ક્રિયા - પ્રતિક્રિયામાંથી જન્મનાર એક ભાવાનુભવ, વધતાં વધતાં, વિકાસ પામતાં, સંસ્કરણ પામતાં પામતાં કઈ રીતે પૂર્ણાકાર ધારણ કરે છે, અને આ પૂર્ણાકારમાં જ તેનું લય - સૌંદર્ય અને સંગીત કઈ રીતે એકજીવ બનતાં હોય છે, તે જાણવામાં અને અનુભવવામાં કાવ્યરસિક હૃદયને ખૂબ ખૂબ આનંદ થતો હોય છે.

કવિના આવા આત્મનિવેદનમાંથી, આત્મશોધમાંથી, અંતર્મુખદર્શનમાંથી,

આત્માવગાહનમાંથી આ માર્ગો ખુલ્લા થતા જાય છે. જાગ્રત અવસ્થામાં, દિવસના પ્રકાશમાં કવિ સ્વપ્નોની રાત માણતો હોય છે ને સ્વપ્નો અક્ષરબ્રહ્મના પ્રકાશમાં ઊતરતાં જ 'સત્યો' (truths) બને છે, તેમને તેજની પાંખો મળે છે. આને સૌન્દર્યના અંકુર ફૂટે છે.આનો પ્રારંભ અજ્ઞાતના પ્રાંતમાં થતો હોય તો પણ તેને આકાર તો જ્ઞાતની સૃષ્ટિમાં જ મળે છે. ઝાડને પલ્લવ ફૂટે, તેટલી જ સહજતાથી કવિમનમાં કવિતા સ્ફુરવી જોઈએ, ને જો ખરું હોય તો પણ, Inspiration is the beginning of a poem and it is also its final goal...... In between this start and the winning post, there is hard race; the sweat and toil, આ પણ તેના કરતાંય વધુ સાચું છે. કવિતાના આ આદિ-અંત ગૂઢ હોય તો પણ, વ્યક્ત-મધ્યમાંનો કવિમનનો આ પ્રવાસ પણ કંઈ ઓછો ગૂઢ-રમ્ય નથી ... આ વાટે જવાય તેટલું આગળ જવું ... ગૂઢતાના ઘેરાદાર ધુમ્મસમાં વાટ ખોવાય ત્યાં સુધી આગળ જવું! જરા 'ધીરજ ધરીને' ફરી થોડું આગળ જવું ... ધુમ્મસમાં ખોવાવાનો પણ એક વિલક્ષણ આનંદ હોય છે! ગમે ત્યાં અને ગમે તેટલું ફરીએ તો પણ ઉગમ-વિલયમાં અનંત બાકી રહી ગયેલું લાગે!

તમે □ કરસનદાસ લુહાર

તીક્ષ્ણ લીલા સ્પર્શને પાળ્યો તમે!
થોર જેવો થોર પંપાળ્યો તમે!
હું રઝળતો જંગલી ટહુકો હતો,
આ નગરના કાનમાં વાળ્યો તમે!
હાથ સળગાવી દીધો કાંડા સુધી;
ઓરડાને એમ અજવાળ્યો તમે!
કે હરણની ફાળ જેવા ઓરતા,
ને ગતિમાં કાચબો પાળ્યો તમે!
રેત ખોબામાં ભરી રોમાંચનો;
વીરડો વેરાનમાં ગાળ્યો તમે!

Hospital – I. C. C. U.* ☐ જગદીશ જોષી

દરેક લોહીને રડવા માટે
પોતપોતાનો આગવો એક
રાગ હોય છે:
બધા લોહીના રંગ સરખા ન હોય તો પણ.

લોહીને ગાતાં આવડે છે: વહેતાં પણ સરળતાથી
આવડે છે– જો છીંડું મળે તો....

પરંતુ લોહીને તો થીજી જવાનો પણ કીમિયો આવડે છે—
શરીરની બહાર તેમ જ શરીરની અંદર.

મૃત્યુનો ડાઘ એક મીટમાં પકડાઇ જાય
માટે
અહીંની એકાંતવાસની કોટડીઓને સફેદ બાસ્તા જેવી
રાખવામાં આવી છે.
આવે છે મૃત્યુ
ક્યારેક ક્યારેક:
પણ મૃત્યુનાં માંજાર--પગલાં જેવાં જ રબર–સોલ પહેરેલી
ધોળી દીવાદાંડીઓ એક ઝબકારે દોડાદોડ કરી મૂકે છે:
અને
મૃત્યુ કોઈક ઝીણા તિરાડોમાંથી ભાગી જાય છે—
ક્યારેક ખાલી હાથે
તો ક્યારેક દાઢમાં કંઈક સંતાડીને.

સ્વજનો...
ક્યારેક પ્રેમ–નીતરતાં, આભૂષણો રહિત;
તો ક્યારેક
પ્રેમની કાંજીથી અક્કડ વસ્ત્રોમાં
ચિંતાનો ચહેરો ઓઢીને; તો ક્યારેક
ઉડાઉ વાચામાં ચિંતાને છેહ–વટો દેતાં
આવ–જા કરે છે.

સવારનો તડકો મારી પાંગતે આવીને બેસે છે
ત્યારે પેલા આંધળા સૂરજને કહેવાનું મન થાય છે
કે "ભલા આદમી ! જા....ને : કોઈ પ્રેમ-પાયાં છોડની
કુંપળો પરથી ઝીણી ઝાકળ ઉડાડને !"
પણ, સૂરજ આંધળો છે– જેમ મૃત્યુ બહેરું છે.
દોડાદોડ કરતા માણસના પગ તો ક્યારનાય
પંથ ગળી ગયા છે.

'દર્દ નીંગળતા દુહા'ઓ મોરાણા*ના ઢોળાવ પરના
પડછંદા ઝીલે છે : અને, સ્મરણમાં જ
હવે તો
જીવતી પેલી રોઝી
કાનની નમણી ટશય માંડે છે.

ઊભરાતા ખડકો ને ઊછળતા સમુદ્રોની વચ્ચે
દીવાદાંડી મઢેલો મકરંદનો પત્ર આવે છે :
અને
'સામાન્ય રીતે' ન પકડાતા
શબ્દો અને સૂરોને
ઝડપી લેવા એક Indoor –એરિયલ બહાર આવે છે....

દરેક લોહીને રડવા માટે પોતાનો આગવો રાગ હોય છે.

---

* ઈન્ટેસીવ કાર્ડિયાક કૅર યુનિટ
* એક ડુંગરનું નામ

મારી નજરે ☐ પ્રેમલ ભટ્ટ

આ એકાંતની કોટડીમાં
બેઠો બેઠો;
પેલા વડના વૃક્ષે બેઠેલા
ગીધની આંખોને તાકું છું;
અને, તરત જ;
મને ફોલી ખાતા માંસની
ગંધ આવે છે;
સફેદ કબૂતરના મોઢામાં
ફીણ છે;
ને હું એકાંતની કોટડીમાંથી
નીસરી જાઉં છું—

'કવિતા'-૩૬માં છપાયેલા મારા ફોટોગ્રાફને જોઇ: ☐ પન્ના નાયક

કોઇ વાર પાણીમાં
કોઇ વાર અરીસામાં
અનેક વાર જુદી જુદી આંખોમાં
હું મારો આકાર મેળવવા મથી
અને એક વાર આમ જ કાગળ ઉપર
હું પડછાયામાં ઢળી પડેલી મળી આવી.
આ અત્યારે જોતી આંખો
અને આ સામું જોતી આંખો
એક જ છે તો ય
હરગિજ હું આ નથી જ નથી!
એ અપલક આંખો જ
રાહ જોવાને સારુ ટેવાયેલી છે
બાકી હું તો કેટલી ય વાર
રાહ જોતાં જોતાં જ ઊંઘી જાઉં છું.
આ કવિતા લખતા હાથનો ટેકો
ના મળ્યો હોત
તો સાચે જ ઢળી પડાત!
બબડાટ કરવાને ટેવાયેલા હોઠ કેવા બંધ છે!
એમ તો હું ય મૌન સેવી શકું છું મૌન!
આ મારી છબી છે?
કેમ લાગ્યા કરે છે
જાણે એમાંથી કોઇ પતંગિયું ઊડી ગયું છે........
આ કરતાં કોઇ રાહ જોતી ખુલ્લી બારી ઝડપાઈ હોત તો?
હજી ય કહું છું
મને આકારવા, પામવા
કોઇ focus બદલો:
કોઈ નવા રંગ અને નવી પીંછી લઇ આવો
મને બીજી વાર ચીતરો!

કોઇ મને ફરી વાર કોતરી કાઢો
હું છીણી અને હથોડાના ઘા સહી શકીશ.
હવે જે જન્મે એ જ મારું સ્વરૂપ!
સમુદ્રમાંથી ફરી ફરી ઊઠતાં મોજાં....
મારે મારું કયું મોજું જોઇતું હશે?
એક આવવા દો પ્રચંડ જુવાળ....
મારે જોઈએ છે
મારી image નહીં
મારું સાચું રૂપ!
પછી ભલેને એ એક જ ક્ષણ ટકે!

ઊંટ ☐ ભગવતીકુમાર શર્મા

પૂંછડે અટકી ગયેલું સોયના નાકાનું ઊંટ,
ભૂરને વળગીને રણમાં દોડતું ભાષાનું ઊંટ;

વારતા રે વારતામાં પાર નીંદરનો મુલક;
એક કાળા રાક્ષસે ચોરી લીધું દાદાનું ઊંટ.

તોય એકે કાંગરો આ દુર્ગનો ખરતો નથી;
શ્વાસના ધક્કા ઝીલે છે બંધ દરવાજાનું ઊંટ.

મેં કદી યે પગ નથી મૂકયો અરબના તંબૂમાં;
સંગ સૂરજ–ચન્દ્રનો માણી રહ્યું ઇચ્છાનું ઊંટ.

ઝાટકા તલવારના ખાતું રહે ફેફડયા વિના;
હોજરી મૃગજળ–છલોછલ રાખે પડછાયાનું ઊંટ.

જ્યાં નજર નાખો હશે દિશમાં અહીં તો મારવાડ;
કુંડળીમાં સ્પષ્ટ છે સંકેત કે મરવાનું ઊંટ.

વિલંબ ☐ રઘુવીર ચૌધરી

અહીં અટકવું જ રહ્યું
મોડું થઇ ગયું છે એક ક્ષણ
એમ તો કોઇએ નહોતું કહ્યું
કે સૂત્ર સરકી ગયા પછી
દિશાશૂન્ય બની જશે આ ઊઘડતી આંખ પણ.

ખોવાઇ ગઈ છે ઓળખ,
ધરી બહાર ચાલવા માગે છે જાણે ચક્ર,
વરખ ઊખડી ગયો છે રસ્તાનો.
વક્ર નજરથી જોવાઇ રહ્યો છું, સાવ જડ.
અમસ્તો નથી ઊભો અહીં
કે નથી ગમી ગયું મને
આ પાંગરવા માગતું થડ.

અનેકવાર પસાર થયો છું
દાવાગ્નિ પછીના વનમાં,
કે બાજુની ખાઇના હવડ અંધારામાં
દાઝેલી હવાઓ ઓઢીને
ઊભો છું અવાચક.

પરાઈ સ્મૃતિઓના પુંજ જેવી
ટેકરીઓ ઓળંગીને
છેલ્લી ક્ષિતિજ સાથે સંપર્ક સાધવા
જાગ્યો છું સાતમે પ્રહર.

ઘરનો તો હજી વિચાર જ નહોતો
ને મોડું થઇ ગયું એક ક્ષણ
પાંપણ ઊંચકવામાં.
જળની બાથમાં નહીં આવી શકે
આ સ્થળ

મારું ચરાચર મન
આગલી ક્ષણે જ બની ગયું છે વેરાન.
જાણી બિંબ વિનાનું ઝાંખું અવકાશી દર્પણ
એમ જ હતું તો
સાથે છૂટાં પડત બેઉ જણ,
ન સહેવાયો એક ક્ષણનોય વિલંબ
તારાથી ?

## કાવ્યરસિકો માટે ગમતા સમાચાર.....

'કવિતાસંગમ' શ્રેણીમાં પડતર કરતાં ઓછી કિંમતે આ વખતે અત્યારના નવીન મરાઠી કવિઓ શ્રી પુ. શિ. રેગે, વિંદા કરંદીકર, 'ગ્રેસ', વસંત બાપટ, મંગેશ પાડગાંવકર, નારાયણ સુર્વે, સદ્‌ગત આરતી પ્રભુની રચનાઓના અનુવાદોનું પ્રથમ સપ્તક પ્રગટ થવામાં છે. દરેક પુસ્તકનાં પૃષ્ઠ ૬૪, ડેમી કદનાં. ઊંચા કાગળ, સુઘડ છપાઈ, 'મારી કવિતા' કે એવા પરિચયલેખ સમેત.

જાન્યુઆરી ૧૫મી સુધી ગ્રાહકો માટે સેટની કિં. રૂ. ૨૧, પોસ્ટેજ સાથે રૂા. ૨૫/- તે પછી રૂ. ૨૧/ને બદલે રૂ. ૩૫/-.

ગ્રાહકો નોંધવાનાં સ્થળ: વૉરા એન્ડ કં., ગાંધી રોડ, અમદાવાદ; આર. આર. શેઠની કું. ગાંધીરોડ, અમદાવાદ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨; ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ; લોકમિલાપ ટ્રસ્ટ, ભાવનગર અને અમદાવાદ; કુમકુમ પ્રકાશન, ગાંધી રોડ, અમદાવાદ; એન. એમ. ત્રિપાઠી લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૨; પ્રસાર ભાવનગર.

અજંટા □ ઇન્દિરા સંત □ અનુ. શકુંતલા મહેતા

અજંટાના કલાકારની
ભૂલમાં રહી ગયેલી
એક ઝાંખી રેખા
મારા લોહીમાં વહે છે....
હું ગૂંગળાઉં છું
ગંધાતા સિમેન્ટી કિલ્લામાં.

પણ મને ખબર છે
એક મંત્ર;
"આંખ મીંચ"
અને પળ બે પળમાં તો હું ઊભી રહું છું
કાળીમસ ગુફાના દરવાજા પાસે.

આજે મારે ખોદવું છે
એક લાલ તળાવ;
અને તેના કાંઠા પર
એક પ્રચંડ વૃક્ષ,
જેના પર ભાસ થાય
ધ્યાનસ્થ બુદ્ધનો.

અને મારે કોરવી છે
બે આંખો
થોડીક લાલ; થોડીક ત્રસ્ત;
જેમાંથી પીળું લાપરવાહી તીર
ઘૂસ્યું છે
ક્ષિતિજની છાતીમાં.

પરસેવાનું છેલ્લું ટીપુ
ટપકે ત્યાં સુધી
રેખાઓ ઊપસતી હોય છે;
છટાઓ ભમતી હોય છે....
ઊડી.... નીચેની ખીણમાંના
પુલ નીચેના
નદીના પાણીમાં ગળાબૂડ
ડૂબતાં ડૂબતાં....
એકદમ
આંખ ઊઘડે છે.

અને હાથ ગણવા માંડે છે.
**ત્રણ કપ પાણી**
**છ ચમચી ખાંડ...**

—ને જાણે નથી નથી □ સુરેશ દલાલ

અમે કરવતનો સુકકોહાટ વ્હેર છીએ.
અમે લીલાં લીલાં આંસુની લ્હેર છીએ.

અમે પુસ્તકનાં વિખૂટાં પૂઠાં છીએ.
અમે કાપેલા કોઈના અંગૂઠા છીએ.
અમે રૂઠેલા માલિકનું વેર છીએ.
અમે કરવતનો સુક્કોહાટ વ્હેર છીએ.

અમે છીએ છીએ ને જાણે નથી નથી.
અમે પૂછીએ છીએ ને કૈં પૂછતા નથી.
અમે હરિયાળું ઉજ્જડ એક શહેર છીએ
અમે કરવતનો સુકકોહાટ વ્હેર છીએ.

□

...થાક... થાક... થાક....
શરીરમાં ઊતરે થાકનું ટોળું
....ધાક... ધાક.... ધાક....
મનમાં ઊતરે ધાકનું ટોળું.

મારો થાક જીવનને ડ્હોળે.
છૂપો ધાક જીવનને ડ્હોળે.
અમે દુભાયેલાં છીએ
અમે ડહોળાયેલાં છીએ.

□

હૈયુ હરણા જેવું દોડે
ઝરણા સાથે પ્રીત તોડીને મૃગજળ સાથે જોડે
હૈયું હરણા જેવું દોડે !
અહિંયાં દોડવા જેવું નથી,
હૃદયને જોડવા જેવું નથી,
ચરણને ખોડવા જેવું નથી.
દોડો કે નહીં દોડો,

કોઇ શિકારી અદીઠ રહીને તીર કિરણનાં છોડે
હૈયું હરણા જેવું દોડે
ઝરણા સાથે પ્રીત તોડીને મૃગજળ સાથે જોડે.
હૈયું હરણા જેવું દોડે!



અમને કોઇ રાત આપો
અમને નિરાંત આપો
આંખોમાં નીંદ આપો
ખુદા ખાવિંદ આપો,
અમને કોઇ રાત આપો
અમને નિરાંત આપો.



ગઇ કાલના બચેલા પરચૂરણ જેવો
સૂરજનો ચહેરો મારે જોવો નથી.
દિવસ ઊગે તોયે શું?
દિવસ આથમે તોયે શું?
ગઇ કાલના ઉછીના લીધેલા પૈસાના
બચેલા પરચૂરણ જેવો
સૂરજનો ચહેરો મારે જોવો નથી.



અમે સૂરજમુખી નથી.
કે સૂરજને જોયા કરીએ;
અમે રાતરાણી નથી,
કે રાતે મ્હેકયા કરીએ;
અમે ફૂલ નથી, કાંટા નથી,
રણ નથી, ઝરણ નથી,
જીવન નથી, મરણ નથી,
ભેજ નથી, તેજ નથી,

ધોધ નથી, છાંટા નથી,
ફૂલ નથી, કાંટા નથી,
અમે છીએ છીએ ને જાણે નથી નથી;
અમે પૂછીએ છીએ ને જાણે પૂછતા નથી.



અમે જીવતા નથી
તો અમે આપઘાત કેમ નથી કરતા ?—
સ્ટીફન ઝવાઇગની જેમ
સિલ્વીઆ પ્લાથની જેમ,
અમે આપઘાત કેમ નથી કરતા ?
મરણમાં પણ,
અમે અનુકરણ કેમ નથી કરતા ?
અમે હેમિંગ્વેને યાદ કરીને
આવું કેમ નથી લખતા ?
"Look, man you can, make a living out of your death."

અમે લખતા નથી
અમે વલખતા નથી
અમે લખીએ છીએ,
અમે છાપીએ છીએ,
અમે કાગળની ફાટેલી કોથળીમાં
કીર્તિની ખાંડને ભરીએ છીએ,
"ખાતા ખાંડ ને ચાવતા રેત"
અખા તું અહીં હોત,
તો આવું અમને કહેત,
"ખાતા ખાંડ ને ચાવતા રેત."



અમે દુનિયાના કવિઓની કવિતાના
નખ કરડીએ છીએ.
અમે કોઇના અરીસામાં જોઇ જોઇ

અમારા અંગ મરડીએ છીએ.
અમે નખ ખાઇએ છીએ
ને નખનાં ઝાડ ઊગે છે.
અમે અમૃત પીએ છીએ
ને વખનાં ઝાડ ઊગે છે.
ઝાડમાંથી લાકડું થાય
ઝાડમાંથી કાગળ થાય
કાગળને જોઇને મન માકડું થાય
માકડું મન શબ્દાળુ થાય,
અમે શબ્દોનો સુકકોદાટ ન્હેર છીએ
અમે લીલાં લીલાં આંસુનું ઝેર છીએ.

મૌન □ સ્ટીફન ડોબીન્સ □ ઉત્પલ ભાયાણી
(અમેરિકન કવિતા)

જેને માટે તું જન્મી તે સંગીત તે હું
પછી તેં મને કોરે મૂકયો ને તું તારું પોતાનું ઝંખવા લાગી
અરસપરસ અથડાતાં ઈંધણ જેવું, તને તારું આગવું જોઈતું હતું
જે તું ઠેઠ સુધી ગાતી જ રહીશ, તે ગીત તે હું.
જેમાં તું જન્મી હતી તે ગાભું તે હું
પછી તેં મને બદલી નાખ્યો લાલચટ્ટાક રંગો ખાતર
વિદૂષક કે વરરાજાની જેમ તને બધ્ધું બરાબર જોઇતું હતું
મૃત્યુ એટલે લગ્ન; તું મને લગ્નમાં પહેરીશ.
જ્યાં તું જન્મી હતી તે ઘર તે હું
પછી તેં મને છોડી દીધો અને યાત્રાએ નીકળી પડી
અનાથ, અકકરમી બાળકની જેમ તું ફરતી રહી
જ્યાં તું જાય છે, ત્યાં હું છું.

કસોટી □ નિકાનોર પારા □ અનુ. નીતા રામૈયા

(ચિલી કવિતા)

એન્ટી–પોએટ એટલે શું ?
કફન અને શબપેટીનો વેપારી ?
પોતાને જ શંકાની નજરે જોતો સેનાપતિ ?
કશાયમાં નહીં માનતો પાદરી ?
દરેક બાબતને–બુઢાપા અને મૃત્યુને પણ
હસી કાઢતો રખડુ ?
ખરાબ મિજાજનો વાતોડિયો ?
નરકને કિનારે ઊભેલો નર્તક ?
સમગ્ર વિશ્વના પ્રેમમાં પડેલો આત્મરતિયો જીવ
જાણીજોઈને કંગાળ દેખાતો
ધુતારો મશ્કરો ?
ખુરસીમાં સૂઇ રહેતો કવિ ?
એક અદ્યતન કીમિયાગર ?
દીવાનખાનાનો બળવાખોર ?
સમાજના વચલા થરનો એક તુચ્છ માનવી ?
ઊંટવૈદ ?
એક દેવ ?
કોઇ નિર્દોષ ?
ચિલીના સાન્ટિયાગોનો એક ખેડૂત ?
તમે સાચું ગણો તે વાક્ય નીચે લીટી કરો.

એન્ટી–પોએટ્રી શું છે ?
ચાના પહેલે ઘૂંટડે જ વણસેલો દિવસનો સ્વાદ ?
ખડક ઉપર બરફનો ડાઘ ?
ફ્રાન્સિસ્કન ફાધર માને છે એ પ્રમાણે
મનુષ્યના મળથી ભરેલું એ કચોરું છે ?
સત્ય કહેતો અરીસો ?

જાંઘ સુધી ઉઘાડી સ્ત્રી?
લેખક-વર્તુળના પ્રમુખનું
કઢંગુ નાક?
(પ્રભુ એના આત્માને બચાવે)
જુવાન કવિઓને ચેતવણી?
જેટની ઝડપે જતો જનાજો?
કેન્દ્રથી ફંગોળાયેલી વેગીલી શબપેટી?
તરત સળગી ઊઠે તેવું કફન?
શબનો નિકાલ કરી પાછો ફરતો જનાજો?
તમે સાચી ગણો તે વ્યાખ્યા પાસે નિશાની કરો.

શહેર ☐ હેલ્પર ક્રિસ્ટી

કોઈ
અઘોરીની તણખાતી આંખ જેવું
પેલું શહેર
મારા લોહીમાં ભડકો કરે
ધૂણી ધખાવે અડિંગા જમાવે
મારા વિચારોનો ભાંગીને ભૂકકો કરે
મારી સંભાવનાઓમાં ત્રિશૂળ ભોંકે
એ બળવાખોર શહેર
એ બહાનાખોર શહેર
કોઈ
ત્રાંસી વરસાદી રાતે, ટાણેકટાણે
કાળા ઘોડા પર ચઢી
એકસો પચાસ કિલોમીટરની છલાંગ લગાવી
મારી ઇચ્છાઓની તાજી ભીની કબર ફરતે
કાળા ડિબાંગ રૂંછાળા આંટા મારે
મારી ઊંઘને ફાંસી નાખે
મારા શબ્દોને આડેધડ લૂટે
ભાગી છૂટે....
એ
અઘોરીની તણખાતી આંખ જેવું
શહેર

☐ જયા મહેતા

ત્યારે—
ક્ષણો
વૃક્ષનાં પર્ણોની જેમ લીલીછમ ખીલતી હતી,
ગુલાબી હવાની જેમ ફરફરતી હતી.
ભીંજવી જતી ક્યારેક જળ થઇને કે
આકાશ થઇને તારાભર્યું ઝૂમ્યા કરતી.
લપાઈ જતી કોઇ વાર એની
મોરપીંછી સુંવાળપ
મારી નીંદરઘેરી આંખોમાં હળુહળુ.

હવે—
ક્ષણો આવે છે:
લેફ્ટ રાઇટ.... લેફ્ટ રાઈટ...
શિસ્તબદ્ધ સૈનિકની જેમ
એક પછી એક પછી એક....હારબંધ...કતારબંધ
અને
ફાટેલા કોશનાં જર્જરિત પાનાંની જેમ
થઈ જાય છે, ખેર...
વે . ર . . વિ
ખે . .
ર .... ... ....

શબ્દને ક્યાં કોઇ કારણ હોય છે! --મનોજ ખંડેરિયા
તંત્રી: સુરેશ દલાલ
વર્ષ ૧૧ : અંક ૨ : ડિસેમ્બર, ૧૯૭૭
સળંગ અંક : ૬૨
મુખપૃષ્ઠ–સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

[દ્વૈમાસિક]

ઈન્દ્રજિત મોગલ - કવર - ૨
રવીન્દ્ર પારેખ - ૧,૨૧
રમેશ પારેખ - ૨, ૩, ૪, ૫
જગદીશ ત્રિવેદી - ૩
વિપિન પરીખ - ૪, ૧૯
જગદીશ જોષી - ૫, ૧૧, ૩૦,
કવર - ૪
જગન્નાથ ચક્રવર્તી - ૬
અનિલા દલાલ - ૮
સાહિલ - ૮
જયંત પાઠક - ૯
નરેશ મહેતા - ૧૦
ઉર્વશી સુરતી - ૧૦
અલિઝાબેથ જેનિગ્સ - ૧૧
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ - ૧૨
શાંતિ શાહ - ૧૪
રાજેન્દ્ર શાહ - ૧૫
ભગવતીકુમાર શર્મા - ૧૬
જયદેવ શુક્લ ૧૭
ભાનુપ્રસાદ પંડ્યા - ૧૮
રેખા શ્રોફ - ૧૮
જયા મહેતા - ૨૦,૪૩
સ્નેહરશ્મિ - ૨૦
અરુણ કોલટકર - ૨૨
ભાનુ શાહ - ૨૪,૨૫
ઢવળે, કુલકર્ણી - ૨૫
કરસનદાસ લુહાર - ૨૯
પ્રેમલ ભટ્ટ - ૩૧
પન્ના નાયક - ૩૨
રઘુવીર ચૌધરી - ૩૪
ઈન્દિરા સંત - ૩૬
શકુન્તલા મહેતા - ૩૬
સુરેશ દલાલ - ૩૭
સ્ટીફન સ્પેન્ડર - ૪૦
ઉત્પલ ભાયાણી - ૪૦
નિકાનોર પારા - ૨૩, ૪૧
નીતા રામૈયા - ૪૧
હેલ્પર ક્રિસ્ટી - ૪૨
વેણીભાઈ પુરોહિત - કવર - ૨
જશવંતી દવે - કવર - ૩



સૂચના: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ: દેશમાં બાર રૂપિયા, પરદેશમાં ત્રેવીસ, છૂટક નકલના રૂપિયા બે.
બહારગામનું લવાજમ સૌરાષ્ટ્ર ટ્રસ્ટના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ ૧.

(गुजराती काव्यम्)

उष्णे जले विस्मयकारिमीनौ -
तत्र नभोनील: क्लेद:,
तत्र आत्मतत्त्वस्य तेज:,
सत्येऽपि वितथे मन्ये दले हे काचसंभव:
उष्णे जले विस्मयकारिमीनौ !

अन्तर्हितं यत्र समुद्रसप्तकं,
प्रच्छन्नज्वाला वडवानलस्य,
गाधे तथाऽपि अतलप्रकाशे :
स्वप्ना: लुट्ठन्ति तत्रैव दुर्ललिता इव बालका:
उष्ण जले विस्मयकारिमीनौ !

जलप्रदीपौ, जले हि दीप्यात :
क्वचिद् विलासा: विविधा तु तत्र,
तृष्णा कदाचिद् भवति प्रभो ! ते,
विषपियूषे यत् पुरतश्च पश्चात् :
उष्णे जले विस्मयकारिमीनौ !



ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં —
એમાં આસમાની ભેજ,
એમાં આતમાનાં તેજ :
સાચાં તો યે કાચાં જાણે કાચનાં બે કાચલાં :
ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં,

સાત રે સમદર એના પેટમાં,
છાની વડવાનલની આગ,
અને પોતે છીછરાં અતાગ :
સપનાં આળોટે એમાં છોરું થઈને ચાગલાં :
ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં.

જલના દીવા ને જલમાં ઝળહળે,
કોઇ દિન રંગ ને વિલાસ,
કોઇ દિન પ્રભુ ! તારી પ્યાસ,
ઝેર ને અમરત એમાં આગલાં ને પાછલાં :
ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં.



KAVITA Regd. No. R. N. 16800/67

## The eyes ☐ Venibhai Purohit

Oh, these wondorous fishes of the tepid waters!
Imbibing both, the soft humidity of the skies
And the sparkle of the Soul:
As if, two glassy shells — real and yet unreliable:
Oh, these wondorous fishes of the tepid waters!

Withinside their bellies, all the seven seas
Along with the hidden oceanic Inferno:
And by themselves, shallowish & yet unfathomable:
The dreams tossing within like children capricious:
Oh, these wondorous fishes of the tepid waters!

Lamps of water and in waters do they shimmer,
Sometimes colourful, dandy and carnal,
Sometimes thirsting for you O, God eternal:
Holding within, the venom and the nectar-both prospective
and retrospective:
Oh, these wondorous fishes of the tepid waters!

— *Translated from Gujarati . . . by Jagdish Joshi*



ગીત □ પ્રફુલ્લ પંડયા

પ્યાલામાં સૂમસામ પાણી ને પાણીમાં અવાજ અમે કોઇ જળને ઠંડું રાખે એવી સાવ અનોખી માટી....
એક સમયની આરપાર થઇ આરપાર આરોપ ઘડી હું ઝરણા જેવું વહેવા લાગ્યો ત્યાં જ પડી ગઇ આંટી....
ના છૂટકે જે કૈંના છૂટે એના માટે નહીં મથામણ સિર્ફ વાળ ઊભા થૈ જાતા હોય એવો કોઇ અંદર અંદર ઘાલમેલ કરનારો જોયો માણસ...
ગઈ રાતે સપનામાં આવ્યો મને એમ લાગ્યું કે મારા વર તરીકે મારે એને ઓળખવો છે એ માટે મેં ખૂબ ધારદાર થઇને કલ્પ્યું ઇચ્છા જેવું કાનસ....
કાનસ અંદર તણખા છે તો તણખા જેવું લખવા માટે અમે અહીં જે લખવા ધાર્યું એનો અર્થ છે પાટી....
પાટી અર્થે નિશાળ જાતા એક છોકરાની ચડ્ડીમાં કાળઝાળ જન્મી ચૂકેલા કોઇ ધુમાડા જેવું કાળું વાદળ; સાલું ક્યાંય પડે ના છાંટા!
શ્વેતરંગનું એક ધામને એક ધામની આસપાસમાં જિન્ના રાણી વસવા માટે ખૂબ દૂરથી દૂંકડે આવ્યાં ઘણાં શબ્દનાં ફૂમકાં લાવ્યાં બાંધી આંખે પાટા....
હવે તેઓ જે કંઇ પામે છે એ જ શ્વેષ્ઠતમ માની લઇને એક ડાળખી માટે નાખો છમ્મલીલું વંન વાટી....

—બારીમાંથી □ જગદીશ જોષી

આસો વદ દશમનો
બંકિમ ચંદ્ર
જાંબલી આકાશમાં ઊગ્યો છે.
ન ઊગ્યો હોત તો પણ ચાલતે :
દૂર
આંધળા સમુદ્રના કિનારે
હજારો પીળા દીવાઓ બળી રહ્યા છે—
આકાશને કે પૃથ્વીને તેજ આપ્યા વગર.

ઉપરાંત, આ પિસ્તાળીસ-માળીય ઊંચી ઇમારત છે
તે દર્શાવવા
અને
અંધારે ઊડતા એકાદા વિમાનને ચેતવણી આપવા માટે
મકાન પર લાલ બત્તી પણ બળે છે.

સામેની ગૅલેરીમાં એક બત્તી થાય છે—
થોડી ક્ષણો પછી એ બત્તી ફરતી
વળી પાછી ઊંઘ વીંટળાઈ જાય છે.

ઊંઘ નથી આવતી—
શવાસન કરવા છતાં,
ગાયત્રીમંત્ર ભણવા છતાં :
કારણ કે, ચેતવણીરૂપ ઊંચી લાલ બત્તીઓ હોવા છતાં
આકાશી અકસ્માતો થાય જ છે :
વિમાનીઓ મરે છે ને
ઈમાનીઓ ઉગરી જાય છે ક્યારેક જ.

—જીવવું કે મરવું—ના બે સમાંતર
લોખંડી પાટા પર
સ્વપ્નની ટ્રેન ધબધબ—ધબાટ આગળ વધે છે.

આપણે લથડી ન પડીએ માટે
આપણું બાવડું પકડવા
એક અજાણ્યો ચહેરો
આ ભીડમાં આપણી સાથે જ રહે છે.

ચાલતી ટ્રેનના દરવાજામાંથી પસાર થતાં ગામડાંઓની
દીનચર્યા દેખાય છે:
કોઇ ગરીબ વૃદ્ધ ઓસરીના લાકડાના બાંકડા પર બેસી
નાવી પાસે હજામત કરાવે છે:
કોઇ તંદુરસ્ત છોકરો
પોતાની બાઇસીકલને ઊંધી નાખીને
ઓઈલિંગ કરે છે:
કોઇ સ્ત્રી ચૂલા પર આંધણ મૂકે છે:

રસ્તે જતાં સ્મશાન દેખાય છે:
એક ફાજલ ખૂણામાં નધણિયાતી વિધવા લાશ પરનું
કાપડ ખસેડી કોઇ કાગડારામ નિરાંતે લાશની આંખ ટોચે છે:
તો આ બાજુ બે જુવાન લાશ
કોરોનરના સર્ટિફિકેટની રાહ જોતી
ખડકેલાં લાકડાંની સામે પ્રતીક્ષાપૂર્વક તાકી રહી છે....

'રામ' બોલે કોણ રામ?

ટ્રેન ઊભી રહે છે.
પેલો અજાણ્યો ચહેરો આપણને ધીરેકથી
પ્લેટફોર્મ પર ઉતારે છે.
પણ....આપણે ઊતર્યા તો, પૂર્વના પ્લેટફોર્મ પર:
આપણે જવાનું તો છે પશ્ચિમ તરફના ગામમાં!

એટલે, લોખંડનો પુલ ક્રોસ કરવા માટે
પેલો અજાણ્યો ચહેરો આપણને
બચોળિયાની જેમ વાંસે બેસાડીને ધીરે ધીરે

ઉપર ચડે છે—નીચે ઊતરે છે.
હૉસ્પિટલમાં દરદીઓ હોય છે--
અનેક પ્રકારના – અનેક વિકારના.
અલિઝાબેથ જેનિંગ્ઝ અને જયપ્રકાશની
બારીઓ એક જ હતી :
બારી પર ગોઠવેલાં ફૂલો પણ એક જ હતાં :
પણ
બારી બહારનાં દૃશ્યો · એક હતાં ?
મૅક્સિમ ગૉર્કી કદી હૉસ્પિટલમાં હતો ?
ફાધર લૅન્સીની બાજુની જ પથારીમાં
જીસસ ક્રાઈસ્ટ નામનો
નંબર વગરનો એક દરદી સૂતો હતો.
એને બિચારાને કોઈએ લોહી ન ચઢાવ્યું
કહે છે કે
લોહી વહી જવાથી એ ગુજરી ગયો....

ચાર શેઅર ☐ વિનોદ ગાંધી

સુફલિસના ખોસા સમો સંબંધ કાણો નીકળે
છીપ તું ખોલે અને એમાંથી વ્હાણો નીકળે
યુગો પછી આવેલ પત્ર વાંચવા તું લે અને
મેડીના એકાંતનો દીવોય રાણો નીકળે
અંગૂઠો જો આપવાને એકલવ્ય જાય ને
દ્રોણનો ચહેરોય ત્યારે ઝંખવાણો નીકળે
રાત વાતોમાં વીતાવી શ્વાસ મળવા જાય જે
એ ઘડીએ શેરીનો કૂકડો ય શાણો નીકળે.

## ગિરદી માની ગઝલ! ☐ ભગવતીકુમાર શર્મા

હુડુડુડુ હડડે ઠઠ રે ઠઠ જય ગિરદી મા!
પેટાળ નદીનું સુક્કું ભઠ જય ગિરદી મા!
તું રોજ ઊજવે રાંધણછઠ જય ગિરદી મા!
છે નગર વચોવચ તુજ બાજઠ, જય ગિરદી મા!
આ ભીડને માથે થાળી અદ્ધર દડબડતી;
જોગણી શી કળા કરે ચોસઠ! જય ગિરદી મા!
અહીં માથાં માથાં માથાં માથાંનો દરિયો;
ને દરિયામાં તરણાની હઠ, જય ગિરદી મા!
ખંજવાળનો સેતુ અવયવના કાંઠા જોડે;
પ્રસ્વેદ–નદી, તીરથ અડસઠ, જય ગિરદી મા!

## હાથમાં નથી. ☐ વિપિન પરીખ

રીટા, તને પત્ર લખું છું:
'તું પાછી આવ.
તારા વિના હવે ગમતું નથી.'
આ લખતાં જાણે હાથ
પાછા અટકી જાય છે.
હું જાણું છું—
તારે પણ લખવું છે:
'મારે આવવું છે
મને બોલાવી લે'
પણ
હાથને પણ અભિમાન હોય છે, રીટા!



શહેનાજ ☐ પુ. શિ. રેગે

આ ગીત એટલે તું નહિ
અને તો પણ આ ગીત તારાં છે
કોઈક કાળે તે મારાં પણ હતાં
—એટલે હું હતો, છું
તું છે
આ ગીત ગીત છે.

મુક્તક ☐ વિનોદ ગાંધી

પથ્થર બની નડીશ તને છળ બની નડીશ
શ્રાવણના દિવસોમાં તને જળ બની મળીશ
કંટાળવાના ધૈર્યની એકાદ હદ પછી
રેતીનું એક લીલુંછમ કમળ બની મળીશ.



**એમ જ ઘૂઘવે શુભ્ર કબૂતર** □ વિંદા કરંદીકર □ જયા મહેતા

મનમાં મારા ઊંચા મિનાર;
તે પર ઊંચું કબૂતરખાનું.
શ્વેત કબૂતર ઘૂ ઘૂ કરતું,
સપનાનું ચણ ચણી મજાનું.

યુગયુગનું આ શુભ્ર કબૂતર
ક્યારે જન્મ્યું? કોને માટે?
કેટલા દિવસ એ ઘૂ ઘૂ કરશે?
અર્થવિહોણા વ્યર્થ અવાજ માટે?

એવા પ્રશ્નો કોઈક પૂછે છે;
કોઈ આપે છે અગમ્ય ઉત્તર.
પોતા ફરતું ગોળ ફરીને,
એમ જ ઘૂઘવે શુભ્ર કબૂતર.



હવે □ ગ્રેસ □ જગદીશ જોષી

હવે લખવામાં કંઇ
જરા જુદું લાગે છે
મારી કલમની રેખા
ક્ષણ-ક્ષણ થઇને તૂટે છે
શબ્દ અનાથ લાગે છે
રેખા હળુ હળુ જ દોરવી —
પૂર્ણવિરામ મૂકતાં પણ અંતે
ગીત અધૂરું લાગે છે ....



**પ્રશ્ન** □ મંગેશ પાડગાંવકર

શિયાળાની ઠંડી ઉદાસ સાંજે
સૂર્ય પાણીમાં બૂડનો હોય ત્યારે
મેં જોઇ બગના બાંકડા ઉપર
એકલી બેઠેલી એક બાઇ રડતી....

માણસો આટલા એકાકી કેમ રડે છે?



ગીત ☐ નારાયણ સુર્વે ☐ વસંત જોષી

નાનું સરખું ઘર હોત-કિલ્લોલતું ગુલમોર નીચે.
માત્ર કંકણોનો રણકાર સંભળાયો હોત.
રોજ જ આવ્યો હોત ચંદ્ર બારીમાં
અને નક્ષત્રોની પેલી પારની એક દુનિયા હોત.

ભરેલે પેટે જો ચંદ્રને જોઈ શકયા હોત
અમને પણ આવી હોત કોઈની યાદ.



☐ વસંત બાપટ ☐ વસંત જોષી

મને ખબર છે
જૂના સમયમાં એક રાજકુંવરીએ
ગાલ પરનો ડાઘ
આખી જિંદગી દેખાડ્યો સૌભાગ્યતિલકની માફક.

ગભરાયેલી ટિટોડીનું આક્રંદન
આકાશને બચકાં ભરે છે.
કાળા સરોવરમાં ડૂબતી વખતે
રાજહંસી જરાય કલકત્ત કરતી નથી.
હું જાણું છું :
ઈજા પામેલા હૃદયની ઘડિયાળ
કાંડા પર શોભા તરીકે રાખવા જેટલી
તું.... તું બુધ્ધુ નથી.

તું જરાય બોલતી નથી,
સંભળાય છે એ મૌનનો આક્રોશ.



કૃષ્ણ □ આરતી પ્રભુ [] જયા મહેતા

ગોવાલણી આવી રહી હતી ત્યારે હતો કૃષ્ણ,
આવી તે પછી પણ હતો કૃષ્ણ,
તે ગઈ, તે પછી પણ, હતો કૃષ્ણ :
પણ આની જેને જાણ નથી
તેઓ રટ્યા કરે છે : "કૃષ્ણ... કૃષ્ણ"

તાજેતરમાં પ્રગટ થયેલ મરાઠીકાવ્ય સપ્તકમાંથી.

નક્ષત્ર ગીત ☐ જી. શંકર કુરૂપ ☐ જયા મહેતા

(મલયાલમ કવિતા)

સ્નેહથી આર્દ્ર થઇને બળતા મારા જીવનદીપમાં
દુઃખની જ્વાલા પ્રજ્વલિત થઇ જાય!
તો પણ હું દીર્ઘ શ્વાસોની ધૂમરેખાઓથી
દેવોના માર્ગ આકાશને મલિન નહીં કરું.
હું મારા આત્મામાં વ્યાપ્ત થવાની છે તે ગરમીને
જીવનના અંત સુધી કોઇની સાથે વહેંચી નહીં લઉં,
ભલે હું એમાં દગ્ધ થઈ જાઉં ।।૧।।

હું મારી જ ચિતામાં છું;
તો પણ પથિક એમાં
કોઈ સ્મિતની ઝલક જોઇ લે છે. ।।૨।।

શક્ય છે કે આકાશની અસીમતામાં બેહોશ થઇને
હું પડી જાઉં, ભસ્મ થઇ જાઉં,
અને કાળ મને ક્ષુદ્રને ભૂલી જાય,
તો પણ સાચું તો એ છે કે જ્યારે જીવન
મારે માટે એક ભાર હતું ત્યારે
મેં એ પ્રકાશથી ભૂમિને ધવલ કરી દીધી. ।।૩।।

જાગૃતિ? ☐ સૌરભ શાહ

ચાલ,
આપણે ઍરકંડીશનરની ઠંડીને
શિયાળો માનીને,
રજાઇ ઓઢીને
ફરીથી સૂઈ જઇએ.

સૌરભ શાહ, એલ. જે. રોડ, સિટીલાઈટ સિનેમા સામે, માટુંગા રોડ, મુંબઈ-૪૦૦૦૧૬.

આજે ☐ મંગળ રાઠોડ

આજે
પિંજરામાંથી
એક
પંખીને
મુક્ત કરતાં
હવામાં
અદ્ધર રહી ગયા
મારા હાથ!
આજે
કેટકેટલી ક્ષણોના
કેટકેટલા દિવસોના
કેટકેટલા મહિનાઓના
કેટકેટલા વર્ષોનાં પંખીઓ!
પંખીઓ જ પંખીઓ....
આજે
આકાશમાં, ઘાસમાં
પાંદડે પાંદડે પંખી!
પંખીઓ જ પંખીઓ....
પંખીઓ જ પંખીઓ....
આજે!

....અને ☐ માલિની શ્રોફ

ઓટલે બેસતી એક છોકરીને
કોઈ પણ પરિચય વિના
હું ધિક્કારું છું.

રસ્તે ચાલતા બાળક સામે
અજાણ્યે જ સ્મિત થઈ જાય છે
કોઈ પણ પરિચય વિના.

ગુલાબના બધા રંગો
મને ખૂબ ગમે છે
પણ આ બધાને સાથે રાખવા
મને કેમ ગમતા નથી!

જળ નીચે
માછલી વહે છે
કે એના રંગો
એનો નિર્ણય
હું કરી શકતી નથી
અને
એટલે જ ધિક્કારું છું
અને ચાહું છું અને ધિક્કારું છું
અને ........

## તમે ક્યાં છો, મડિયા? □ હરીન્દ્ર દવે

[સાહિત્ય પરિષદની પશ્ચિમસંધ્યાએ આવેલી મડિયાની દસમી મૃત્યુતિથિએ લખાયેલું]

આ
સ્નિગ્ધ સાંજે
તમે ક્યાં છો, મડિયા?
સુરેશ, જરા તપાસ કર,
એ મંડપમાં તો નહીં જ હોય,
બહાર કોઈ કૉફી-સ્ટૉલ પર તો નથી ને!
પણ ના દોસ્ત,
એ હોય તો ચે હજી એમણે વન નથી વટાવ્યું,
પરિષદમાં આવે તો ચે એમને
વધુમાં વધુ પત્રકારત્વ પર પાંચ મિનિટ બોલવાનું કહેવાય.

આપણે સૌ
'બોર' થઈ બેઠા છીએ,
ત્યારે આધુનિક 'ચન્દ્રશંકરો' પરના
તમારા પ્રહારોથી વાતાવરણમાં રંગિની આવત, મડિયા!
પરિષદની આ સાંજે
આ ચિક્કાર મંડપમાં
કેવો મોટો સૂનકાર ભરીને તમે ક્યાં બેઠા છો?

આ પરિષદમાં
સાહિત્ય નામના દેવની પ્રતિષ્ઠા કરવાની બાકી છે:
આ મેદનીમાં
સર્જકોના કોલાહલમાં સર્જક અટવાઇ ગયો છે.
છતાં બધું બરાબર ચાલે છે:
ક્યારેક ન્યાયમૂર્તિઓ પરિષદ પર કબજો જમાવતા,
હવે અમે ઉદ્યોગપતિઓથી ચલાવીએ છીએ
—એમાં કોઈ 'સ્પોર્ટ્સમેન' પણ હોય.

રાજપુરુષોને વેગળા રાખ્યા,
એટલા પૂરતો અમારો આભાર માનો, મહિયા,
અમે કેટલી પ્રગતિ કરી!
અરે, મહિયા,
તમે ક્યાંથી આવી કાનમાં કહી ગયા,
'હરીન્દ્ર,
સેટાયર તો સમજ્યા, કવિતા ક્યાં?'

છેવટે ☐ યોગેશ જોષી

ચીસ સડકે જોરથી પાડી હતી,
ઠેસ એવી તો મને વાગી હતી.

પ્હાડ આ ઉઠાવવાને પ્રેમનો,
આંગળી મેં કૃષ્ણની માગી હતી.

પ્રેમ પણ સાથે મળે તે આશથી,
વેદના મેં એમની માગી હતી.

એક ખીલી વાગવાના કારણે,
રાત આખી ભીંત આ જાગી હતી.

ફેફસાં મારાં ગમ્યાં નહીં એટલે,
આ હવાઓ દૂર કૈં ભાગી હતી.

છેવટે તો ગૈ બિચારી રણ મહીં,
સાગરે પણ એ નદી ત્યાગી હતી.

એક ખોબો શૂન્યતાનો પી ગયો,
ભૂખ શબ્દોની મને લાગી હતી!

રાધા–કૃષ્ણની કવિતાના અતિરેકથી કંટાળીને.... ☐ સૌરભ શાહ

મથુરાના પ્લેટફોર્મ પરના
સ્પીકર્સ પરથી
કૃષ્ણનો કાળો અવાજ વહી રહ્યો છે,
"યુવતીને શોધી આપનારને
એક આખી જિંદગીનું ઇનામ.
નામ: રાધા,
મારી રાધા,
મારા ઇતિહાસની રાધા."
પાણી પર લખાયેલા
આ શબ્દો
મૌનના ભાર હેઠળ
દબાઈ જાય છે.

૧૯૭૭ વર્ષના એક આદમની શોકાંતિકા □ મેઘનાદ ભટ્ટ

ઇવનિંગ ન્યૂઝના ક્રોસવર્ડ પઝલમાં
અર્થની શોધમાં ગૂંગળાયેલા અક્ષર જેવો
હું
આકાશમાં ઊડતાં પંખીઓનાં પદચિહ્નોની જેમ
સમયના અવકાશમાં અટવાઇ ગયો છું
હવે હું એક
નિરાકાર, નિરર્થક હસ્તી બની ગયો છું.
હજી પાનખરને આવવાની વાર છે
પણ....
મારાં આવરણો તો ક્યારનાં ય ખરી ગયાં છે.
—મને પીળો રંગ કેમ આટલો ગમતો હશે?
મારા ઘોડિયાનો રંગ પીળો તો ન્હોતો ને?
શૈશવમાં મારી માએ મને પીળાં રમકડાં તો રમવા ન્હેં આપ્યાં હોય ને?
કોને ખબર કેમ?
પણ મને લીલા રંગનું આકર્ષણ ક્યારેય થયું નથી!
સમજણો થયો ત્યારે ય
મારા ગામની નદી પાસેના લીલા ખેતરમાં નહીં
પણ દૂ....ર પાદર પાસેના સુક્કા ખડ સૂડામાં
હું સ્વેચ્છાએ ખોવાઇ જતો.... ભુલાઇ જતો
અને આજે ય
વસંતની લીલેરી મ્હેક
મને ઘેલછાની દુનિયામાં ખેંચી શકતી નથી
કારણ
ઋતુચક્રની ચક્રગતિ
મને નવું સ્વરૂપ કે નવું સૌષ્ઠવ આપી શકે એમ નથી.
મને પાનખરમાં ખરી પડવાનો ડર નથી
કારણ વસંતમાં ક્યારે ય હું ખીલ્યો ન્હોતો.

□ જયા મહેતા

આ એક વૃક્ષ

તેનાં મૂળ થડ ડાળી પાન ફૂલ ફળ બીજ

આ એક સાગર

તેનાં જળ મોજાં ભરતી ઓટ રેતી શંખ છીપ

આ એક આકાશ

તેનાં સૂર્ય ચંદ્ર પૃથ્વી તારા ગ્રહો વાદળ વીજ

આ એક માણસ

તેનાં ........ ........ ........ ........ ........

ગઝલ □ મણિલાલ પટેલ

મોરલો ટહુકયો અને વૃક્ષો બધાં લીલાં થયાં
ડાળની કરવટ બદલાઈ અને ફૂલો થયાં.
ખેતરો ખાલી હવે તાકી રહે છે તેતરો જેવું
નિશ્વાસ મેં મૂકયો અને આ પાંદડાં પીળાં થયાં.
કો'ક આવીને ગયાં–ની દંતકથા ખંડેર છે
પાળિયા છોડીને પાછાં પાદરો અળગાં થયાં.
સાદ પાડી સીમને પૂછયા કર્યું તુજ નામ મેં
શબ્દ મારા સીમમાં વેરાઈને શેઢા થયા.
કો'ક ખેતરની વચોવચ હું તરસ થઈને ઊગ્યો
નીકમાં પાણી સ્વરૂપે એમનાં પગલાં થયાં.
કુંજડીની હાર જેવા દિવસો આવ્યા ખરા
યાદમાં ને યાદમાં વેરાન ઘર વસતાં થયાં.

ભગવાન! તારું ભલું થજો! □ સુરેશ દલાલ

દુઃખ સદી ગયું છે
અને સુખની ઝંખના નથી :
એટલે કવિતા લખતો નથી.
કબીરની ચદરિયાં જેવો કોરો કાગળ
પરમાત્માને આપતો જઇશ.

ભગવાન! તારું ભલું થજો.
ગરોળી, મગર અને કરોળિયાના સંભોગથી
પેદા થયેલા આ મુંબઈ શહેરમાં
એક વાર નહીં;—
ભવોભવ તારો જનમ હજો;
ભગવાન! તારું ભલું થજો!

તને પણ મારા આશીર્વાદની જરૂર છે, મારા દેવ!
તને પણ પડવી જોઇએ બસની, લોકલની ટેવ.
આ ડામરના રસ્તા પર
ડીસ્ટન્સ ભૂંસતાં ભૂંસતાં
ટેક્સીનું મીટર ચડે એટલે શું?
—એનો તને ખ્યાલ હોવો જોઇએ, મારા દેવ!
ઘડિયાળને કાંટે કાંટે ફરવું એટલે શું?
—એવો સવાલ તને પણ હોવો જોઇએ, મારા દેવ!

ભૂલેશ્વરના મંદિરમાં તારી આરતી થાય છે
ત્યારે એક વાર ફૂંક મારી
માતાના ગર્ભાશય જેવો અંધકાર રચી
ભક્તોને હડસેલીને બ્હાર તો પડ
હાથમાં શાકની થેલી લઇને.

બ્હાર પડ
નહીં તો સિઝેરિયન કરીશ.
તાણી કાઢીશ.

એકાદ વાર
હૉસ્પિટલમાં આવ
—તો ખબર પડે
કે કાર્ડિયોગ્રામ એટલે શું?
બ્લડપ્રેશર એટલે શું?
માંદગી એટલે શું?
દોડધામ એટલે શું?
ડૉક્ટર્સ એટલે શું?
નર્સ એટલે શું?
મનીપર્સ એટલે શું?

દોસ્ત, આ મુંબઈ
માણસને જીવતું રાખે એવું શહેર છે.

દવાએ દવાએ
શ્વાસને સીવતું રાખે એવું શહેર છે.
દોસ્ત, આ મુંબઈમાં આવ તો ખરો,
—આનંદ, આનંદ.... ક્યાંય નહીં ખરખરો.

દેવ મારા
તારું સ્વર્ગ તો
નહીં દોરાયેલા નકશાનું
એક આંસુ વિનાનું ટપકું.
ને આ મુંબઇ તો
ફૉકલેન્ડની વેશ્યાએ કરેલું
લાજશરમનું લટકું.

અહીં તો એક પળ રામ
એક પળ રાવણ.
એક પળ કર્ણ
એક પળ માગણ
એક પળ શિશિર

એક પણ શ્રાવણ.

મન આ રામ થઈને ભટકે
રાવણ થઈને હરિયાળીને કાપે કટકે કટકે
મન આ માગણ થઈને ભટકે.

શેષશૈય્યા પર
લક્ષ્મીને ચરણનો પોર્ટફોલિયો સોંપીને
પોઢેલા દેવ!
—હવે જાગો.
નાભિકમળમાંથી અહીં શું પ્રકટે છે
તે જુઓ
મારા નવ નંબરિયા ચશ્માંમાંથી.

અહીંનો એક એક દિવસ
એટલે સમુદ્રમંથન
—રત્નો વિનાનું
ઝેર.... ઝેર.... લીલા કાચ જેવું ઝેર....
શંકર વિનાનું.... ભયંકર શહેર....

કહેવાય છે
કે મેરિલીન મનરોએ
આપઘાત કર્યો
ત્યારે એના જઠરમાં
કયું ઝેર હતું
એ કહેવાનો પોલીસે ઇનકાર કર્યો હતો.
મેરિલીન મનરો મૃત્યુ પામી
ત્યારે એના હાથમાં રિસીવર હતું.
કદાચ તમને જ ફોન કર્યો હશે, દેવાધિદેવ!
જેથી તમે આવીને
એની છાતી પર હાથ મૂકીને

ઓળખી તો શકો
કે આ ઝેર એટલે શું ?

ઑટોપ્સી કરો
બાયોપ્સી કરો
એન્જિયોગ્રાફી કરો,
સર્જરી કરો,
તમારે જે કરવું હોય તે કરો.
વર મરો કન્યા મરો
પણ ભગવાન
તમારું તરભાણું ભરો.

તમારા તરભાણામાં
અમારી ખોપરી છે
સુકાઈ ગયેલા શ્રીફળ જેવી
આંખોને સ્થાને બે કાણાં છે
અને આંસુઓ તો
સ્કાયસ્ક્રેપરની અગાશી પર
બાઘા જેવાં.... ડાઘા જેવાં.

દુઃખ સદી ગયું છે
સુખની ઝંખના નથી
અને ડાઘાઓથી કવિતા લખાતી નથી
એટલે લખતો નથી.



पाकळ्या पिंजारलेल्या
सुगंध घुसमटलेला
— वारा असा घोंगावणारा.

कुणी म्हणालं:
हां मोहमयीचं;
कुणी: असलं तं स्वप्नंच.

किती घाई सगळ्यांची
वादळ ओसरण्यापूर्वीच !
— फुलं जसं नाहींच, नव्हतींच.

थंडर बे, कॅनडा
२३.१०.१९८५



સુન્દરમ્              ઉમાશંકર જોશી



વિંદા કરંદીકર              ઉમાશંકર જોશી



નિરંજન ભગત          વિંદા કરંદીકર



જગદીશ જોશી     વાડીલાલ ડગલી     ઉમાશંકર જોશી

# પંખી પાણી પી ગયું

નગરના ચોકમાં
મિનારાની ટોચ પર
જ્યારે પંખી આવીને બેઠું હતું ત્યારે
મારાં દોસ્તો, એની આજુબાજુ ઘેરો ઘાલી
તમે કોલાહલ મચાવી મૂક્યો હતો.
અને હવે જ્યારે એ ઊડી ગયું છે ત્યારે,
તમે એક બીજાને કશુંક પૂછી રહ્યાં છો.
તમારા પ્રશ્નોનું પાણી તો પંખી પી ગયું!
તમારે ભાગે તો, પાણીની બૂમ મારતાં મારતાં
રણમાં આથડવાનું જ રહ્યું છે.
રેતીના કણોને ગણી શકાય તો ગણો, મારાં દોસ્તો!
એમાં ગુલાબનાં ફૂલો ક્યારે ઊગી શકશે
તેની ત્રિરાશી મૂકો
ત્રિકોણના ત્રણે ખૂણાઓ ૯૦ અંશના બનાવવા જતાં
તમારા સ્નાયુઓ કરાટે માટે તૈયાર થઈ જશે
એવી ઇચ્છાઓને પંપાળ્યા કરો.
રેતીનાં એક કણને જોતાં જ
તમે રણ રણની બૂમ મારેલી
પરંતુ જે પંખી ઊડી ગયું છે તેને
પાંખો હતી ખરી?
અફસોસની પાંખો વડે ઊડવાનો
તમે પ્રયત્ન કરો છો પણ
એને માટેનું આકાશ ક્યાંથી લાવશો,
મારાં દોસ્તો!

[illegible] શાહ.

મેરિ ગો રાઉન્ડ ☐ નલિન રાવળ

આંખની સામે
આંખમાં
કાનની નજદીક
કાનમાં
નીચે–ઉપર, બહાર-અંદર છેક તળિયે
એક રાત્રિ
કાળઝાળ વરસતા ઉનાળાની બપોરે સાનસન કરતી
વેગીલા વંટોળની જેમ જબરું ઘમસાણ મચવતી
ધસી રહી છે—
પકડવી કયે છેડેથી ?
કયે છેડેથી અંગેઅંગમાં ખૂંપી જતી
અંદર–બહાર ગચિયે ગચિયાં થઈ તૂટી પડતી
આ રાત્રિને પકડવી ?
પકડીને ય ક્યાં.... ક્યાં જવું ?
આ કાળઝાળ વરસતા ઉનાળાની કઈ બપોરણખોલમાં જવું.
જ્યાં જઈ આ આછી અમથી કરચ—
હાથ આવેલી રાત્રિના અજાણ્યુ છેડાની કરચ
ભાંગતાં ભાંગતાં પહોંચવું ત્યાં....
ચકર ચકર ઘૂમી રહ્યો છે જ્યાં
મેરિ ગો રાઉન્ડ
આકાશની નીચે
નીચે ભરચક તારકોની નીચે
નીચે નગરસરકસના લાલપીળા તંબૂ નીચે
તરતા તેજ–છાયા ટાપુઓ નીચે
ઘૂઘવતો ઘૂમી રહ્યો છે મેરિ ગો રાઉન્ડ....
છવાતી.... અંતરમાં પ્રસરતી સ્ત્રીઓની
તેજીલી ખુશ્બુથી ભરેલો,

પતંગિયાંની પાંખ જેમ આમતેમ ઊડતા
બાળકોના ખિલખિલાટ હાસ્યથી ભરેલો
તરતા તેજછાયા ટાપુઓ નીચે
ઘૂઘવતો ઘૂમતો ઘુમ્યા કરે છે મેરિ ગો રાઉન્ડ
જંગલ-પહોળી ફાળ લેતા સિંહનાં ખુલ્લાં
અગ્નિ-ભભકયાં જડબાં.... સળગતી યાળ પકડી
બહામી પોલાદી પીઠ પર બેઠેલી સ્ત્રીને....
તેનાં રોમરોમ ધ્રૂજવી સરકી આવેલી ધ્રુજારીને
તેની આંખોમાં ફરકતી જોતો બેઠો છું—
સમાંતર દોડી રહેલા કાળા ચિત્તાની ઉપર
કઇ ત્રાડે ચીરી નાખી ધ્રુજારીને?
સિંહ-બેઠી સ્ત્રીની આંખમાં ફરકી રહી ધ્રુજારીને
કઈ ત્રાડે ચીરી નાખી?
આ સિંહની ત્રાડે?
ના તે તો લાકડાનો છે.
તો એવી તો કઇ ત્રાડ કયાંથી? (મારામાંથી?)
આ સિંહ પર ગોળ ચકર ચકર ફરતી
સ્રીએ સાંભળી
કે તેની આંખમાં ચીરાયેલી ધ્રુજારી તરફડી રહી છે.
જળલીસી કાળી ચમકતી
ચિત્તાની ડોક પર માથું ઢાળી જોઉં છું—
આગળ ચિચિયારી પાડી દોડયે જતા
ધોળા હાથી પર બેઠેલા માણસને— ભૂંડને
ચિત્તા પૂઠે ઊછળતા સાગરનીલા અશ્વો....
ઉપર કિલકિલાટ કરતી કન્યાઓને — સર્જનના રહસ્યને
અને
આ છેલ્લે દોડી રહ્યા જિરાફની ડોકે વળગી
કિચવીચ કર્યા કરતી સ્ત્રીને — ભૂંડણને
પણ

પણ આ પરી પકડાતી નથી
પરી પાંખ પ્રસારી ઊડી રહી છે

સહુની પાંપણધારે
બેસવું હતું એને
બેસવું હતું મારે
બેસવું હતું સૌને
સૌને પરીપાંખે બેસી ઊડવું હતું દૂર....
વેગે ચગી આંખે હવે
બધું ગોળગોળ ઘૂમતું લાગે છે
આગળ – પાછળ ડોક લંબાવી ઘુમાવી
જોઉં છું... જોયાં કરું છું
બધા જ ઘૂમી રહ્યા છે–

લાકડાનો સિંહ (સિંહ પરની સ્ત્રી ક્યાં ગઇ?)
લાકડાનો હાથી (હાથી પરનો ભૂંડ ક્યાં ગયો?)
લાકડાના અશ્વો (અશ્વો પરની કન્યાઓ ક્યાં ગઇ?)
લાકડાનો જિરાફ (જિરાફ પરની ભૂંડણ ક્યાં ગઇ?)
લાકડાની પરી (ક્યાં ગઈ? ક્યાં ગઇ ક્યાં ગઇ?)
લાકડાનો ચિત્તો (ચિત્તા પરનો હું ક્યાં ગયો?)

ધીરે ધીરે બધું લથડતું આવ્યું:
લથડ્યો સિંહ,
લથડ્યો હાથી
લથડ્યા અશ્વો,
લથડ્યો જિરાફ,
લથડી પરી,
લથડ્યો ચિત્તો

પછી બધું પડતું આવ્યું:
પડ્યું આભ
પડ્યા ભરચક તારા

પડચો નગરસરકસનો તંબૂ
પડયા તેજછાયાના ટાપુ
પડયાં નર્યાં નરદમ અંધારાં
પછી
ખટાક અટકી
ફીકીમાં ગોળ ઘૂમતો મેરિ ગો રાઉન્ડ
ઝાટકા સાથે તૂટી પડે
પડે
આંખના તળિયે ખૂંપે ખૂબ ઊંડે ખૂંપે
મેરિ ગો રાઉન્ડ.

વાવાઝોડા પછીની સવારે ☐ જયા મહેતા

નર્સનાં સફેદ વસ્ત્રો જેવી કડક શાંતિમાં
ભયભીત પાંખોનો ફફડાટ કરચલીઓ પાડે છે.
તૂટેલા મિજાગરા પર પવન લટકે છે.
જીર્ણ વસ્ત્રની જેમ તડકો ફસકી પડચો છે.
પડખું ફેરવી ગયેલા રસ્તા પર વૃક્ષો શિથિલ થઇને પડયાં છે.

કયાંકથી જળ ટપકવાનો અવાજ સંભળાય છે.
બખોલમાં બે ઝીણી ઝીણી આંખો તગતગે છે.
તૂટેલી ડાળ પર કળીઓ ખીલું ખીલું થઇ રહી છે.
દૂર ખાબોચિયામાં બાળક છબછબિયાં કરી રહ્યું છે.

ડહોળાયેલી નદીને કાંઠે એક વૃદ્ધ ઊભો છે.
એની આંખોમાં લાચારી નથી, આશા નથી;
કેવળ એક પ્રશ્ન છે :

આજે જો ઈશ્વર સામો મળે તો પૂછવા માટે—
'सयुजा सखा' – નો અર્થ.

## સમાનુભૂતિની ક્ષણો □ રમેશ જાની

### કાવ્ય તથા કાવ્યવિષયક ગ્રંથોની પરિચયાત્મક લેખ શ્રેણી

**મરાઠી કવિતા :** પ્રથમ સપ્તક. સંપાદક : ઉમાશંકર જોશી. સાત સુપ્રસિદ્ધ મરાઠી કવિઓનાં મહત્ત્વનાં કાવ્યોની અનુવાદશ્રેણી. પ્રત્યેક સંગ્રહની પૂર્વ પ્રકાશન કિંમત : રૂ. ૩/- પછી રૂ. ૫- પ્રત્યેક ગ્રંથની આવૃત્તિ ૧, ડિસેમ્બર ૧૯૭૭.

**સાપ્તકના કાવ્યસંગ્રહો :** ૧ : પુ. શિ. રેગે - અનુ. સુરેશ દલાલ, પૃ. ૪૮; ૨. વિંદા કરંદીકર - અનુ. જયા મહેતા. પૃ. ૪૮; ૩. ગ્રેસ - અનુ. જગદીશ જોષી. પૃ. ૪૦; ૪. વસંત બાપટ - અનુ. વસંત જોષી, પૃ. ૪૮; ૫. મંગેશ પાડગાંવકર, અનુ. સુરેશ દલાલ પૃ. ૪૮; નારાયણ સુર્વે - અનુ. વસંત જોષી. પૃ. ૪૮; ૭. આરતી પ્રભુ - અનુ. જયા મહેતા. પૃ. ૪૭.

**પ્રકાશન:** કવિતાસંગમ : 'નિશીથ' પુરસ્કાર ગ્રંથમાળા (મરાઠી કવિતા : ગ્રંથાંક ૮ – ૧૪.] ગંગોત્રી ટ્રસ્ટ પ્રકાશન.

**પ્રકાશક :** ગંગોત્રી ટ્રસ્ટ, ૨૬, સરદાર પટેલ નગર, અમદાવાદ : ૩૮૦ ૦૦૬.

**પ્રાપ્તિસ્થાન.** વોરા એન્ડ કંપની, ગાંધી ચેમ્બર્સ, ગાંધી માર્ગ, અમદાવાદ - ૧.

'ગંગોત્રી ટ્રસ્ટ'ની 'નિશીથ' પુરસ્કાર ગ્રંથમાળાની 'કવિતાસંગમ' પ્રવૃત્તિથી ગુજરાત સુપરિચિત છે. પરભાષાનાં ઉત્તમ કાવ્યોને ગુજરાતીમાં અવતારવા એ એનો ઉદ્દેશ છે. 'કાવ્યાયન'થી માંડીને તે 'ગાથા માધુરી'ના સાત કાવ્યાનુવાદ ગ્રંથો એમાં અત્યાર સુધીમાં પ્રકટ થઈ ચૂક્યા છે.

ત્યાર બાદ હજી હમણાં જ (ડિસે. ૩૦, ૧૯૭૭) કલ્યાણના ગુજરાતી સાહિત્ય સંમેલનને ટાંકણે મરાઠી કવિતાનું આ પ્રથમ સપ્તક પ્રગટ થયું. ઉમાશંકર જોશીએ સંપાદકીયમાં એની પાછળ રહેલા ઉચ્ચાશયને આ રીતે પ્રકટ કર્યો છે :

"વિદેશની - ખાસ કરીને પશ્ચિમની ભાષાઓની કવિતા વિશે તો થોડી ઘણી જાણકારી મેળવતા જ રહીએ છીએ. આપણા દેશની ભાષાઓની કવિતાસંપત્તિનો પરિચય વધારવાના પ્રયત્નો હવે વધવા જોઈએ. દેશની જુદી જુદી ભાષાઓના કવિઓ અત્યારની જાગતિક ચેતનાને કેવી કેવી વિશિષ્ટ રીતે ઝીલે છે, કેવા પ્રયોગો, મૌલિક ઉન્મેષો તે તે ભાષામાં પ્રગટી રહ્યા છે, એ બધાના પરિપ્રેક્ષ્યમાં પોતાને ત્યાંની સર્જક પ્રવૃત્તિને જોતાં રહેવું એ પણ લાભ છે. દેશમાં એક ભારતીય કવિતા જેવી કોઈ વસ્તુ ગજું કાઢી રહી છે કે કેમ તેનો પણ અંદાજ એ રીતે મળે."

ઠેઠ 'કાવ્યાયન' થી એમનો આ ઉપક્રમ રહ્યો છે. એમાં કુલ ૯૪ કૃતિઓના અનુવાદોમાં આપણા આ ઉપખંડની ૪૨ કૃતિઓ છે. એમાંયે એમણે મરાઠીની ૧૨ કૃતિઓ લીધેલી, 'જાણી જોઈને!' આપણી પડખેની આ મરાઠી ભાષામાં શું ચાલી રહ્યું છે એ વધારે આત્મીય ભાવથી જાણવા માટે એમણે આ સપ્તક રજૂ કર્યું છે.

એમાંના સાતે સાત કવિઓનું મરાઠી ભાષામાં એક આગવું મહત્ત્વનું સ્થાન છે. એ પ્રત્યેક કવિની કવિતાનો સંપાદકે પોતાની મિતાક્ષરી અને સઘન વિવેચના દ્વારા સુપેરે પરિચય કરાવ્યો છે.

આ સપ્તકનું એક બીજું અત્યંત મહત્ત્વનું અંગ તે પ્રત્યેક કવિની પોતાની કવિતા વિશેની વિભાવના તથા નિજના કવિકર્મની વિશ્લેષણા કરતા લેખો. એમાં ગ્રેસ અને આરતી પ્રભુની કવિતા વિશે અન્ય વિદ્વાનોના લેખ આમેજ કરવામાં આવ્યા છે. એક સજાગ કવિ પોતાના કવિકર્મ અને ધર્મને કેવી રીતે નીરખે છે અને આચરે છે એ આખીયે પ્રક્રિયા જેટલી રસપ્રદ છે તેટલી જ માત્ર જિજ્ઞાસુઓને કે અભ્યાસીઓને માટે જ નહીં, અન્ય કવિઓને માટે પણ ઉપકારક છે. સમકાલીન મરાઠી કવિતાના એક અગ્રણી તરીકે દાયકાઓથી વિખ્યાત એવા પુ. શિ. રેગે Form (રૂપ) અને Content (આશય)ની ચર્ચા કરતાં કહે છે:

"......'રૂપ' અને 'આશય' એ સમીક્ષામાં રૂઢ થયેલી સંજ્ઞાઓનું ઝાઝું મહત્ત્વ નથી...! કવિનો કે કોઈ પણ કલાકારનો વ્યાપાર આ આશયને રૂપ દેવાનો નથી હોતો. તે એક નવો જ ભાવબંધ (Structure of feeling) નિર્માણ કરતો હોય છે, એક સ્વતંત્ર વસ્તુ અસ્તિત્વમાં લાવે છે."

પોતાના એક નિજી કાવ્યવિશ્વને '(પુ. શિ. રેગે એટલે એક નિજી કાવ્યવિશ્વ'- ઉ. જો.) પ્રકટાવનાર આ કવિને ઉત્તરવયમાં 'શહનાઝ' કાવ્યમાળાં જે નિગૂઢ રીતે પ્રાપ્ત થાય છે એનું બયાન મનોવૈજ્ઞાનિક રીતે પણ આસ્વાદવા તપાસવા જેવું છે.

કાવ્ય પદાર્થ વિષયક પોતાના અભિગમનાં અને પોતાની સિસૃક્ષા તથા કાવ્ય-નિર્મિતિનાં અનુભૂતિપૂત વિધાનો આ દરેક કવિનાં અહીં પ્રકટ થયેલાં તદ્‌વિષયક લખાણોમાંથી મળી રહે છે – વિંદા કે સુર્વેમાં, બાપટ કે મંગેશમાં. કાવ્યકથા જેટલી રમ્ય અને રોમાંચક હોય છે એટલી રહસ્યમય અને ગહન પણ હોય છે. ગ્રેસ અને આરતી પ્રભુ (૧૯૩૦ - ૧૯૭૬)ની કવિતા વિશેની સમીક્ષાઓમાં પણ આપણને એનાં જ દર્શન થાય છે.

આવી લેખસમૃદ્ધ અને કાવ્યસંપત્તિને મરાઠીમાંથી ગુજરાતીમાં આણવાનું શ્રેય એના અનુવાદકોને ફાળે જાય છે. અલબત્ત, ઉમાશંકરે કહ્યું છે તેમ "દરેક અનુ-વાદ-ગ્રંથ બને તેટલી કાળજીથી કર્યો હોય છતાં એ અનુ-વાદ જ રહે છે." અનુવાદ યશ તો અપાવે ત્યારે ખરો, પણ એ અપયશ તો ઘણુંખરું અપાવે જ અપાવે. અનુ-

વાદકનું કાર્ય જ એવું બેધારી તરવાર જેવું વિકટ છે. આદર્શ અનુવાદકને આકાર પણ સાચવવાનો અને અંતસ્તત્વ પણ સાચવવાનું, લય પણ જાળવવાનો અને શબ્દ પણ જાળવવાનો ...... અને પુ. શિ. રેગે કહે છે તેમ સાથે સાથે કૃતિનો પોતાનો સ્વતંત્ર 'ભાવ-બંધ' પણ પ્રકટ કરવાનો.

વળી, જે ઘડીએ એક ભાષાનો શબ્દ બીજી ભાષાનો પર્યાય થઈને આવે તે ઘડીએ જ એ દ્વારા રચાયેલી અનુદિત કૃતિ બીજી ભાષાની આગવી કૃતિ જ થઈ જવાની. એક ભાષાના શબ્દની અર્થચ્છટા અને છાયા બીજી ભાષાના પર્યાયમાં સંભવી શકે જ નહીં. બહુ બહુ તો એ એની નજીક આવે, ખૂબ નજીક આવે. તે છતાંયે એ બેની વચ્ચે આંગળી અને નખના જેટલું એક પાતળા વાળ જેટલુંયે અંતર તો રહેવાનું તે રહેવાનું જ. એટલે જ કેટલાક અત્યાગ્રહી સૈદ્ધાન્તિકો Theorists ને મન અનુવાદ એ વદતો-વ્યાઘાત જેવી અસંભાવિત વાત છે. પરિણામે કેટલાક અત્યાધુનિકો માત્ર શબ્દોનું કે પદાવલિનું જ શબ્દશ: ભાષાન્તર (અનેક શક્ય અર્થ છાયાઓ, ધ્વનિઓ કે કાકુ સાથે) આપીને મૂળને લિપ્યન્તરે પ્રકટ કરીને અનુવાદના અંતરાયનો છેદ ઉડાવતા હોય છે. લય, છંદ અને શબ્દોના ઉચ્ચારવૈશિષ્ટ્યને સમજાવતા હોય છે. પછી મૂળ કૃતિના આસ્વાદનું કામ ભાવકનાં પુરુષાર્થ ધગશ અને ગજા પર છોડી દેવામાં આવે છે. આવો એક પ્રયત્ન કંઈક અંશે 'સાહિત્ય અકાદમી' પ્રકાશિત ટાગોરના "ગીતપંચશતી" ની હિન્દી આવૃત્તિમાં જોવા મળે છે. "એકોત્તરશતી" ની ગુજરાતી આવૃત્તિમાં ભાવસભર ગદ્યાનુવાદો પ્રાપ્ત થાય છે. એ દ્વારા મૂળ કૃતિનું ગુજરાતીમાં લિપ્યન્તર સાથે જ હોવાથી એનો આસ્વાદ કરવામાં સ-રસ સહાય મળે છે.

અહીં, આ સપ્તકમાં, પ્રકટ થયેલા અનુવાદોમાં એવી કોઈ મુશ્કેલી ઝાઝી નડી નથી. મરાઠી – ગુજરાતી જેવી ભગિનીભાષાઓમાં એ ન નડે એ જ વધુ શક્ય છે.

પણ આ અનુવાદોની સફળતાનું એક મહત્ત્વનું કારણ તો એ છે કે અનુવાદકો પોતે જ સર્જક પ્રતિભા ધરાવના કાવ્યના ઉત્તમ આરાધકો છે. માત્ર બે ભાષાઓનું જ્ઞાન ધરાવવાથી જ ઉત્તમ અનુવાદો – કાવ્યના કે ગદ્યના – આપી શકાતા નથી. અનુવાદ માટે સર્જક પ્રતિભા અનિવાર્ય છે.

એટલે જ સુરેશ દલાલ પુ. શિ. રેગે કે મંગેશ પાડગાંવકરની કવિતાને, જગદીશ જોષી ગ્રેસ જેવા કવિની કવિતાનો છટકણો, અનોખો મિજાજ અને એનાં ધુમ્મસ અને શિલ્પને, જયા મહેતા વિંદા કરંદીકરની ધીંગી કવિતા અને આરતી પ્રભુની પ્રૌઢ થતી જતી અને તાત્ત્વિકતા તરફ ઝૂકતી કવિતાને તથા વસંત જોષી વસંત બાપટની કવિતાના રમતિયાળ સૌન્દર્ય અને મૌનના આક્રોશને અને નારાયણ સુર્વેની કવિતાના આગવા બુલંદ અવાજને ગુજરાતીમાં અવતારી શક્યા છે. સુરેશે ખુદ રેગે સાથે બેસીને એમની

પ્રસ્તાવનાને અનુદિત કરી છે તથા એમની કવિતાના લય અને ભાવનેય છટકવા દીધા નથી. પોતાની કવિતાના અનુવાદ વખતે મંગેશે સુરેશ પાસે બેસીને પંક્તિએ પંક્તિ અને શબ્દે શબ્દની જાત સંભાળ લીધી છે. પ્રાસ પણ શક્ય હોય ત્યાં જાળવ્યા છે. ઉમાશંકરે એથીજ એને આદર્શ અનુવાદ પદ્ધતિ ગણાવી છે. જયાબહેને વિંદાની કવિતામાં જ્યાં જ્યાં કોઈ શબ્દના બે અર્થો થતા હોય તો પાદટીપમાં એનો ઉલ્લેખ હમેશાં કર્યો છે અને મૂળ કૃતિની ધ્વન્યાત્મકતાને છતી કરી છે. ગ્રેસની કવિતા મરાઠીમાં પણ એકદમ ન સમજાય એવી આગોતરી ચાલની રચનાઓ છે. જગદીશે એનો અનુવાદ કરવામાં જે સૂઝ અને શક્તિ દર્શાવ્યાં છે એ સાચે જ અભિનંદનીય છે. પ્રા. વસંત જોષી અને એમનાં પત્ની કુમુદ બહેનની નજર તળેથી આ બધાયે અનુવાદો પસાર થયા છે. એટલે ક્યાંય કોઈ ક્ષતિ રહી જવાનો અવકાશ પણ નહિવત્ જ હશે! માત્ર પાડગાંવકરનો અનુવાદ એમણે જોયો નથી પણ એની વાત તો ઉપર થઈ જ ગઈ છે.

પરિણામે, અહીં મૂળ કૃતિઓ મરાઠી હોવા છતાં ગુજરાતી લાગે છે અને ગુજરાતી લાગતી હોવા છતાં એ મરાઠી મટી જતી નથી.

આ સુપરિણામની પાછળ જો કોઈની મુખ્ય અને અદમ્ય પ્રેરણા હોય તો તે ઉમાશંકર જોશીની છે. અનુવાદકાર્યને એ સર્જન જેટલી જ અગત્ય આપી એનું ગૌરવ કરે છે. હજુ તો એ આ દિશામાં કેટલું બધું કરવાના છે!...

—૧૯૭૮ માં આવું એક બીજું સપ્તક આપવાના છે! અસમિયા, ઓડિયા, બંગાળી કવિતાના અનુવાદો આપવાના છે ... ...

ગુજરાત એમનું સાચે જ એનાથી વધુ ને વધુ ઋણી થતું જાય છે. પ્રેમથી અને આદરથી.

૧

## દ્યૌની દુહિતા ઝળહળતી

(ઋગ્વેદનાં ચાર ઉષાસૂક્તોનો અનુવાદ)

(મંડલ ૭, સૂક્ત ૭૭)

આવે છે એ ઝળહળતી
(કો કામિની ઝળમળ જોબનવંતી)—
જીવમાત્રને પ્રવૃત્તિમાં પ્રેરતી
વેળા થઇ અવ અગ્નિ પ્રગટાવવાની
અંધારાં એણે ઉલેચ્યાં
ને જ્યોતિ પ્રગટાવ્યો. ૧.

વિસ્તારવતી
એ વિશ્વસંમુખ ઊગી
ઝગમગતું વસન ધરતી
શી ઝળહળતી તેજે!
કેવી પ્રકાશે છે એ હિરણ્યવર્ણા,
ચારુવદના, પ્રિયદર્શના
ગાયોની માતા, દિવસોની નેતા! ૨.

દેવોના ચક્ષુને લઇ આવતી
દોરી લાવતી અશ્વ એક—
શ્વેત ને સુમુખ
સુભગા, રશ્મિમંડિત ઉષા
અદ્ભુત વરદાનો વિતરતી
દીસે છે વિશ્વે વિસ્તરતી ૩.

ધનવંતી ઉષા!
ફગાવી દે અમારા અમિત્રોને દૂર
અમને તું અભય દે, વિશાળ ગોચર દે,

દ્વેષ ઉથાપ, ધન સ્થાપ
વર વરસાવ ન્યારા ઉદ્‌ગાતા પર,
હે ધનદા! ૪.

ઉષા! દેવી!
અમારા માટે તું ઝળહળી ઊઠ
તારી સર્વોચ્ચ કિરણશ્રી સાથે,
અમને દીર્ઘાયુ કરતી
ને વિતરતી ધેનુનાં
ને અશ્વનાં ને રથનાં વરદાન,
હે વિશ્વ વરણીયા! ૫.

આ વસિષ્ઠો
વધાવે છે તને સ્તોત્રોથી,
હે દ્યૌની દુહિતા! સુજાતા ઉષા!
ભરી દે અમને તું
અમુલખ ને અઢળક ધનથી
દેવો! તમે અમ તણું સદા
મંગળ કરો, રક્ષણ કરો. ૬.

ફૂલ ☐ પુ. શિ. રેગે
(મરાઠી કવિતા)
પાંદડીઓ પીંજાયેલી
સુગંધ ચોળાયેલી
—વાયરો આવો સૂચવનારો.

કોઇ કહે છે:
આ હંમેશનું જ;
કોઈ: હોય છે તે આટલું જ.

કેટલી ઉતાવળ બધાંયની
ઝંઝાવાત આથમે એ પહેલાંની જ!
—ફૂલ જાણે નથી જ, કયારેય નહોતું જ.

ગઝલ ☐ મુકુલ ચોકસી

પશ્ચિમી આકાશ કેવું મ્લાન હોય !
સૂર્યનું જાણે કે કબ્રસ્તાન હોય.

શબ્દના લોખંડી ખીલા ઠોકવા
સૌની પાસે બે ઉછીના કાન હોય.

વૃક્ષની માફક ઊગે છે માણસો
તે છતાં આખ્ખું નગર વેરાન હોય.

આ હૃદય આરંભે એવી વારતા
આંખમાં જેનું અનુસંધાન હોય.

હું મને માનું છું દરિયો એ કદાચ
મારી ભ્રમણાઓનું કારસ્તાન હોય.

એક સંધ્યાકાળે હું ☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર
(બંગાળી કવિતા)

આ સરોવરમાં ઈશ્વર હતા
આ સરોવરમાં ઈશ્વર હતા
ઈશ્વર તમારો ધરતીકંપ આવીને ભૂંસી ગયો તમારો મહિમા;
આ વૃક્ષ મારા ઈશ્વર
આ વૃક્ષ મારા ઈશ્વર
ઈશ્વર, તમારી વીજળી તમને જ બાળી ગઈ બિહામણી
ઈશ્વર, તમારા જેવો નિરીશ્વર બીજો કોઈ નથી !

નદીને કિનારે બેઠો હતો, નદી મારી સાથે કંઈ જ બોલી નહીં,
રૂક્ષ પર્વતે કહી મને નદીની વાત—
નારી પાસે ગયો હતો, નારી મારી સાથે કંઈ જ બોલી નહીં,
ધૂળથી ભરેલા ગ્રંથે જ કહી મને નારીની ભાષા....

## રાજસ્થાન ☐ જયન્ત પાઠક

અરધા ડુંગર, અરધી રેતી
વચમાં વચમાં થોડીક ખેતી;
થોડાં બકરાં, થોડાં ઘેટાં
ટેકરીઓનાં ઊંટ ઊંઘરેટાં!
વનરાજી સમ આછી પાંખી
પ્રજા ઉઘાડી અરધી ઢાંકી;
રેત અને પથ્થરના વ્હેળા
વહે રુધિરના રેલા ભેળા;
સૂના મ્હેલ, છતોને માથે
કાળ લટકતો ઊંધે માથે
ઝાંખપના અરીસાની ભીતર
પદ્મિની સળગે–જૌહર, જૌહર!
કીર્તિસ્તંભની છાયા હેઠળ
કપિઓ રમતા આંબળપીપળ;
દરવાજાના બુઠ્ઠા ખીલા
હાડ હાથીનાં જુઠ્ઠાં ઢીલાં;
બાઇ મીરાંનાં મંદિર–મ્હેલ
આંસુબોઇ અમ્મર વેલ!
ટેકરીઓ પર ઊગે ભાણુ
ચેતક ઠેકે મ્હાણું મ્હાણું!
ભાલા, તીર, બખ્તરને ઢાલ;
સંગ્રહસ્થાને કેદી કાળ!

## ત્રણ કાવ્યો ☐ હનીફ સાહિલ

### ૧. અંતર

કેટલી વિચિત્ર રમત છે
જે વ્યક્તિ
પાસે આવે છે
પોતાનાં ચરણો નીચે
અંતર લઈને આવે છે.

### ૨. બાદબાકી

મેં મારા હાથોમાં
સમંદર કેદ કર્યો હતો
રેત ક્યાંથી આવી?

### ૩. ! ?

એ સત્ય છે
કે આ રાત્રિ પછી
ફરી દિવસ ઊગશે
પરંતુ એ નવા દિવસના હાથોમાં
સૂર્ય પણ હોય
એ જરૂરી નથી.

ગઝલ □ રવીન્દ્ર પારેખ

મારી ઉદાસી જળમાં ડૂબેલા ખડક સમી,
-ને તેં ય તારી નાવને મૂકી છે એ તરફ.

મારી ભીતર આ કયાંથી શબ્દઘોષ-ઘોષ-ઘોષ-
મેં આમતો એકકેય ઉચ્ચર્યો નથી હરફ.

મારી ભીતર હતું કોઈ કાવતરાખોર, પણ
એથી જ મેં મને કરી દીધો છે બરતરફ

વૈતાળ જેવી આંખથી ખાલીપો પૂછતી –
તારી નજર ઠરી ખરી છેવટ તો આ તરફ.

ઠેકી શકું હું શી રીતે મારાપણાની ભીંત-
ચોકી કરે છે કેટલી છાયાઓ ચોતરફ.

સૂરજ બનીને ચોતરફ ઊગી જવું હતું,
તો શાને મારા હાથમાં આપ્યો હતો બરફ?

કન્યાકુમારીના કાંઠે □ કિશન કોટીચા

અશબ્દના કિનારે
શબ્દો મારા
ફીણ ફીણ થઈ
ફેલાઈ જાય છે
રેલાઈ જાય છે
આ તો ત્રિગુણનો દરિયો
કયાંક
લીલો લીલો હરિયાળો
કયાંક
ભૂરો ભૂરો આકાશી
જગવતો નાદબ્રહ્મને
શાન્તાકારં, શેષાશાયી.
શબ્દો અહીં કોઈ અતલ ઊંડાણે
સમાધિસ્થસ્ય
ગેબી ગોખે
જાગે
આ કુંવારિકા કન્યાને આંગણ
આંકી જતાં
ઉન્મત ગુંજન
મૂકી જતાં
હવા મધુરાં ભીનાં ચુંબન
મારું કેવળ
સભર સભર મૌન સ્પંદન!

મેં અને એણે ☐ શશિકાન્ત જોષી

મેં મારી તાજી રચના વાંચવાની શરૂઆત કરી
અને
એણે એકાદશીની વાર્તા વાંચી સંભળાવવાનો
આગ્રહ કર્યો.
મેં તાજેતરમાં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહ વસાવવાનો
વિચાર પ્રસ્તુત કર્યો
અને
એણે ખાંયણી-દસ્તો લાવી આપવાનો આગ્રહ કર્યો.
મેં પુસ્તકોનું પ્રદર્શન જોવાનો કાર્યક્રમ ઘડયો
અને
એણે સગાનાં મૃત્યુની આઠડીમાં જવાનો આગ્રહ કર્યો.
મેં લઘુ-સામયિકનું લવાજમ મોકલવાનું નક્કી કર્યું
અને
એણે માનતા ઊજવી નાખવાનો આગ્રહ કર્યો.
મેં આવતા જનમે કવયિત્રી જોડે લગ્ન કરવાનો
વિચાર જાહેર કર્યો
અને
એણે આવતા સાતેય જનમ 'હું જ કવિ પતિ' મળું
એવી પ્રભુ પાસે પ્રાર્થના કરી.

ગઝલ ☐ વીરેન મહેતા

| | |
|---|---|
| શબ્દ ખોલ જો | નાખ કાંકરી |
| અર્થ થરથરે. | આભ ફરફરે. |
| બરફ ફેંક મા | કોણ? કેમ? કયાં? |
| સૂર્ય ના ઠરે. | પ્રશ્ન કાં ધરે? |
| દોર વૃક્ષ તું | બંધ પાંપણે |
| હવા કરગરે. | કોણ તરવરે? |

☐ મુકેશ માલવણકર

બહેરો બની ગયેલો ખલાસી.
ગઈ સાંજે
રેતીમાં લીટા દોરીને,
તેની પત્નીને કહેતો હતો :
હવે, આકાશની છાતી ચીરીને
બહાર નીકળતા કેશરી પરોઢ તરફ
આંગળી ચીંધી
તુ મને સમુદ્રમાં નાવ હંકારવા કહીશ નહી.
ભલે, મારા બન્ને કાંડામાં લોહીની છલોછલ નદી
વહેતી હોય!
(અરે, કાંડા કપાઇ ગયાં હોત તો સારુ હતું.)
પણ
બન્ને કાન ગુમાવ્યા પછી,
સમુદ્રના અવાજને અનુભવ્યા વગર
હું નાવ નહીં હંકારી શકું!
ના હવે, હું કયારે પણ નાવ હંકારી નહીં શકું!!
નહીં નહીં........ હવે કયારે પણ નહીં!!!

☐ આર. એસ. દૂધરેજિયા

હું રોજ તારા પ્રેમપત્રો
સળગાવવા માટે
બાકસ ખોલું છું
પણ
દરેક વખતે તેમાંથી
પતંગિયું નીકળે છે
અને હું
પત્રો સળગાવવાનું માંડી વાળું છું.

'ભૂમા', તપોવન સોસાયટી,
સુરેન્દ્ર મંગળદાસ રોડ,
આંબાવાડી, અમદાવાદ-૧૫
૧૬-૧-'૭૮

સ્નેહી સુરેશભાઈ,

તમે 'કવિતા'ના ૬૨મા અંકની મને ગમતી રચના તારવી આપવાનું કામ સોંપ્યું. કામ ગમતું અને આનંદપ્રદ હોઈ મેં તે સ્વીકાર્યું. તે વિશે લખું તે પહેલાં બીજી બેએક વાત લખવાની લાલચ રોકી શકતો નથી. 'કવિતા'એ ગુજરાતી કવિતાની પ્રશસ્ય સેવા કરી છે. કેટલી બધી નવી કલમો 'કવિતા' દ્વારા પાંગરી છે! 'કવિતા' દ્વારા પરપ્રાંતીય અને વિદેશી નવી કવિતાના સંપર્કમાં નવા કવિઓ આવ્યા. હંમેશ નવાં રૂપરંગ લઈ આવતું 'કવિતા,' એક સામયિકની સુઘડતા અને કલાત્મકતા કેવી હોઈ શકે તેનું સુંદર દષ્ટાંત પૂરું પાડે છે.

અંક ૬૨ની મને ઉત્તમ લાગતી કવિતાની તપાસ કરતાં સર્વશ્રી રાજેન્દ્ર શાહ, જયંત પાઠક, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, જયદેવ શુક્લ, જગદીશ જોશીનાં કાવ્યો મને ગમ્યાં છે તે સ્વીકરીને પણ હું કહીશ કે બહેનશ્રી પન્ના નાયકનું 'કવિતા-૬૨માં છપાયેલા મારા ફોટોગ્રાફને જોઈ' કાવ્ય મને સૌથી વિશેષ ગમ્યું. કેવો સુખદ યોગ છે કે ૬૧મા અંકમાં પણ તેમનું જ કાવ્ય તે અંકની ઉત્તમ કૃતિ તરીકે પસંદગી પામ્યું છે. હું જોતો આવ્યો છું કે હમણાં હમણાં બહેન પન્નાની સર્જકતા ઉત્તરોત્તર પ્રશસ્ય ગતિએ ચાલે છે.

પ્રસ્તુત કાવ્ય મને એટલા માટે ગમ્યું વધુ ગમ્યું, કે કવયિત્રીનું સંવેદન કાવ્યના focus માં આવ્યું છે અને તેની રેખાઓ સુરેખ બની છે. પોતે અને છબી એક છતાં ભિન્ન, એક સ્વ બીજું પડછાયો, એક સજીવ બીજું પતંગિયા વિનાનું. એક સત્ય બીજું મિથ્યા. આ બધું ઈંગિતોથી સરસ રીતે સૂચવાય છે. પોતાને નજરમાં લેતી આંખો કે કેમેરાને focus નથી મળ્યું. નજર નજરમાં આપણાં કેવાં ભિન્ન અને ખોટાં રૂપો અંકિત થાય છે! આપણે જે હોઈએ છીએ તે અન્યની આંખોના ફોકસમાં આવતું નથી, નથી હોતા તે આવે છે. માનવીનું આખરી સ્વરૂપ કયું તે તો કોણ કહે! કદાચ હવે જે જન્મ પામે તે! માનવીનું સતત પરિવર્તન પામતું વ્યકિતત્વ હોય તો તેનું આખરી સ્વરૂપ કયું? માનવી પોતાની વ્યકિતતાને પામવા મથે છે તેથી તો કવિ કહે છે તેમ તેને પોતાની image નથી જોઈતી, સાચું સ્વરૂપ (સ્વ-રૂપ) જોઈએ છે. માનવીની સકળ પ્રવૃત્તિનો માર્મિક પ્રશ્ન અહીં આકારિત થયો છે.

કાવ્ય પારદર્શક છે, એકત્વ પ્રાપ્ત કરે છે. પ્રત્યેક પંકિતનો આંતર સંબંધ છે. Imagesનો આંતર સંબંધ અને અનુબંધ આપણને કાવ્યના ભાવકેન્દ્ર ઉપર લઈ જાય છે. કશું અલગ પડી જતું નથી. કશું નિરર્થક નથી. કાવ્ય એક organic unit બને છે. બહેન પન્નાને અભિનંદન.

કુશળ હશો. આભાર.

ચન્દ્રશંકર ભટ્ટ

ખાબોચિયું ☐ મુકેશ વૈદ્ય

[ પાંચ કાવ્યો ]

૧.

એક ખાબોચિયામાં
મધ્યાહ્ને
માતેલી ભેંસની જેમ જડ થઈ પડી રહેલા
સૂર્યને
સાંજ સુધીમાં તો માછલાં ફોલી ફોલીને ખાઈ ગયાં.

૨.

બારીની જેમ જડાઇ ગયાં છે ખાબોચિયાં.
વૃક્ષો એમાં ડોકાઇ ડોકાઇને જુએ છે.
કદાચ
તેઓ ક્યાં પહોંચ્યાં એનો તાગ કાઢતાં હશે.
વચ્ચે અફાટ અવકાશ.

૩.

પીઠ પર દફતર ઝુલાવતા નિશાળિયાઓએ
મોટા દેખાતા એક ખાબોચિયે કાંકરા નાંખી
અનેકાનેક વલયો જન્માવ્યાં.
પછી તો આખું ય ખાબોચિયું કાંકરે કાંકરે પુરાઈ ગયું.
કાલે જ્યારે નિશાળિયાં છૂટીને પાછા ફરશે
ત્યારે
તેઓએ કાંકરાની શોધમાં દૂર રખડવું નહીં પડે.

૪.

મેં એક ખાબોચિયામાં
એક કાગળની હોડી મૂકી
અને—
એ તરી.

૫.

ખાબોચિયુ જોવા મેં આંખ માંડી
ત્યારે આંખના ડોળા પર કશુંક ઘસાતું હોય એવું લાગ્યું હતું
પણ મને મજા પડી.
ખાબોચિયા પર આંખ માંડીને જ હું આગળ વધ્યો.
અડધાં કપાયેલાં, ફરી એકમેકમાં ભળી જઈ જોડાતાં
ટોળાં, દુકાનોનાં પાટિયાં, છત, પડું પડું મકાનો
ને ઊંધી વળેલી બસનાં ઊંધાં ખોળાં મસમોટાં વ્હીલ
મારાં ઉપલાં પોપચે ફરવા લાગ્યાં.
નજીક પહોંચ્યો
તેમ તેમ દૃશ્યો ચકરાયાં, તૂટયાં ને બદલાયાં.
ખાબોચિયું
આંખ સરસું પાસે આવ્યું
ત્યારે તો કશું જ નહીં.
માત્ર ચૂને ધોળ્યું આકાશ;
મારી આંખોમાં
ઊંડે ઊંડે અસહ્ય પીડા થવા લાગી.
ટીનના પતરાં જેવું ચળકતું ખાબોચિયું
ખાસ્સું અડધું એવું
મારી આંખો ચીરીને ઊંડે ઊંડે પેસી ગયેલું.
સામે ક્ષિતિજ જેટલું દૂર
ને પાછળ
ફૂટેલી, લોહિયાળ ખોપરીને પેલે પાર .... .... ....

અંધારામાં ગુફ્તેગુ ☐ સેન્ડોર વેરેઝ ☐ શકુંતલા મહેતા
(હંગેરિયન કવિતા)

તું કૂવામાંથી બહાર નીકળ, વ્હાલા બેટા,
તારું શિર ચિંતા છે, તારા હાથ ઝરણાં છે,
ધડ પવન છે, પગ માટી છે. હું તને બાંધીશ,
પણ તું ગભરાઈશ નહીં : હું તને ચાહું છું,
અને મારું બંધન એ તારી મુક્તિ છે.

તારા લલાટે લખું છું : "હું બળવાન, એકનિષ્ઠ,
સુરક્ષિત અને કુટુમ્બવત્સલ છું, જાણે સ્ત્રીઓને
ખુશ ખુશ કરનાર જવો."

તારા હાથ પર હું લખું છું : "મારી પાસે ખૂબ
સમય છે, મને ધાંધલધમાલ નથી : મારી પાસે
શાશ્વતી છે."
તારા ધડ પર હું લખું છું : "હું દરેકમાં વહું છું,
અને દરેક વસ્તુ મારામાં વહે છે :" હું
દુરારાધ્ય નથી પણ મને ભ્રષ્ટ કરે તેવું છે કોણ?"
તારા પગ પર હું લખું છું, "મેં અંધકારને માપી
લીધો છે અને મારે હાથે મેં તેના ઊંડાણને
ખળભળાવ્યું છે; કશું પણ એટલે ઊંડે નથી
ડૂબતું કે જેને હું તાગી પણ ન શકું."

તારું સોનામાં પરિવર્તન થયું છે, વ્હાલા બેટા.
તું તારું રૂપાન્તર કર તું અંધો માટે રોટલો
અને દેખનાર માટે તલવાર થા.

---

શાન્તિભાઈ શાહ, ૧૨, મહેશ્વર પ્રકાશ નં. ૨, કોટેજ લેન, સાન્તાક્રુઝ (પ.) મુંબઈ-૪૦૦ ૦૫૪.
કિશન કોટીચા, રક્ષા કિલનિક, લિંકીંગ રોડ, સાન્તાક્રુઝ, મુંબઈ-૪૦૦ ૦૫૬.
માલિની શ્રોફ, નવયુગ નગર, બિ. નં. ૧, ત્રીજે માળે, ફ્લેટ નં. ૩૩, ફોરજેટ હીલ, મુંબઈ-૪૦૦ ૦૩૬.
ધીરુ પરીખ, 'લાવણ્ય' વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯.

पङ्गुं लङ्घयते गिरिम्‌ની
તમારી શક્તિનો મહિમા
મારી જિહ્‌વાને અજાણ્યો નથી, નાથ!
છતાંય
મારા લંગડાતા શબ્દો
હજુ અર્થગિરિની તળેટીમાં જ અટવાય છે!
ને
मूकं करोति वाचालं
એવું વારંવાર મૂક રહીને સ્તવ્યો તો છું;
છતાંય
મારા આ બોબડા શબ્દોને
ક્યાં હજુ અર્થઘન વાચા જ ફૂટી છે?!
આથી હે પરમાનંદ માધવ!
મારા
આ લંગડા
લ
  થ
    ડ
      તા
બોબડા
બબડતા
શબ્દોનો સત્વરે સંહાર કરો;
અને
પછી
મને
દમયંતીની હથેળીઓ દો
તો જ પરમાનંદ
તો જ તમારી કૃપા, માધવ!

ફક્ત કવિતા માટે ☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર
(બંગાળી કવિતા)
ફક્ત કવિતા માટે આ જન્મ, બસ કવિતા
ખાતર જ કેટલાય ખેલ, ફક્ત કવિતા માટે એકાકી હિમસંધ્યા
જગત પારથી આવવું, ફક્ત કવિતા માટે
અપલક મુખશ્રીની શાંતિ, એક ઝલક,
ફક્ત કવિતા માટે જ તું નારી, ફક્ત
કવિતા માટે આટલો રક્તપાત, વાદળમાં ગંગાપ્રપાત
કવિતા માટે, વધુ લાંબું જીવવાનો થાય લોભ,
માણસ જેવું શોભમય જીવવું. ફક્ત કવિતા
માટે મેં અમરત્વને ઉવેખ્યું છે.

'કવિતા'ના ૧૯૭૬–૧૯૭૭ના વર્ષનાં શ્રેષ્ઠ કાવ્યોનાં પારિતોષિકો માટે 'કવિતા' જૈન સોશ્યલ ગ્રુપનો તથા શ્રીમતી શારદાબહેન શાહનો હૃદયપૂર્વક આભાર માને છે.

---

નલિની માડગાંવકર, ૧૬૬-બી, ખારેઘાટ રોડ, દાદર, મુંબઈ-૪૦૦૦૧૪.
વીરેન મહેતા, ૧૦૨, મોડર્ન એપાર્ટમેન્ટસ-૧, ગાર્ડન લેન, 'શ્રેયસ' સિનેમા પાસે, ઘાટકોપર (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૫૬.
આર. એસ. દૂધરેજિયા, સિટી પોલીસ પાસે, ટાવર પાસે, સુરેન્દ્રનગર-૩૬૩ ૦૦૧.
મુકુલ ચોકસી, ૨, મધુવન સો૦ નાનપુરા, સુરત.
હનીફ સાહિલ, રણછોડજી પોળ, મહેમદાવાદ, ૩૮૭ ૧૩૦ (જિલ્લા: ખેડા).
હરિવલ્લભ ભાયાણી, ૯, હાઈલેન્ડ પાર્ક, ગુલબાઈ ટેકરો, અમદાવાદ–૧૫.

રહો તો કવિ! તમારી કવિતાને બોલવા દો.... –ઉમાશંકર જોશી

તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૧૧ : અંક ૩ : ફેબ્રુઆરી, ૧૯૭૮
સળંગ અંક : ૬૩

મુખપૃષ્ઠ : મુક્તા શેઠ
સજાવટ : દિનેશ દલાલ
મરાઠી કવિઓની તસવીર : જયા દફ્તર

# કવિતા

[દ્વૈમાસિક]

આર. એસ. દૂધરેજિયા–૪૧
આરતી પ્રભુ–૧૨
કરસનદાસ માણેક–કવર-૨
કિશન કોટીયા–૩૯
ગ્રેસ–૮
ચંદ્રશંકર ભટ્ટ–૪૨
જગદીશ જોષી–૨, ૮, કવર-૪
જયંત પાઠક–૩૮
જયા મહેતા–૭, ૧૨, ૧૩, ૧૮, ૩૦
જસવન્તી દવે–કવર-૩
ધીરુ પરીખ–૪૬
નલિન રાવળ–૨૭
નલિની માંડગાંવકર–૩૭, ૪૦
નારાયણ સુર્વે–૧૦
નિરંજન ભગત–૪૩
પન્ના નાયક–૪૬
પુ. શિ. રેગે–૬, ૨૩, ૩[illegible]
પ્રફુલ્લ પંડ્યા–૧
ભગવતીકુમાર શર્મા–૧૫
મણિલાલ પટેલ–૧૮
મંગળ રાઠોડ–૧૪
મંગેશ પાડગાંવકર–૯
માલિની શ્રોફ–૧૪
મુકુલ ચોકસી–૩૭
મુકેશ માલવણકર–૪૧
મૂકેશ વૈદ્ય–૪૩
મેઘનાદ ભટ્ટ–૧૭
યોગેશ જોષી–૧૬
રમેશ જાની–૩૧
રવીન્દ્ર પારેખ–૩૯
વસંત જોષી–૧૦, ૧૧
વસંત બાપટ–૧૧
વિંદા કરંદીકર–૭
વિનોદ ગાંધી–૪
વિપિન પરીખ–૧૫
વીરેન મહેતા–૪૦
શકુન્તલા મહેતા–૪૫
શંકર કુરૂપ–૧૩
શશિકાન્ત જોષી–૪૦
શાન્તિ શાહ–૨૬
સુનીલ ગંગોપાધ્યાય–૩૭, ૪૭
સુરેશ દલાલ–૬, ૯, ૧૯, ૩૬
સેન્ડોર વેરોઝ–૪૫
સૌરભ શાહ–૧૩, ૧૬
હનીફ સાહિલ–૩૮
હરિવલ્લભ ભાયાણી–૩૫
હરીન્દ્ર દવે–૧૫, કવર-૩




---

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં બાર રૂપિયા, પરદેશમાં ત્રેવીસ, છૂટક નકલના રૂપિયા બે.

બહારગામનું લવાજમ સૌરાષ્ટ્ર ટ્રસ્ટના નામથી મનીઓર્ડર/ડ્રાફટથી મોકલવા વિનંતી છે.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ ૧.

एकाकी ☐ हरीन्द्र दवे ☐ अनु. जसवंती दवे

(गुजराती काव्यम्)

मम विविक्तं
सवेगं प्रयान्ति ताः सभाः
— यत्र नाऽहं अयाम् ।

मदीये सुकृते वलीयांसि
स्थितानि पापानि
— यानि मया नाचरितानि ।

मामकीना गत्यां,
न वलितोऽहं यत्र
तां दिशं प्रति दृश्यते प्रवृत्तिः ।

मया ये न कृताः अपराधाः
तेषां सिन्दूरेण
विहितोऽस्ति मे निर्दोषतादर्शः ।

'विविक्तसेवी' इति मा मन्यमानानां मित्राणां कथं प्रत्ययं आवहे
यदयं जनः एकाकी विद्यते !

એકલવાયો ☐ હરીન્દ્ર દવે

મારા એકાંતમાં
ધસી રહી છે એ સભાઓ
—જેમાં હું ગયો નથી.

મારા પુણ્યમાં પ્રબળ
રહ્યાં છે એ પાપો
—જે મેં કર્યાં નથી.

મારી ગતિમાં
જે વળાંકે વળ્યો ન હતો
એ તરફનો ઝોક છે.

નથી આચરી શક્યો
એવા અપરાધોના સિંદૂરથી રચાયો છે
મારી નિર્દોષતાનો અરીસો.

મને એકાંતપ્રિય માનતા મિત્રોને હવે કેમ સમજાવુ
કે હું એકલવાયો છું !



KAVITA Regd. No. R. N. 16800/67

## LONESOME ☐ Harindra Dave

Into my Solitude
rush-in those gotherings
— I've not attended.

Over-powering amongst my good deeds
have always been those sins
— I've not committed.

In my gait,
there's an inclination
towards the sideways I've not taken.

The mirror of my innocence
is designed out of the red-lead of crimes
I've not been able to indulge in.
How to convince now my friends
— who presume me to be obsessed with solitude —
that I'm lonely!

( Translated from Gujarati ... by Jagdish Joshi )



ઉમાશંકર જોશી, કનૈયાલાલ મુનશી



## લાગણીની અ–ગીત વિરૂપિકા □ જગદીશ જોષી

સ્મરણોનાં સુક્કાં તળાવ
　　તળાવમાં તડકો ચડ્યો મારા ભૈ
મરણોનાં લીલાં તળાવ
　　તળાવમાં તડકો પડ્યો મારા ભૈ.

આંસુમાં બોળ્યો રૂમાલ
　　રૂમાલમાં સુરજમુખીને લ્હાય લાગી
સૂરજનો કાળો ગુલાલ
　　ગુલાલને પીળચટ્ટી ઠેસ એક વાગી:
દોસ્તોએ નાખ્યો પડાવ
　　પડાવમાં ભડકો ઢળ્યો મારા ભૈ.

કોઈ પૂછે નેં 'કેમ છો' તો ય
　　તોય હું તો 'સારું છે, સારું છે' કહું છું મારા ભૈ
એક પથ્થરમાં દેખાતું બિમ્બ
　　બિમ્બને હું 'મારું છે, મારું છે' કહું છું મારા ભૈ:
હોડીમાં દરિયોઃ તળાવ
　　કે દરિયામાં તણખો પડ્યો મારા ભૈ
　　કે પહાડનો મણકો ખડ્યો મારા ભૈ.

ગીત ☐ પ્રફુલ્લ પંડયા

–ભૂખ ઊઘડતી હોય એમ આ કહેવાની ઝંખા ઊઘડે છે
આજકાલ સપનાં આવે છે
સપનાંઓ છેકછાક થાય છે અને વાત ફંટાઇ જાય છે
ફાડી નાખ કોઇ છેડો........

–એની તે કઇ ગરજ પડી છે તને કે તારી આંખોને કે
ડામરના રસ્તાઓ વિશે
જાતજાતની ખફગી વ્હોરી સૂનમૂન બસ સૂનમૂન આમ જોઇ
રહે છે શૂન્ય લટકતો છેડો........

–છેડાની આજુબાજુમાં રંગરંગના વિચારધારી
હસતાં મોઢે ફરતા હોય છે અને એમ પણ કહેતા હોય છે,
રહેમ કરો ભાઈ, રહેમ; પરંતુ મારી ઈચ્છા એવી છે કે
હું જ મને હું કરું એટલે સુન્દર સુન્દર સાચું સાચું !
–કારણ કે કોઇ કહી ગયું છે, કોઇ એટલે
કોઇ, ખરેખર કોઇ એટલે કોઇ, એકંદર અનુભૂતિ પણ રોઈ
હવે તો સંત તુલસીદાસનો દુહો સાત વાર લલકારું જો એ
તારી આંખમાં હોય બાકી તો છે જ આપણું કાચું કાચું !

–ઊંઘ ઊઘડતી હોય એમ આ અંદર કૈં ઊઘડે છે સાથે
સમજદારી આવે છે અંતે
એક સીમા પર પહોંચી જઇને શબ્દોનો સહકાર મેળવી, વૃત્તિઓ
પોકારે છે કે જાવ આબરું ખેડો.......

–ગણ્યાં ગાંઠયા આ પોકારોને સલામ કરવી સારી
નહિતર મળશે નહીં કોઇ યારી એવી
તર્કબદ્ધ કુશળતા સામે માંડો બસ જેહાદ
સમજનું એ જ કાર્ય અહીં હોવું ઘટે છે

અવાજના આવેગથી આખો તોડી નાખ તું કિલ્લો
—કિલ્લાના કોઇ રખેવાળની છાતી એટલે થોર
એની બહુ અણિયાળી છે કોર, ક્યારેક
વાગે તો આવે તોર તોરના સબળ સબળ
સંધાનમાં મારે કરવું પડતું જોર, હવે હું
સલામ–આંઇથી દૂર–મને કોઇ પહેરાવોના બિલ્લો

બિલ્લાની અંદર આવેલી હોય રૂપાળી રેખ, રેખની
આજુબાજુ અક્ષર એના જેવું
કોઈના બખ્તર એમાં એમ લખેલું હોય કે ઇચ્છા, ઇચ્છાની
ગુલામ હવે મંન ફાડી નાખ તું છેડો........

= દુનિયા □ કુમારી કલ્પના □ અનુ: સાં. જે. પટેલ
(નેપાળી કવિતા)

મારાં પુત્ર–પુત્રીઓ ÷ તમે અને હું
ફાટયાં–તૂટયાં કપડાં × અમારો પરિવાર
= પરિવાર નિયોજન

$$\frac{\text{ઉંમર}}{\text{વંશ}} \times \frac{૧૦૦}{૧૦૦}$$

બરાબર ભૂખ્યું પેટ
∴ તમારી + મારી = દુનિયા ?

## હું □ છું □ નથી □ છું □ કોણ □ ક્યાં □ પાસે □ શું ? □ સુરેશ દલાલ

લંબચોરસ સફેદ કાગળ જેવા
એક સરોવરને ખળભળાવી મૂકવાની
મને એક ભયંકર ઇચ્છા થઇ છે !

જો હું કહું કે આ સરોવર મારું છે.
તો તમે કહેશો
મને સ્વપીડનમાં રસ છે.
જો હું કહું કે આ સરોવર મારું નથી
તો તમે કહેશો
મને પરપીડનમાં રસ છે.

શા માટે તમે મને
ચોકઠામાં, ખાનામાં,
કારણમાં, બહાનામાં
જુગારખાનામાં
ગોઠવવાનો પ્રયત્ન કરો છો ?

હું કોણ છું ?
આ પ્રશ્નનો જવાબ
એક જ ન હોઇ શકે

હું રસ્તો છું
ગલીકૂંચી છું
મંદિર છું
બાગ છું
બાગનો ફુવારો છું
કાંટાની વાડ છું

દીવાલ છું
હીંચકો છું
પારણું છું
ચિતાની રાખ છું
-વેશ્યાવાડો છું.

હું
વૃક્ષનાં લીલાં પાંદડાઓને
સૂર્યનાં કિરણની નજાકતથી જગાડું છું
અને ફૂલોની આંખમાં
ભાલો ભોંચી દઉં છું.

હું પ્રેમાળ છું કે ક્રૂર?
હું પાસે છું કે દૂર?
હું કાયર છું કે શૂર?
તમે નક્કી નહીં કરી શકો
કે હું કોણ છું? હું ક્યાં છું?

હું બોલીને પણ મૂંગો રહી શકું છું.
આંખ મીંચીને પ્રાર્થના કરું છું
ત્યારે ક્યારેક વ્યભિચારના દૃશ્યો
ઇશ્વરની છબી પાસે
ફૂલની જેમ ગોઠવાઇ જાય છે.

મારી પાસે પુણ્ય છે કે પાપ?
મારી પાસે દોરી છે કે સાપ?
મારી પાસે શૈત્ય છે કે તાપ?
તમે નક્કી નહીં કરી શકો
કે મારી પાસે શું છે.

હું કોણ છું?
હું ક્યાં છું?

હું તમને મળું છું
ત્યારે તમને મળતો નથી,
તો એવું પણ નથી
કે એકાન્તમાં હોઉં છું
ત્યારે મને મળું છું
મને લાગે છે
કે હું મારાથી બહુ દૂર નીકળી ગયો છું
હું મને પણ ન ઓળખી શકું
—એટલો બધો દૂર.
હું મને મળતાં બ્હીઉં છું.
મને મારી બીક લાગે છે.
હું મને મળીશ
તો સરોવર સળગી ઊઠશે.
કેટલીક ઇચ્છાઓને નપુંસક કરી દેવી
એમાં જ પુરુષાર્થ છે!

□ માલિની શ્રોફ

ાકાશ થઇ છવાઈ જવું છે
ારા પર વરસી પડવા
ફૂલ થઇ ખીલી જવું છે
મારા પર હસી પડવા
સુગંધ થઇ ફેલાઇ જવું છે
લપાઈ રહેવા
દરિયો થઇ થીજી જવું છે
ભરતી ઓટથી પર થવા
અથવા...

☐ માલિની શ્રોફ

હું રોજ રોજ વિચારું છું
કવિતા લખવા...

ચાબુક લઇ ઊભેલું ચાલાક મન
પૂછે છે
શા માટે લખવી છે તારે કવિતા?
ભાખોડિયાં ભરી અંધકારને ખૂંદતા સૂરજ માટે
કે
ઢળતી સાંજે દરિયાની ઊભરાતી પાંપણ ખીડવા
કે
સંતાકૂકડી રમતા પંખીના કલબલાટને શોધવા
કે
જીવનભર મોત અને ક્ષણનું જીવન જીવવા
કે
ફરી એક વાર શૂન્ય થવું છે....
શૂન્યને મળવા!

પ્રાયશ્ચિત ☐ સાં. જે. પટેલ

કાગડા!
લોકો તો તને લુચ્ચો કહે છે!
અને તું તો–
ન માબાપા કોયલના બચ્ચાને પોષી રહ્યો છે!
કહે–
તું આ ભલાઇ કરી રહ્યો છે,
કે તારા પાપોનું પ્રાયશ્ચિત કરી રહ્યો છે?

એસ. જે. પટેલ C/o. હાઇસ્કૂલ, ડાંગરવા, તા. કડી,
ઉ. ગુ. ૩૮૨૭૦૫

તરંગી વિચારો ☐ વેન આઈ-ટુ ☐ અનુ. ઈન્દ્રજીત મોગલ

[ ચાઇનીઝ કવિતા ]

સાંજની ચુપકીદીમાં
મારા એકાકી, ઉજ્જડ મનમાંથી
ઊભરાઇ આવે છે
વિચિત્ર વિચારો, અવળપંથી વિચારો.
    જાણે ફૂટી નીકળે છે-
    પુરાણા જીર્ણ મંદિરની બહાર
    ધૂળછાયા અને વરસાદભીંજ્યા
    ઘંટબુરજમાંથી શંકાભર્યા ચામાચીડિયાંના
    ઊડતા ટોળાની માફક
    નાના રાક્ષસો-નહિ પંખી કે નહિ પ્રાણી.

મહત્ત્વાકાંક્ષી ચામાચીડિયાની માફક
મારા વિચારો જમીન પર ઢસડાશે નહિ
પણ હંમેશાં હવામાં ચક્કર ચક્કર લેશે
ગોળ, લંબગોળ કે વિવિધ વર્તુળાકારમાં.

    મારા એકાકી, ઉજ્જડ મનમાંથી
    સાંજની ચુપકીદીમાં
    અવારનવાર વિચિત્ર વિચારો
    આવાં ચામાચીડિયાંની માફક ફૂટી નીકળે છે.

## પશુલોક અને માણસની વસ્તી વિશે □ જયન્ત પાઠક

જ્યારે ઝંઝાવાતી ઝાપટામાં
બધું ડુબાડૂબ હતું ત્યારે
ઘટાળી ડાળ શોધીને
ચુપચૂપ બેસી ગયેલા કાગડાઓ
હવે ઉઘાડ નીકળતાં
બાજબહાદુરો બની
કરી રહ્યા છે કાગારોળ—
અજવાળાથી અંજાયેલી આંખો મીંચીને
અંધારાના જાળામાં
ભરાઈને ઘોરતા શિયાળ
— સિંહની પાછળ પાછળ ફરનારાં—
તે હવે સામે મોઢે શિકારમાંથી
માગી રહ્યાં છે સિંહભાગ—
ને કપાઈ ગયેલી કેસરી યાળ
ખેંચી ખેંચીને લાંબી કરવા મથતો સિંહ
રાજાનો વેશ પહેરીને
તૈયાર ઊભો છે
સિંહાસન આગળ, સાવચેત—
જાણીએ છીએ કે
બધાંને પોતાનો જીવ વહાલો હોય છે;
ને બીજાનો જીવ તો
એક માણસને જ વહાલો હોય છે—
પણ... માણસ તો.... કહે છે કે
સંભવે છે યુગે યુગે
ને તે ય પાછા એકાદ બે!

અમે છીએ જી નામ વગરના ઠા. લા.
જી હે કામ વગરના ઠા. લા.
હે જી ઠામ વગરના ઠા. લા.
જી હે જામ વગરના ઠા. લા.
ઠાલા રામ વગરના
'આછા' કે 'ઘન' શ્યામ વગરના
હામ વગરના
'હખ્ખણ' કે કંઇ 'વામ' વગરના
દામ ખરા પણ काम વગરના
સચમુચ જી કોઇ 'મામ' વગરના
કીડીના ચટકે ચટકાતી 'ચામ' વગરના
અભિજ્ઞતાથી સતત પીડાતા આગળ (ને પાછળ)
આ કોરા કાગળ શા ખાલીખમ મોટા
ગણપતજીના મસ્તક શા લોટા
(લપ તૂટ્યાની જાણ : નકામી મૃગજળની મોંકાણ)
ગણપતજીના મસ્તક જેવા મોટા મોટા
લોટા જેવા ખાલીખમ
મસ્તકમાં સરકે અભિજ્ઞતાની વાંકીચૂંકી
એક સતત જે હાર એનો કદી ન આવે પાર
કોણ અતિશય તીક્ષ્ણ તીક્ષ્ણ અણિયારી કાઢે ધાર
મગજમાં ઊંડે ઊંડે સતત ઘસરકા કરે મને આ–
આમ સતત શબ્દોના નામે–

નામ વગરના ઠા.લા. જે જી
કામ વગરના ઠા.લા. જે જી
ઠામ વગરના ઠા.લા. હે જી
જામ વગરના, ઠામ વગરના,
'આછા' કે 'ઘન'–શ્યામ વગરના

હામ વગરના
'દખ્ખણુ' કે કંઇ 'વામ' વગરના
ઠામ ખરા પણ 'काम' વગરના
સચમુચ જી કોઇ મામ વગરના
સ્પર્શહીન જડ ખુઠ્ઠી ખુઠ્ઠી ચામ છતાં
ભીતરમાં ઊંડે મગજ કહો કે ચિત્ત કહો
કે કહો અકલતમ લોટો
લોટામાં અણિયારી ધારે થતા ઘસરકા સતત
સતત શબ્દોના નામે
કામ વગરના
અમે છીએ જી નામ વગરના ઠા. લા.

–લાગે ☐ સૌરભ શાહ

મોસમના પહેલા વરસાદ પછી
અપંગ ખેડૂતની બાજુએ પડી રહેલા
બિયારણને કેવું લાગે ?

શિયાળાની શિયાળા જેવી સવારે
કોઇ મજદૂરના બે હોઠને એક બીડીની જ ખોટ
ને ધુમાડા વગરના એ ખાલી ગળાને કેવું લાગે?

તારો હાથ, મારા હાથમાંથી લઇને
નિયતિ મૂકી દે બીજાના હાથમાં
તો મને કેવું લાગે ?

બી-૧; 'સર્વોત્તમ', ૭૩-૭૪; જુહુ રોડ, દૌલતનગર,
સાંતાક્રુઝ (પ.), મુંબઈ-૪૦૦ ૦૫૪.

પ્રતીક્ષા ☐ કિશોરસિંહ સોલંકી

આંસુના દરિયામાં
અઠ્ઠાવિસ વર્ષથી વહાણ નાંગરીને બેઠો છું
તોય નક્કી કરી શક્યો નથી મારા પ્રવાસની દિશા
હવે તો આ વહાણનાં પાટિયાં પણ થવા લાગ્યાં છે બોદાં.
સવાર હોય કે સાંજ
ગામનાં પાદરની રેતમાં લખાયેલું મારું નામ
સસલાની જેમ દોડતું આવીને વળગી પડે છે મને
પણ હું એને બિલાડીની જેમ પંપાળી શકતો નથી.

મારા હાથની રેખાઓમાં લહેરાય છે બાવળનાં વૃક્ષનું વન
અને એની ડાળે ડાળે સુગરીઓએ બાંધ્યા છે માળા
મારે કોઇ તળાવ થઇને બંધાઇ જવું નથી.
મારે તો વહી નીકળવું છે ખળખળતું ઝરણું થઇને
ને ભળી જવું છે નદીના ઘોડાપૂરમાં
પણ હજીય ઘેરાયાં નથી વાદળ.

ધરતીની છાતીમાં પડી ગઇ છે તિરાડો
વગડો આંધીઓમાં ઘૂંટે છે શ્વાસ
શેરીઓ જંપી ગઈ છે ડૂસકાં લેતી લેતી
ને સીમાડો નીકળી પડ્યો છે ખભે કફન મૂકીને !

મારું મન પંખીની પાંખ થઇને ઊડયા કરે છે
ઊંચે ને ઊંચે અનંત આકાશમાં
અને
હું ગીધની જેમ
મરેલાં ઢોરોનાં શરીરને ફોલ્યા કરું છું—સતત

એક દિવસ પવને આવીને કહેલું:
દરિયાનાં મોજામાં આખુ જગત ભીંજાઇ જશે
ત્યારથી રાહ જોઉં છું—
આંસુના દરિયામાં ક્યારે આવે છે ભરતી ?

આર્ટ્સ કૉલેજ, મોડાસા. ૩૮૩૩૧૫ (ગુજરાત)

હવે ? ☐ દક્ષા દેસાઈ

હવે પૂર્ણવિરામ પીગળતું જાય છે.
અલ્પવિરામને ટેકે ટેકે પૂર્ણવિરામ પામવાની મથામણ
વધુ વેગ પકડતી જાય છે.
હાથ વીંઝાઇ પછડાતા રહે છે સંબંધોની ગલીગૂંચીઓમાં–
ક્યાંય માથા ટેકણ દેખાતું નથી આ વિશ્વ પર....!
પહેલાં આવા ટેકણની કોઇ જરૂર લાગી નહીં
અમારા આનંદમાં રસ્તાઓ અમારી સાથે નાચતાં
હવે ?
હવે હૃદયની ચોપાટ પર એક જ ઘોડો ખુડ્ડો પગે ઊભો છે.
હવે તે કોઇ રાજકુમારીને ઉપાડી લઇ આવે
તેવી સ્થિતિમાં નથી.
તૂટેલી ચાબુક અને ગાગડું ચણાનાં ઢગમાં
હજુ તે ફંફોસે છે વેગનો થીજી ગયેલો વ્યાપાર....!
હજુ ખંડેરોના વેરાનમાં એક હાશ ! નો શ્વાસ ભરી લેવો છે.
હજુ કાગળની નાવને તરતી મૂકવી છે.
પૂર્ણવિરામના પીગળતા દ્રાવણમાં
બધાં જ અજંપા વહેવડાવી દેવા છે.

રેઇનકોટ ☐ સૌરભ શાહ

તારા
આ આશ્વાસનના શબ્દો સાંભળીને
ભરઉનાળાની બપોરે
તડકાથી બચવા
છત્રીને બદલે
રેઇનકોટ ઓઢીને ચાલ્યા કરતો હોઉં
એવું લાગ્યા કરે છે.

વાવડ ☐ ગઝલ ☐ ભગવતીકુમાર શર્મા

અમે સમયના સફેદ બરફે લીલાચટ્ટક સોળ સડાસડ;
લોહીનો એક ન ટશિયો ફૂટે, ત્વચા ચિરાતી જાય પડેપડ.

મન્દાક્રાન્તા શો પગરવ આ યતિભંગ સહી ખોડંગાતો;
વસન્તતિલકા-ઉપજાતિનો બાગ હવે તો અબોલ, ઉજ્જડ!

અક્ષરનો અપરાધ કરીને કાગળ-પત્તર લખવા બેઠા;
ભીને લૂગડે વાંચી લઇશું; અમને મળ્યા અમારા વાવડ.

શ્વાસ ખૂટયા ને હાથથી સઘળાં હથિયારો પણ ગયાં વછૂટી;
તોય યુદ્ધનો અંત નથી અહીં; વઢાય માથું છતાં લડે ધડ.

અમે નિરાંતે બેઠા આજે એક તૂટેલી ભીંતને ટેકે;
તમે અમારી નિકટ, જુદાઇ હવે આપણી સાવ અડોઅડ.

દુકાળના આ દિવસ દોહ્યલા; તળાવ-કૂવા-વાવ-ગળાવો;
વિજોગટાણે પાણી જોઇ કોરી આંખો બળશે ભડભડ.

અરગટ પરગટ અંધારામાં પરોઢની પાંપણ પર સપનું;
ઝુમ્મર ફૂટી ગયાં ફડોફડ, તારા તૂટી પડયા તડોતડ.

☐ —જયેન્દ્ર શેખડીવાળા

અજવાળું ચૂવે આંખોમાં પાંપણના મોભારે ફાટ
પથ્થર પાણી થઇને પીગળે, પાણીમાં હીરો સલાટ

વાદળ દર્પણમાં સંતાયું કારણમાં જળબંબાકાર....
જળમાંથી જળઘોડો નીકળે અથવા નીકળે સૂનો ઘાટ

અતળચરણની પાળ લગોલગ આવીને બેઠું પાતાળ
પગનું તળિયું તરસ તરસના દરિયાનો સુકકો ઘુઘવાટ

તળિયે કાણું વ્હાણ તરે ને દરિયો ડૂબે ઘોડાપૂર
બોલું તો હું કંઇ ના બોલું: આગત બોલે છો મ્હોંફાટ

ચેરાપુંજી.... ચેરાપુંજી બૂમ પાડતો માણસ દોડે....
જાણે મૃગજળની પાછળ છે પર્વતનો ભીનો પથરાટ

ચમત્કાર ☐ વિપિન પરીખ

આજે એક ચમત્કાર થયો.
સવારે ઘરેથી નીકળ્યો તો રસ્તાની બન્ને બાજુ
ખાલી ટેક્ષીઓની હાર.
મને જોઇ પડાપડી થઇ.
"શેઠ, આ બાજુ આવો. ક્યાં જવું છે?
ચાલો..."
ખુશખુશ થઇ એક તદ્દન નવી ટેક્ષી પસંદ કરી બેઠો.

બપોરે
ઓફિસના કામે જવા બસની લાઇનમાં ઊભો.
પુષ્કળ માણસો.... લાંબી લાંબી 'ક્યુ'
પણ બસ આવી ત્યારે કંડક્ટરે મારી સામે જોયું,
હસ્યો.
આંગળીથી ઇશારો કરી એક માત્ર મને જ બોલાવ્યો.
યુદ્ધમાં વિજય થયો હોય એમ આજુબાજુ જોયા વિના
તરત કૂદીને અંદર બેસી ગયો.
કંડક્ટર કૃષ્ણની જેમ મરક મરક હસતો હતો.

સાંજે પાછો ફર્યો ત્યારે
રેલવેના પ્લેટફોર્મ પર ત્રણ લોકલ ગાડી–સાવ ખાલી.
એક પણ પેસેન્જર નહીં.
માઇક પર મીઠા અવાજે એનાઉન્સમેન્ટ–
"ઉતાવળ કરવાની જરૂર નથી.
તમે બેસો પછી જ ટ્રેન ઉપાડવામાં આવશે"

પ્લેટફોર્મ જાણે ચોપાટી હોય એમ ફર્યો
એક વિશાળ ડબ્બો પસંદ કરી બેઠો—રાજાની જેમ.
વાતવાતમાં આંખ મીંચાઇ ગઇ.
જાગ્યો ત્યારે
બાર આવી ગયું
અને
હું ઊતરી પણ ન શક્યો !

ગઝલ □ વજ્ર માતરી

ભવ ભવના બળેલાઓને અંગ અંગ અગન શું
દિલ કોઇ નહિ સમજે દિલાસાનું રુદન શું

એ આંખને પાલવથી ખરી જાય તો સારું
આ દોરમાં અશ્રુઓનાં ફૂલોનું જતન શું

દરવાજા હૃદયના છે ઉઘાડા બધા માટે
આવી શકો તો આવજો; ઘરનાને ઈજન શું ?

મૃત્યુ ને જીવન બેઉ બરાબર કરી લઈએ
ઓ દોસ્ત જનાઝો શું કબર શું ને કફન શું

દુઃખ જેટલાંયે સામાં મળે મોકલી આપો
કે 'વજ્ર'ની જવાલાઓની પાંખોને જલન શું !

વસંત આવ્યો તો છે ☐ અજ્ઞેય ☐ અનુવાદ શકુંતલા મહેતા

ઋતુરાજ વસંત આવ્યો તો છે
પણ બહુ ધીમે દબાયેલા પગલે
આ શહેરમાં

આપણે તો તેનો પરિચય ગુમાવી દીધો છે
તેણે આપણને ચોંકાવ્યા પણ નહીં
પણ ઘાટના દુઃખી કઠોર ઢોળાવ પર
કેટલીક સૂકી નામહીન વેલ
જેમને તે ભૂલ્યો નહીં

બધી એકાએક એક જ લહેરમાં
હરીભરી ઝૂમી ઊઠી
સ્વયંવરા વધૂઓ શી !

વર તો નીરવ રહ્યો
વધૂઓની સખીઓ
ગાઈ ઊઠી.

શ્રી હનીફ સાહિલે ૨૭-૩-૭૮ના પત્રમાં ખેદ સાથે જણાવ્યું છે કે 'કવિતા' ૬૩ના પૃ. ૩૮ પર પ્રગટ થયેલ 'ત્રણ કાવ્યો' ઉર્દૂ કવિ રશીદ અફરોઝનાં કાવ્યોના અનુવાદ છે અને એ હકીકત એમની શરત-ચૂકથી લખવાની રહી ગઈ હતી. — તંત્રી

બન્યા કરે □ હસિત બૂચ

એવું તો ભઇ, બન્યા કરે
કે
સરલ મારગે પહાડ અચાનક ઊભો થાય,
ફૂલ અકારણ કાંટો થાય;
ભઈ,
તેથી કંઇ
હતું ફૂલ, ન્હોતું કહેવાય?
મળિયો મારગ તજી જવાય?
એવું યે અહીં બન્યા કરે

પ્હાડ પડયા રે', પગને ફૂટે પાંખો,
કાંટા પર પણ ઋજુ ફરકતી રમે આપણી આંખો;
ભલે
ન પળ એ રહ્યા કરાય!
ભલે
વિરલ એ;
વિતથ કેમ એને કહેવાય?
એવું તો અહીં બન્યા કરે,
કે—
એવું યે ભઇ, બન્યા કરે.
કે—

## INSOMNIA ☐ ગુણવંત શાહ

પથારીમાં પડ્યો પડ્યો
કોઇકનાં નસકોરાં સાંભળતો રહું છું.
ઘોંઘાટનો છેલ્લો શો છૂટે
પછી ઊગેલા ચંદ્રના અજવાળામાં
ઘડિયાળના ટકોરાના
ટુકડેટુકડા થઇ જાય છે.
પડોશીને ત્યાં
જીવનનું રીહર્સલ કરતું બાળક
બારથી સાડાત્રણની વચ્ચે
ચાર વખત રડ્યું
એની મા
અડધીપડધી ઊંઘમાં જ હાથ ફેરવે
એટલે
આખો મહોલ્લો શાંત!
સવારની ગાડી પકડવા માટે
સામેના ઘરમાં લાઇટ થાય છે.
કિક મારીને જગાડવામાં આવે ત્યારે
સ્કૂટર
મારી અગાશી પરના પરિચિત આકાશમાં
અવાજનો એક લિસોટો મૂકતું જાય છે.
પછી......
થાય છે એક વાસી સૂર્યોદય.

☐ યોગેશ જોષી

દરિયો ય અત્યારે
ટેબલ પર પડેલા સપાટ કાચની જેમ જ
પડ્યો હશે ચત્તોપાટ
અને વાગોળતો હશે–
કો'ક સદીમાં ઊછળતાં મોજાંનાં સ્મરણો.
પાતાળનાં સૂકાઈ ગયેલા જળમાં
સડતાં હશે ચંદ્રનાં શ્વેત હાડકાં.
હિમાલયની કો'ક ખીણમાં પડીને
કણસ્યા કરતી હશે બધી યે ઋતુઓ.

બળી ગયેલા કાગળ જેવી ધરતીને હવે
વરસાદના એકકે ટીપાની અપેક્ષા નથી.
મારી ઉદાસી ય જો મારી પાસે હોત
તો કપાળમાં ખીલો ઠોકી શકાત.
આકાશમાં
એકાદ સમડી ય જો ચકરાવા લેતી હોત
તો ય ભર્યું ભર્યું લાગત આખ્ખું આકાશ.

જીવાતું હોય એવું લાગે એ આશાએ મેં
આંખની કીકીમાં ટાંકણી ભોંકેલી
તો એ ય જાણે
દીવાલ પર ઠોકેલી ખીલી!

## ખર્યાં પાનમાં મધુમાસ ☐ ભાનુપ્રસાદ પંડયા

પોપટના પેટ જેવું કમળનું પાન લઇ
શકુન્તલા ચીતરતી ગઇ કોઇ યાદ.
ત્યારથી આ તારી મારી જેવાની વચાળ
લીલાં પાન જેવા ખત પરે આલેખાતી વાત.
પાનખર કરે ખખડાટ એના જવાબમાં
તને મને તરુ જેમ ફૂટયાં કર્યાં પાન.
સીમાડાના ધૂળભર્યાં માર્ગે ખોવાઇ તું
વીણ્યાં કર્યાં પાછળ મેં પગલાંનાં પાન. !
એક એક પાન વાંચ્યે ઉકલતો જાય, સખી !
આપણો એ અટવીની જેવો ઇતિહાસ.
શિશિરના વાયરે એ ઊડતી પીળાશ ન્હોય
જોનારાને જડે તહીં સુંવાળી લીલાશ.
ખરી પડયાં પાન સમાં ભેળાં કરી ખત સહુ
વચ્ચે બેસું–અકાળે ત્યાં ખીલે મધુમાસ !

ભાનુપ્રસાદ પંડયા એલ/૯૦, હાઉસિંગ બોર્ડ કોલોની,
કાલાવડ માર્ગ, રાજકોટ.

## વૈશાખીને ☐ આર. એસ. દૂધરેજિયા

હે વૈશાખી !
વર્ષોથી બંધ પડેલા
ખંડેરનો દરવાજો ખોલતો હોઉ
એમ મેં તારું બંધ પરબીડિયું ખોલ્યું
અને
કડ્ડ્ડ્.... અવાજ જેવું
બહાર આવ્યું તારું અટ્ટહાસ્ય.

–સિટી પોલીસ લાઈન, ટાવર પાસે,
સુરેન્દ્રનગર–૩૬૩૦૦૧

## સંભવનું ગીત ☐ લાલજી કાનપરિયા

સળવળતી લીલાશ બનીને વગડામાં વીખરાયા હોત
ચપટી અમથું મલક્યાં હોત તો ફૂલો થૈ પથરાયાં હોત.

જીવતર નામે એક બહાનું લઈને ભમતા રહેવું
સદીઓથી ઘૂઘવ્યા કરે છે આંખે મૃગજળ જેવું.

ઘર ઘરનાં નેવાંથી શ્રાવણ થઈ છલકાયાં હોત
સળવળતી લીલાશ બનીને વગડામાં વીખરાયા હોત.

તેજલ-એવું લખવા જાતા રણ ભરીને દાઝયા
ખૂણે-ખાંચરે ઘરમાં જાળાં કૈંક સૂરજનાં બાઝયાં.

ટહુકે ટહુકે કોળી ઊઠતાં જંગલ થૈ છવાયાં હોત
સળવળતી લીલાશ બનીને વગડામાં વીખરાયા હોત.

પડછાયો પણ પડછાયાને કો'ક દિવસ તો મળતો
પગલામાં બટકેલો રસ્તો ફફડે લોહી નીગળતો

તડકાથી ચીતરેલી સીમે ખેતર થૈ લહેરાયાં હોત
સળવળતી લીલાશ બનીને વગડામાં વીખરાયા હોત.

પ્રા. લાલજી મોહનલાલ કાનપરિયા ભારત કોલ ડેપોની પાસે,
ભગવતી ચોક, માણેકપરા, અમરેલી (સૌરાષ્ટ્ર)



પંડિત સુખલાલજી, મનસુખલાલ ઝવેરી
ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળા (૧૯૫૯)



સંધ્યાઓ સાનભાની.
ને તોય ઊગે છે સૂરજ
પગલાં તો ધરબાઈ ગયાં છે આ ઉઘાડા માર્ગોમાં
એકલું મન ; સળિયાઓ વચ્ચે પુરાયેલા કેદી જેવું.

આવકાર તો હતો ને છે
ગાલ પરના સ્પર્શની વહી ગયેલી ક્ષણો
ડંખે છે ઝીણી ઝીણી ડાબા ફેફસાની નીચે.

કોઈ શક્યતા
નથી તો જીવી શકતી
કે નથી તો મરી શકતી.

પ્રસંગો તો વાગોળે ભોઠા.
તારી આંખોના ઊંડાણે
દોડતી નદીને તણાતા પડછાયા.
પરોઢે રાહ જોઉં છું આપણા મિલનની – નહીં?

૧લી ફેબ્રુ. ૧૯૭૫ કિશોરસિંહ સોલંકી
અ'વાદ.

રોડ
છેડેના
સફેદ
ઊંચા
ચર્ચની
ઘડિયાળમાં
સેકન્ડ કાંટો, મિનિટ કાંટો અને કલાક કાંટો છે.
જો તેમાં તારીખનો કાંટો ઉમેરવામાં-
આવે
તો
ઇશુને
ક્રોસ
ઉપર
ચઢાવ્યાનો
સમય
બાકી
કરી
શકાય!

સમય / 'આશિષ'

## સરોદનો તાર ☐ જયદેવ શુક્લ

તોડીના
વિસ્તરતા મધ્યમ જેવા મનમાં
નિષ્પલક સમયથી
ખૂલી ગયું છે
હેમન્તી રાત્રિનું આકાશ
ષડ્જ–પંચમ મેળવેલા
જવારી * વિના ગુંજતા
તાનપુરા જેવા કણ્ઠે
મારું નામ ઉચ્ચારાતાં જ
લોહીનો લય
થીજી જાય છે
ક્યારેક

અલીઅકબરખાંના
બાગેશ્રી–બહારની દ્રુત ગત જેવું અસ્તિત્વ
રણઝણી ઊઠે છે. ·
રણઝણી ઊઠે છે...
એ જ પળે
મારા સરોદનો તાર
તૂટી જાય છે.

* જવારી : તાનપુરના તાર તુંબડાની મધ્યમાં રાખેલી ઘોડી ઉપર ટેકવાયા હોય છે. તાનપુરો સૂરમાં મેળવ્યા પછી સંગીતકાર એ ઘોડી અને તારની વચ્ચે પાતળો દોરો ધીમે ધીમે ખસડતા તાર છેડતો .હોય છે. આ પ્રક્રિયા દરમિયાન કોઈ એક સ્થળે સૂરમાં મેળવેલો તાનપુરો સમ્પૂર્ણપણે ગુંજી ઊઠે છે. અને તેને જવારી મેળવી કહેવાય છે. જવારી મેળવ્યા વિનાનો તાનપુંરો અધૂરો ગણાય છે.

## એક ક્ષણ ☐ જયા મહેતા

" ...... faculty of attaining two widely separate realities without departing from the realm of our experience, of bringing them together and drawing a spark from their contact : —Breton

અંધકારનું પડ ચીરીને કાપીને ભેદીને છેદીને ફાડીને ફોડીને આવે એક ક્ષણ.

ઉપર ઉપર ત્વચા અંદર અંદર વહ્યા કરે રક્ત ધણધબ ધણક ધબધણ ધબક.
વિમાનની ઘર્રર્રરાટી સહન ન થાય ધબધબ ધબક તો કેવું વ્હાલું વ્હાલું લાગે ?
હિમાલય જેવું ઉન્નત લાગે ને સમુદ્ર જેવું જન્નત લાગે ને સાત સાત
સ્વર્ગ શોધીને દેશદેશાવર જઇને રાજકુમાર આવે સાથે સાથે જળપરી શી કોઇ
દુલારી કન્યા વરી લાવે. ઉપર ઉપર ત્વચા ને....
અંદર અંદર વહ્યા કરે તે કોણ ? કોને પ્રશ્ન થાય ? કોને ? આ ધબધબ
ધબકે તે કોણ ? રક્ત ? કેવળ રક્ત ? ટેસ્ટ ટ્યૂબમાં પણ રક્ત
ધબક ધબક થાય ? ન થાય ? કેમ નહિં ? રક્ત હોય તો ધબકે તો
ખરું જ ને ? ને વહે પણ ખરું જ ને ? ને વહીને ય પાછું ત્યાંનું
નું ત્યાં.... ત્યાંનું ત્યાં.... ત્યાનું ત્યાં જ ?

ટકટક ટકટક ટકટક ઘડિયાળના કાંટાની ગોળગોળ ગતિ. ખળખળ
ખળખળ ખડાક. વાદળનું ચક્કર ખળખળ ખડાક. સૂસવાય
ફૂંકાય ધસમસાય અથડાય પછડાય ચકાકાર વકાકાર

ચક્રવાત ચક્રગતિ. લુહારની ધમણ ને કુંભારના ચાક ને ઘોડાની ગાડી
ને ગાડાનાં પૈડાં બળદગાડી આગગાડી ચાલણગાડી ભાભાગાડી ગાડી આડી, ગાડી
રક્ત ફરે નાડી આડી નાડી.

નાડ લાડ વાડ? રક્ત? ફરે? એ એની ગતિ? કે વૈલગતિ?
પછી થશે નીલગતિ? તો પછી પેલી ત્વચાનું શું? ને વિમાનની
ઘરરરરરાટીનું શું? ને જળપરી શી હુલ્લારી કન્યાનું શું? ને ધબધબ
ધબકનું શું?

અંધકારનું પડ ચીરીને કાપીને ભેદીને છેદીને ફાડીને ફોડીને આવે એક ક્ષણ
—એનું શું?

અંધકારનું પડ ચીરીને કાપીને ભેદીને છેદીને ફાડીને ફોડીને ગરક થાય એક ક્ષણ
—એનું શું?

કોણ પૂછે છે આ પ્રશ્ન? કોણ? કોને? કોણ? કોને પૂછે છે આ પ્રશ્ન?

ત્રણ કાવ્યો ☐ મંગળ રાઠોડ

☐ ગોલ્ડ ફિશ

પાણીના ગ્લાસમાં
તરવરે છે
એક ગોલ્ડ ફિશ
પી જઈશ તો
તરફડી મરશે
મારી જેમ
એ પણ કદાચ.

☐ આપણો વિજય

છેલ્લો
તંતુ
તૂટી ગયો
હવે
રાતભર
ચઢ ઊતર કરશે
પેલો સૂર્ય
અંધકારની દીવાલ પર
કાશ....
એટલો જ
નિશ્ચિત હોત
આપણો વિજય !

☐ KWality view

હું
અહીં
આવીને
કદાચ
માણું છું
પરદો
હટાવવાનું સુખ!
પ્રેમિકા જેવી સાંજ
આખાય શહેરથી બેખબર
વહી જતી નદી
કાદવમાં ખૂંપેલી
એકલી અટૂલી
ઉદાસ હોડી
અને
બારીની ફ્રેમમાંથી
ધીરે ધીરે
સરી જતો
પેલો રંગીન કરોળિયો.
કદાચ
હું
અહીં
આવીને
જાણું છું
પરદો
હટાવવાનું દુઃખ!

શેઠ પી. ટી. મહિલા કૉલેજ,
અઠવા લાઈન્સ, સુરત – ૧

'કવિતા'ના ૬૩માં અંકમાંથી ઉત્તમ કાવ્ય પસંદ કરવાનું કામ તમે મને સોંપ્યું એ જેટલું અઘરું નીવડ્યું તેટલું જ રસપ્રદ નીવડ્યું. (આમ બધા જ નિર્ણાયક કહેતા આવ્યા છે છતાં એ સાચું છે એટલે ફરી કહેવું પડે છે.) અંકમાં કોઈ પણ અપવાદ સિવાય સૌ કવિતા પોતાની રીતે કાવ્યાનંદ અર્પી ગઈ. ત્રણ વાર વાંચી, દરેક વાર કેટલીક કવિતા વધુ મનન માટે બાજુએ રાખી. છેવટે નિર્ણય લીધો કે શ્રી જયન્ત પાઠકના 'રાજસ્થાન'ને ઈનામ આપવું. કારણો આ મુજબ છે. કલ્પન અને લય દ્વારા વિષયનો સ્ફોટ કરવામાં કવિ મારે મન અત્યંત સફળ બન્યા છે. અંકમાં મુક્તછંદનો સફળ પ્રયોગ શ્રી. નલિન રાવળનાં 'મેરિ ગો રાઉન્ડ' તેમ જ શ્રી મૂકેશ વૈદ્યના 'ખાબોચિયું' જેવાં કાવ્યોમાં કરવામાં આવ્યો છે. પણ 'રાજસ્થાન'માં પ્રદેશ, પ્રજા, પ્રકૃતિનું દારિદ્રય જે રીતે ટૂંકા ચરણોમાં છંદની સહેતુક લથડતી ગતિ દ્વારા સૂચવવામાં આવ્યું છે તે પરથી કહેવાય કે છંદનો અહીં અત્યંત સક્રિય ઉપયોગ કરવામાં આવ્યો છે:

થોડાં બકરાં, થોડાં ઘેટાં
ટેકરીઓનાં ઊંટ, ઊઘરેટાં!

કલ્પનોય ખૂબ સૂચક છે.

ઝાંખપના અરીસાની ભીતર
પદ્મિની સળગે - જૌહર, જૌહર!

જ્વલંત ભૂતકાળનાં સ્મરણો જે એક ક્ષણે વર્તમાનને ઉજ્જ્વળ બનાવતાં હોય એમ જણાય છે તે બીજી જ ક્ષણે સ્વયં ફિક્કાં, ઝાંખાં પડી ગયાં લાગે છે. ભૂત અને વર્તમાન વચ્ચે અનુસંધાન છે અને નથી, ભૂતકાળ જીવે છે અને નર્યાય જીવતો પસાર થઈ ગયો છે અને હજી કારાગારામાં પુરાયલા કેદી જેવો છે:

ભાલા, તીર, બખ્તરને ઢાલ;
સંગ્રહસ્થાને કેદી કાળ!

કવિને અભિનંદન અને 'કવિતા'ના તંત્રીનેય અભિનંદન જે ગુજરાતી પ્રજાની કાવ્યરુચિની સંવૃદ્ધિ અને પરિતૃપ્તિ આટલાં વર્ષોથી આટલી કુશળતાથી કરી રહ્યા છે.

૨૯-૩-૭૮ - શીરીન કુડચેડકર

## ઓગઢામાં ☐ કવિ યશવન્ત ☐ ભાનુ શાહ


યશવંત પંડ્યા

ક્યાં લગી રે થોભશે આ ઓગઢામાં ગાડી !
કેમ નહીં તે જાય ઝડપથી અરે ! અગાડી ?
પહેલાનું ને પછીનું લાગે
વિશ્વ મધુરું મારી આંખે
આજ અહીં તો દેખાયે છે
 ઝૂંપડીઓ જ ઉઘાડી !

સ્નેહનાં વિમલ કિરણ
દઇ દેતાં આલિંગન
ઘૂંટાઈ તિમિર સઘન
 મારે છે કુહાડી.

લૂંટીને સુમનગન્ધ
લેપ કરે પવન મન્દ
પણ આ સ્થળને દીધું
 ધુમાડે ડુબાડી.

માતાની કરી છાયમછાયા
આપે છે એ ફળની માયા
કમર-ખભા રમવાને માટે
 અહીં નહીં તે ઝાડી !

ખાઇને અંધાર-પૂર
ખડક પાસનો ક્રૂર ક્રૂર
જોતાં બેસી જાય ઉર
 ને થીજી જાય છાતી.

હે ચાલક ! તું નહીં કર; મોડું
કળ ફેરવ કે રસ્તે દોડું,
જાવા માટે સાવ અધીરો
ઝંખું ઘરની વાડી ....
ક્યાં લગી રે થોભશે આ ઓગઢામાં ગાડી !

# આમ કવિતા મ્હોરે છે

## ઓગદામાં ☐ કવિ યશવંત ☐ અનુવાદ ભાનુ શાહ

કવિતા કઈ રીતે મ્હોરે છે? આ પ્રશ્નમાં 'કવિતા કઈ રીતે સ્ફુરે છે. એ પ્રશ્ન શું અધ્યાહાર હશે? દેખીતી રીતે આવું જણાતું નથી. 'કવિતા વિકસે ' તે ક્રિયા કવિતા સ્ફુર્યા પછીની હોય છે. છતાં સ્ફુરણા અને વિકાસ આ બે વચ્ચે અભેદ્ય દીવાલ નથી; સ્ફુરણા અને વિકાસ આ ત્રિજ્યાઓથી રચાતાં વર્તુળો એકમેક પર આક્રમણ કરનારાં હોય છે, એવું મને લાગે છે. મારી આ સમજ મારા આ વિવેચનમાં અનેકગણી અનુસ્યૂત થવાની શક્યતા છે.

ઓગણીસસો ઓગણત્રીસની સાલની આ કવિતા. પણ તે કંઈ તેમ ઓચિંતી સ્ફુરેલી નથી. આ કવિતા પ્રવાસમાં સ્ફુરી, તે સાચું, પણ ત્યાં પ્રત્યક્ષ ઓગદું ક્યાંય ન હતું. ધરતી પર જોવા મળતાં વૃક્ષોનાં મૂળ પૃથ્વીના પેટાળમાં ઊંડે સુધી પ્રસરેલાં હોય છે. તે મૂળના આધાર પર આખાય વૃક્ષનો મિજાજ. જળાશય દેખાય છે ત્યાં જ તેના બધા પાણીનો ઉગમ નથી હોતો. દૂરદૂરનાં અનેક ઠેકાણેથી આવેલાં ઝરણાં તેની જળ - સમૃદ્ધનાં જનક હોય છે. કેટલીક કવિતઓની કુળકથા પણ આવીજ હોય છે. તેવું કહેવામાં વાંધો નહીં. 'ઓગદામાં ' કવિતા ૧૭ ફેબ્રુઆરી ૧૯૨૯ના દિવસે રચાઈ, પણ તેનાં મૂળ શોધવા અઠ્ઠાવીસની સાલના મધ્ય સુધી જવું જરૂરી છે.

તે ગાળામાં મને "યશોધન" કાવ્યસંગ્રહ બહાર પાડવાનો વિચાર આવ્યો. અને 'રત્નાકર" માસિકના સંચાલક શ્રી. અપ્પાસાહેબ ગોખલે સાથે મેં તે વાત કરી. તેઓ 'વિજયપ્રેસ" ના માલિક. સંપાદકને નાતે તે સમયે જે લાગણી બંધાયેલી તેથી પ્રેરાઈને તેમણે મારા વિચારને ટેકો આપ્યો. પરિણામે આ નિર્ણય સિદ્ધ કરવામાં કોઈ મુશ્કેલી ઊભી થવાનો સંભવ ન હતો. તેમણે મારો કવિતાસંગ્રહ છાપવા માટે લીધો. ચોમાસુ શરૂ થયું ન હતું. પણ છપાઈની શરૂઆત થઈ. મનમાં એમ હતું કે, દશેરા સુધીમાં પુસ્તક તૈયાર થઈ જાય. પ્રુફ માટે છાપખાનાના મારા ફેરા શરૂ થયા, પરંતુ ઘણીવાર "આજ નહીં, કાલે આવજો." એવું સાંભળી ને માથું ફરવા લાગ્યું. કામ લાસરિયાપણે ચાલવા માંડ્યું જેમ જેમ મોડું થવા માંડ્યું તેમ તેમ મન ખાટુ થવા લાગ્યું. દશેરાનું મુહર્ત સચવાશે કે કેમ, તેવી શંકા થવા લાગી અને તે શંકા સાચી પણ ઠરી. સીમોલ્લંઘનનો દિવસ ઊગ્યો, પણ તે મુહૂર્તે 'વિજય' મુદ્રણાલયનો ઊંબરો ઓળંગી બહાર પડવાની કવિતાસંગ્રહની તૈયારી ન હતી. પરિણામે આગળ ઉપર કોઈક શુભ દિવસની મર્યાદા આંકવા સિવાય છૂટકો ન હતો. નવા વર્ષના દિવસે આ પુસ્તક તૈયાર થઈ જશે ખરું ? પણ ના ! દિવાળી આવી પરંતુ આશાનો દીપક પ્રગટ્યો નહીં.

કુટિલ આ વિધિની ગતિ વાંકડી!
પ્રણયનો પથ સુગમ ના દિસે
અડચણો કઈ નડતી તે વિષે
વિધિની ગતિ વાંકડી

કોઈક નાટકના આ પદની પગલે પગલે પ્રતીતિ થવા લાગી. માત્ર પ્રેમનો જ નહીં, પણ કોઈપણ સંકલ્પનો માર્ગ સુગમ નથી. આજે શું, શાહી મળતી નથી. કાલે શું, છપાયેલા ફરમાને મળનો કાગળ બજારમાં નથી તો પરમ દિવસે શું, કામદારો તહેવાર પર ગયા છે! આવી અનેક મુશ્કેલીઓ ઊભી થઈ. દશેરા ગઈ, દિવાળી પણ! મકરસંક્રાંતિ પર પણ પુસ્તક તૈયાર થશે, એક આશા રાખતો હતો. પરંતુ તે પણ નિરાશામાં ફેરવાઈ. મન કડવું થઈ ગયું. એક પછી એક એમ નિરાશાના થર મન પર ચડતા હતા. સંતાપનો પારો ચઢતો હતો. કામમાં આવી બેફિકરાઈ, દુર્લક્ષ, અને ઢીલ સ્નેહીજનો બતાવશે એવો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. માત્ર હું જ નહીં, રવિકિરણ મંડળના બધા સભ્યો પણ આ કાવ્યસંગ્રહના પ્રકાશન માટે અધીરા બન્યા હતા. પણ મુદ્રણાલયના મશીનમાંથી ફરમા બહાર પડતા ન હતા!

આખરે છેવટનો દિવસ નક્કી થયો. "ગમે તે થાય પણ રથસપ્તમીને દિવસે તો પુસ્તક આપીશ જ" એવી અપ્પાસાહેબે ચોખવટ કરી. "સાંગલીમાં ગુરુવર્ય કવિ સાધુદાસના પ્રમુખપણા હેઠળ પ્રકાશન સામારંભ ગોઠવવાનો મારો ઈરદો છે. તો રથ-સપ્તમીનો દિવસ પાકો ગણીને તૈયારી કરવા માંડુને ?" - "એવું મેં સ્પષ્ટપણે પૂછી પણ લીધું. અપ્પાસાહેબે તે મુજબનું વચન આપ્યું પણ ખરું.

અને સાંગલી જવાનો દિવસ ઊગ્યો. આવતી કાલે રથસપ્તમી, સમારંભ પાર પાડવા જેટલી બે ચાર પ્રત જરૂરી હતી. પરંતુ પુસ્તક લેવા મોકલેલો માણસ હાથ હલાવતો પાછો આવ્યો! "સાંજ સુધીમાં આપું છું એવું અપ્પાસાહેબ કહે છે" એવો સંદેશો જ સાંભળવાનો વારો આવ્યો.

આશા અમર હોય છે. રાત્રે મેઈલ ટ્રેનથી જવાનું નક્કી કર્યું હતું. હું યેરવડામાં હતો. ત્યાંથી નાના ભાઈ ભાસ્કરભાઉને છાપખાના પર દોડાવીને હું સ્ટેશન પર ગયો. મિત્રમંડળ સ્ટેશન પર આવી ગયું હતું. ગાડી છૂટવાનો સમય થયો અને ભાસ્કરભાઉ ખાલી હાથે આવ્યા! આ વખતે મનઃદુખનો પારો કેટલો ઊંચે પહોંચ્યો હશે ?? ત્યાં સમારંભની જાહેરત કરીને બેઠો! અને અહીં પુસ્તકનાં ઠેકાણે ન મળે! ફજેતીનો પાર ન રહ્યો.! મેં મિત્રોને કહ્યું, "તમે આ ગાડીમાં આગળ જાઓ. હું દોઢ બે કલાક પછીની પેસેન્જર ટ્રેઈનમાં આવીશ. દરમ્યાન છેવટના પ્રયાસ તરીકે અપ્પાસાહેબને મળીશ. સભામાં બતાવવા અર્ધા પાકા રફરમા પણ જોઈશે જ."

ગાડીનો ઘંટ વાગ્યો. મિત્ર મંડળ સાંગલી ભણી રવાના થયું. અને હું તરત નારાયણ પેઠમાં અપ્પાસાહેબને ઘેર ગયો. અપ્પાસાહેબ માથું નીચું ઘાલીને કંઈક પ્રૂફ તપાસતા બેઠા હતા. પગલાં સાંભળતાં જ તેમણે માથું ઊંચું કર્યું. અમારી નજર મળી. હું એક શબ્દ બોલવાની મનઃસ્થિતિમાં ન હતો; કંઈ બોલવા ગયો હોત તો ભડકો જ થાત હું એટલો બધો ઊકળેલો હતો.

"બેસો" એમ કહીને અપ્પાસાહેબે પોતાની સાઈકલ બહાર કાઢી. હું ખુરસી પર બેસી રહ્યો. સામે દીવાલ પર ઘડિયાળ હતી. પછીની ગાડીના સમયનું ધ્યાન રાખવા મારી નજર ઘડિયાળ પર હતી. પોતે શા માટે બહાર જાય છે, તે અપ્પાસાહેબે કહ્યું ન હતું, મેં પૂછ્યું પણ ન હતું. આવી સતાણ સ્થિતિમાં ઠંડીમાં એક કલાક ગાળ્યો. તેટલામાં જો અપ્પાસાહેબ આવ્યા ન હોત તો મારે સ્ટેશનેનનો માર્ગ પકડવો પડ્યો હોત. ત્યાં જ અપ્પાસાહેબ આવ્યા. તેમણે એક નાનકડું બંડલ મારા હાથમાં મૂક્યું. "પુસ્તકો એટલાં તાજાં-ભીનાં છે કે આજે ઉઘાડશો નહીં." એટલા જ શબ્દો તેઓ બોલ્યા. ઔપચારિક આભાર માનવા જેટલું પણ મને ભાન ન હતું. તાબડતોબ સ્ટેશન ભણી ઊપડ્યો.

મારો સામાન તો મિત્રોની સાથે મોકલી દીધેલો હતો. મારી પાસે માત્ર 'યશોધન'નું બંડલ જ હતું. ઠંડીમાં પ્રવાસ શરૂ થયો. રાત પૂરી પણ થઈ. રથસપ્તમીનો દિવસ ઊગ્યો. સૂર્યોદયની આસપાસના સમયે ગાડી મસૂર સ્ટેશનથી આગળ નીકળી અને એકાએક અટકી પડી. એન્જિનમાં કંઈક ખામી થયાનું જાણવા મળ્યું. અકળાયેલા મન પર આ છેવટનો આઘાત! Last straw that breaks the back of the camel! ત્યાં સાંગલીમાં મિત્રો કેટલી ચિંતા કરતા હશે! અને અહીં આ એન્જિન બગડ્યું! સાવ નિર્જન ડુંગરાળપ્રદેશમાં! ક્યાંથી મદદ આવશે અને ક્યારે આ ગાડી છૂટશે! આવા ઉદ્વિગ્ન મનમાં ચિત્કાર ઊઠ્યો તે-

**ક્યાં લગી રે થોભશે આ બોગદામાં ગાડી!**

બોગદામાં! અહીં બોગદું ક્યાં છે? અહીં તો બધી વેરાન સપાટ ધરતી! પણ પ્રત્યક્ષ બોગદાની જરૂર હતી ખરી? છેલ્લા આઠદસ મહિનાની હાડમારી, દોડાદોડ, એ કેટલું પ્રચંડ બોગદું! બોગદામાં ગાડી અટકી પડી હોય તેવી જ આ પરિસ્થિતિ નહોતી શું? અને કવિતા ઘડીના છઠ્ઠા ભાગમાં આકાર લેવા લાગી.

**...ક્યાં લગી રે થોભશે આ બોગદામાં ગાડી!**
**કેમ નહીં તે જાય ઝડપથી અરે! અગાડી?**

કલ્પનાએ એક વાર બોગદામાં પ્રવેશ કર્યો અને તેમાં ગાડી કુંઠિતગતિ થઈને ઊભી રહી ગઈ છે એવું મનમાં વસ્યું, એટલે તેની સાથે સુસંગત એવી સૃષ્ટિ મનઃચક્ષુ સામે ઊભી થવા માંડી; નહીં, કવિએ તે ઊભી કરી. સામે દેખાતા વાસ્તવના છાયાચિત્રને

શબ્દાંકિત કરવું એટલી જ કંઈ કવિના મનની પ્રવૃત્તિ નથી હોતી. કોઈપણ સમયે મન પર અંકાયેલાં ચિત્રો-અનુભવોને પ્રસંગાનુસાર ઉપયોગમાં લેતાં તેને આવડે છે. કવિનું મન ખજાનાના કૂવા જેવું હોય છે. બીજાના હુમલાના ભયથી પુષ્કળ મૂલ્યવાન વસ્તુ સુરક્ષિત રાખવા માટે પોતાની માલિકીના ઊંડા કૂવામાં નાંખી રાખેલી હોય છે– સાચવી રાખેલી હોય છે. યોગ્ય પ્રસંગ જોઈને તેને બહાર કાઢવામાં આવે છે.

આના અનુસંધાનમાં બીજો એક દાખલો આપવા જેવો લાગે છે. ચાફળના રામ-મંદિરમાંની મૂર્તિ સમર્થ રામદાસ સ્વામીને અંગાપૂરમાં કૃષ્ણાનદીના તળમાંથી મળી હતી, તેમને સાક્ષાત્કાર થયો ત્યારે તેમણે તે મૂર્તિને નદીને તળિયેથી કાઢી, એમ કથાકારોનું કહેવું છે. (સાક્ષાત્કારની વાત વિશ્વાસથી માનીએ કે ન માનીએ, પણ વિધર્મીઓના અસહિષ્ણુ રાજ્યઅમલમાં મૂર્તિખંડન ન થાય તે માટે કોઈએ તેને નદીને તળિયે નાંખી હોય તેવું ન બની શકે? સમર્થ રામદાસ સ્વામીને આની જાણ હોય અને તેમણે યોગ્ય સ્થળકાળ જોઈ તે બહાર કાઢી હોઈ શકે. કથાકારો "સાક્ષાત્કાર" શબ્દ વાપરે છે.) કવિમનની પ્રક્રિયા પણ સાક્ષાત્કાર સ્વરૂપની હોય છે, એવું કહી શકાય. ચારે બાજુ ઉજ્જડ વેરાન ડુંગરાળપ્રદેશ હોવા છતાં કવિમનને સાક્ષાત્કાર થયો બોગદાનો. ગાડી બોગદામાં અટકીને ઊભી છે એવી કલ્પના દૃઢ થતાં–

પહેલાનું અને પછીનું લાગે
વિશ્વ મધુરું મારી આંખે
આજ અહીં તો દેખાયે છે
ઝૂંપડીઓ જ ઉઘાડી!

સ્નેહનાં વિમલ કિરણ
દઈ દેતાં આલિંગન
ઘૂંટાઈ તિમિર સઘન
મારે છે કુહાડી!

લૂંટીને સુમનગન્ધ
લેપ કરે પવન મન્દ
પણ આ સ્થળને દીધું
ધુમાડે ડુબાડી!

આમ અકળામણ થવા લાગી અને આ પંક્તિઓ આપમેળે ગોઠવાવા લાગી. બોગદામાં ઊભેલી ગાડીના પ્રવાસીઓ ગાડીની બારીમાંથી વાંકા વળીવળીને બહાર જુએ છે. બોગદાના બન્ને છેડાની પેલી પારનાં રમણીય દશ્યો તેમને દેખાય છે; જોયાં અને અનુભવ્યાં હોય તેમનું મધુર સ્મરણ આનંદ આપતું હોય છે. આથી આગળ વધી, એકવાર અહીંથી બહાર નીકળ્યા કે સુંદર વિશ્વ દેખાશે, ત્યાંનાં ફૂલોના સુગંધભર્યા ઠંડા પવનની

લહેરો શરીર સાથે લાડ કરશે, એવી આશાઓ (ભવિષ્ય તરફ નજર કરનારાનું) મન ધરાવતું હોય છે.

વીજળીથી ચાલનારાં એન્જિનવાળી ટ્રેઈનો દોડવા માંડયા પછી ધુમાડાથી ઘેરાયેલાં બોગદાં વીંધીને જવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી! પણ તે ક્યાં? પૂણે - મુંબઈ - ઈગતપુરી એટલી જ મર્યાદામાં. બાકીનાં બોદગદામાં તો –

ઘૂંટાઈ તિમિર સઘન! મારે છે કુહાડી
અને
પણ આ સ્થળને દીધું ધુમાડે ડુબાડી

આવા ઉદ્‌ગાર નીકળવા જેવી સ્થિતિ હોય છે અને તેથી જ –

ખાઈને અંધાર – પૂર
ખડક પાસનો ક્રૂરકૂર
જોતાં બેસી જાય ઉર
ને થીજી જાય છાતી!

આ અનુભૂતિ સહજપણે જ તેના જીવને ખાઈ જાય છે.

કવિતા ખીલે છે તે આમ. સ્વીકારેલ ભૂમિકાને અનુરૂપ વેશભૂષા અને અભિનય નટને કરવાનાં રહે છે. તેમ જ કવિનું મન એકવાર બોગદામાં ગયાની ભાવનાથી ઘેરાયું કે, અનુરૂપ શબ્દો અંતરના જળાશયમાંથી માછલીની જેમ ઉછળીને બહાર આવે છે. શબ્દોની પસંદગીમાં મુશ્કેલી પડે અથવા શબ્દોમાં રજૂ કરતાં મુશ્કેલ પડે તેવા સ્વરૂપની અનુભૂતિ હોય તો કવિતાસર્જનમાં અટકવું પડે, બાધાઓ ઊભી થાય તે શકય છે. પ્રસ્તુત પ્રસંગે શબ્દો માટે અટકી પડવાનો પ્રશ્ન ન હતો. મારી કવિતા સમુચિત શબ્દોના અભાવે ક્વચિત જ અટકી હશે.

પ્રાસંગિક પ્રવાસમાંની ગુશ્કેલીઓ માત્ર નિમિત્ત સ્વરૂપની હોઈ શકે. પ્રત્યક્ષ કવિતામાંથી તે પ્રાસંગિકતા ઝરી જાય છે. તે પ્રવાસને સામાન્ય મનુષ્ય માત્રની જીવન યાત્રાનું સ્વરૂપ સાંપડે છે. આવી કવિતામાં મનુષ્યે કોઈક ઉદ્દેશથી કામ શરૂ કર્યું હોય-છે. પરંતુ તેમાં અનેક અડચણો ઉદ્‌ભવે છે. આ મુશ્કેલીઓ પાર કરવા તે ધીરપણે જિદથી પ્રયત્ન કરે છે. પરંતુ કેટલીક મુશ્કેલીઓ પણ જાણે હઠીલી બને છે. આ મુશ્કેલીઓ માનવીને એવી ઘેરી લે છે કે, તેની જંજાળમાંથી બહાર પડવાની ધમાલમાં તેનો દમ નીકળી જાય છે, તે ખિજાય છે, ક્રોધિત થાય છે, હતાશ બહેરો થાય છે. તેની આ, અવસ્થા ધુમાડાથી ઘેરાયેલા અંધારા બોગદામાં ફસાયેલા પ્રવાસી જેવી હોય છે. આમાંથી એકવાર ક્યારે બહાર પડાશે એમ તેને થાય છે. આથી તે જગતના ચાલકને કરગરીને વિનવે છે કે –

હે ચાલક! તું નહીં કર મોડુ
કળ ફેરવ કે રસ્તે દોડું
જાવા માટે સાવ અધીરો
ઝંખું ઘરની વારી.
ક્યાં લગીરે થોભશે આ બોગદામાં ગાડી!

અહીં ઘર શબ્દનો વ્યાવહારિક અર્થ નથી લેવાનો, તે રસિકોને કહેવાની જરૂર નથી. હુ સાંગલી પ્રકાશનસમારંભ માટે જતો હતો, મારું કોઈ ઘર ન હતું. મનુષ્ય પ્રાણી ઈહલોકના પ્રવાસે આવેલો હોય છે. તેની અહીંની વાસ્તવિકતા તે તત્કાલીન હોય છે, ચિરંતન હોતી નથી. આ લોકના તાપતડકાથી ત્રાસેલા જીવને પોતાના તે પરલોકના ઘરની લગની લાગેલી હોય છે. આ ભાવાર્થનો પણ અંતર્ભાવ હોઈ શકે તેવો આ શબ્દ છે. યમક સાધનારો આ શબ્દ તે સ્થાનની કલ્પનાનો પ્રાણશબ્દ હોવો જોઈએ. તે કામ અહીં સર્યું છે કે નહીં તે રસિકોએ જોવાનું.

તે પ્રવાસમાં પાસે માત્ર પુસ્તકોનું બંડલ હતું. ખિસ્સામાં પેન્સિલ હતી, પણ કાગળની ચબરખી પણ ન હતી. તે વખતે, સ્ફુરેલી આ કવિતા તે બંડલના કવર પર જ જન્મ પામતી હતી – ખીલતી હતી – તે કવર જો સાચવી રાખ્યું હોત તો તે કવિતાની અવતરણ વેળાનો પદન્યાય આજે પણ જોવા મળત!

'કવિતા કઈ રીતે મ્હોરે છે' તે સમજાવવા માટે 'બોગદામાં' એ કવિતા ઉદાહરણ તરીકે લીધી. આ કવિતાની સ્ફુરણા પાછળ આઠ-દસ મહિનાનો મન પરનો ભાર કારણભૂત હતો. તે પણ સાદ્યાંત આપ્યો. તૂટક હેવાલ આપ્યો હોત તો તેની તીવ્રતા સ્પષ્ટ ન થાત, માનીને તે સવિસ્તર આપવાનું જરૂરી જણાયું. છતાં બધી કવિતાની રચનાને આ ઉદાહરણ લાગુ નહીં પડે. માનવી તેટલી પ્રકૃતિ. રોગીને દવા આપતાં ડૉકટરે પણ આ સૂત્ર ધ્યાનમાં રાખવું પડે છે. વ્યવહારમાં તો હંમેશનું ધોરણ હોય જ છે. પણ કલાકારોની માનસિક પ્રક્રિયાઓનો અભ્યાસ કરતાં પણ આ સૂત્ર સામે આંખમીચામણાં નહીં ચાલે. કારણ, કલાકારો પણ છેવટે તો ભિન્નભિન્ન સ્વભાવના હોય છે. વળી એક જ કવિની અનેક કવિતાઓ વિશે વિચાર કરવા જઈએ ત્યારે પણ પ્રત્યેક કવિતાના ઉગમ - વિકાસ બાબત પણ આ જ ન્યાય. પ્રત્યેક કવિતા એક સ્વતંત્ર 'વ્યક્તિ' છે, અને તેથી પ્રત્યેકની પ્રકૃતિ પણ નિરાળી હોય છે. 'આઈ', 'વિહિરીચે ગાણે', 'પાણ-પોઈ', 'સાવધ - સાવધ', 'ગુલામાચે ગાર્હાણે', 'પાંથાચે માગણે', ઈત્યાદિ કવિતાઓના ઉગમ - વિકાસની શોધ કરનારને પ્રક્રિયાની વિવિધ પદ્ધત્તિઓ જોવા મળશે.

આ વિવેચન કાવ્યવિવેચકોની શાસ્ત્રીય પરિભાષામાં નથી લખ્યું, તે પરિભાષા મને આવડતી જ નથી.

## કોઈ નથી આવ્યું ? ☐ પન્ના નાયક

ક્ષણભર મને લાગે છે
તારા આગમનનો
સંદેશો લઈ
સમીર
મારાં કમાડ
ખટખટાવે છે.
પથારી પર પડી પડી
અડધા ભાગના શૂન્યમાં
પડખું ય ના ફેરતી
હું ઊભી થતી નથી.

હું જાણું છું.
એ તો એ જ છે—
સ્વરૂપ વિનાનો સમીર!
ત્યાં તો
એ પોતે જ
તિરાડમાંથી પ્રવેશી
બહાર તો કોઈ જ નથી આવ્યું
એની ખાતરી આપે છે.

નહીં, નહીં—
તું આવી શકે
એવા કોઈ પણ સ્વરૂપે
આમ જ આવ્યો છે
શૂન્યમાં પણ
ચોમેરથી વીંટળાઈ વળે
એવા
સમીર સ્વરૂપે!

☐ પન્ના નાયક

કોણે કહ્યું
મારા પલંગ સામેની દીવાલ પર
ફ્રેઇમ થઇ ગયેલી
તારી માત્ર છબી જ છે?
તું માનીશ?
હું જ્યારે જ્યારે
એ સામે દૃષ્ટિ કરું છું
ત્યારે ત્યારે
આ આખોય ઓરડો
પડઘાઇ ઊઠે છે
એમાંથી વહેતા, છલકાતા
નાયગ્રા જેવા
તારા ખડખડાટ હાસ્ય રણકારથી...
અને હું
આખી ને આખી
વીંટળાઇ જાઉં છું
તારી નજરના આશ્લેષથી...

## મારા પૈણ્યાની આંખોમાં— □ પ્રતાપસિંહ રાઠોડ 'સારસ્વત'

મારા પૈણ્યાની આંખોમાં એક ખીલ્યું લીલું ગોમ,
હું તો તૂટું તૂટું થઉં કે થઉં ખીલું-ખીલું રોમ!
માંય આછાં આછાં પોણી,
ન્હાંય રંગે રાધા રોણી કાંય ડૂબં જોણી જોણી;
ઝાઝા જળનો ઝિલોણી,
રાજા કાઢઅ્ ચિચો તોણી કાંય થાય પોણી પોણી!
હું તો હાથલ પદમણી એ તો ટૌકયો ઓઢો જોમ!
—મારા પૈણ્યાની૦

ઘૂંટયા ડાયરે કસૂંબા,
ચૂંટયા વાયરે ઝળૂંબ્યા—આંખે લીલાપીળા ફાગ,
મોહી મોંઘેરો મારુડી,
સોહી ગેબનો ગારુડી નાથ્યા લીલાપીળા નાગ;
ઈને રઢિયાળી રાત્યોનું રૂડું પાડી દીધું નોમ!
— મારા પૈણ્યાની૦

ઘમ્મર આડાઅવળા કોટ,
અમ્મર ભાલા હોટાહોટ, તોયે ભરબજારે લૂંટયાં,
ભર્યાં ચૌટાં ઝોલેઝોલે,
કર્યાં મનખા ઓલે દોલે રૂંવે રૂંવે મોતી ફૂટયાં;
હાથે ચાંદાસૂરજ રોપ્યા ઝાલું-ઝૂલું-ડૂલું રોમ!
એવું આંખેથી ઉતારી આલ્યું ફાલ્યું-ફૂલ્યું ગોમ!
— મારા પૈણ્યાની૦

## સમાનુભૂતિની ક્ષણો ☐ રમેશ જાની

### કાવ્ય અને કાવ્ય વિષયક ગ્રંથોની પરિચયાત્મક લેખન શ્રેણી......

**નખશિખ** (ગઝલ સંગ્રહ); સંપાદકો: હરીશ મીનાશ્રુ, રાજેન્દ્રસિંહ જાડેજા, અદમ ટંકારવી, જયેન્દ્ર શેખડીવાળા, આ. ૧, ૧૯૭૭ પ્રસ્તાવના: પૃ. ૧ - ૧૪; ગઝલો: પૃ. ૧ - ૭૦, મૂલ્ય ૧૨-૦૦. સંદર્ભ સાહિત્ય વૃંદ વતી: પ્રકાશક: જયેન્દ્ર શેખડીવાળા, ડી/૫૩, યુનિવર્સિટી કૉલોની, વલ્લભવિદ્યાનગર, ૩૮૮૧૨૦.

ગુજરાતી સાહિત્યમાં ગઝલે કયારનું યે પોતાનું આગવું સ્થાન સિદ્ધ કરી દીધું છે. વિષય અને અભિવ્યકિતની દૃષ્ટિએ એને હવે પરંપરાને બદલે પ્રયોગશીલતા વધારે ખપે છે, જચે પણ છે.

સંપાદકોએ અહીં એવી પ્રયોગશીલ ગઝલોને સભાનપણે સ્થાન આપ્યું છે. પ્રયોગ-શીલતા અને પ્રયોગખોરી વચ્ચેનો ભેદ એમને અસ્પષ્ટ નથી. "વીસમી સદીના ઉત્તરાર્ધમાં પણ ઈતરજનના મનમાં ગઝલ એટલે ઈશ્ક એવી પર્યાયલક્ષી ગેરસમજણ પગદંડો જમાવીને બેઠી છે" અને "તાળીઓનાં ઝળહળતાં ઝુમ્મરોની નીચે જાજમ બિછાવીને મુજરો કરવામાં જ ગઝલનો પૂર્વાશ્રમ એળે ગયો છે," એવું કહ્યા પછી એના રૂપરંગ અને જુદેરા અવાજની અસર ઊભી કરવા જતાં "શિખાઉ જાદુગરોને હાથે ગઝલ કદ-રૂપી બની જવાનો ભોં તો રહે જ છે. " - એવું વિધાન પણ આ સંગ્રહના સંપાદકોએ ભારપૂર્વક કર્યું જ છે.

નૂતન મનોવૈજ્ઞાનિક ઉત્ખનનોથી જાગ્રત બનેલી અને બબ્બે મહાયુદ્ધોથી ઉઝરડાયેલી, ભિન્ન ભિન્ન આર્થિક, રાજકીય અને સામાજિક ક્રાન્તિઓ સાથે લડતી-ઝઘડતી-સમાધાન કરતી અને વળી પાછી માથું ઊંચકતી આ દુનિયા જીવનમાં અને કવનમાં બદલાતી જ રહી છે - બદલાઈ જ ગઈ છે. એટલે અન્ય કલા અને સાહિત્ય પ્રકારોની જેમ કવિતા પણ એના આકારે અને અન્તસ્તત્ત્વે બદલાઈ ગઈ છે. અને કવિતા એટલે 'ગઝલ' પણ એમાં ખરી જ!

અહીં સંપાદકોએ ગઝલના એવા સ્વરૂપગત 'ધરતીકંપો' ને સહર્ષ આવકાર્યા છે. એમાં બે પંકિતઓના શેઅરને બદલે દોઢ પંકિતઓના શેઅર, રદિફ - કાફિયાની અનુપસ્થિતિ, ગઝલના રૂઢ છંદને બદલે અન્ય કાવ્યપ્રકારોના છંદોલયના પ્રયોગો કે ગીતના ઢાળ કે 'લોલ' કે 'હા જી' જેવાં વિશિષ્ટ અર્થસંદર્ભવાળાં લટકણીઆં સમેત

લય પ્રયોગો કે હાયકુ - ગઝલ રચવાના પ્રયત્નો વગેરેને સંપાદકોએ ઝીણી નજરથી નાણી-માણીને, એની ચર્ચા-વિચારણા કરી કરીને અહીં આમેજ કર્યા છે. એના આ પ્રકારના પ્રયોગોને આસ્વાદતાં મને 'પતીલ'ના વિખ્યાત કાવ્ય 'સદ્‌ભાવના'ની પણ યાદ આવી ગઈ. શાર્દૂલમાં રચાયેલી એ કવિતાની આખી ઈમારત ગઝલની છે. એનો આરંભ જ જુઓ:

> ના મારે તુજ ભેટ બક્ષિસ ન વા તારી કૃપા જોઈએ,
> હું એવો નહીં રંક કે અવરની મારે દયા જોઈએ.

પણ, પ્રયોગ એટલે રમત નહીં. એની સાથે રમતીઆળપણું ન ચાલે. પ્રયોગ આચાર-શુદ્ધ હોવો જોઈએ, નહીં તો એ વ્યભિચાર દુષ્ટ બની જાય! સંપાદકો જ એક સ્થળે કહે છે: "...... રમતિયાળ જીવોએ એટલું તો સમજી લેવું પડશે કે રદિફ કાફિયા - શૂન્ય ગઝલ રચવી ને કાચના ઘરમાં વજ્જરના પાંચીકે રમવા જેવી વાત છે."

આજની ગઝલની પ્રયોગશીલતાને બિરદાવતાં બિરદાવતાં સંપાદકોએ આવાં ભયસ્થાનો વિશે લાલ રંગે ઉચ્ચારેલી ચેતવણીઓ વારંવાર જોવા-સાંભળવા મળે છે. પ્રયોગોને એમણે હોંશથી આવકાર્યા છે. માત્ર એક શરતે-એ કૃતિઓમાં ગઝલનું ભાવવિશ્વ અખંડ જળવાવું જોઈએ.

આ સંગ્રહમાં સમાવિષ્ટ થયેલી સિત્તેર કૃતિઓમાં મહદંશે એ શરત જળવાઈ છે. જે સ્થળે એ નથી જળવાઈ એવું લાગ્યું હોય ત્યાંયે એની કાવ્યમયતા તો અનુભવી શકાય છે. પ્રયોગ ક્યારેક સર્વાંગ સુન્દર ન પણ હોય! પણ તેથી એની ગતિવિધિનો ખ્યાલ તો આવે જ છે.

અહીં સ્વાભાવિક રીતે જ નવતર કવિઓની કૃતિઓ લેવાઈ છે; અને તે પણ સંપાદકોની પોતાની આગવી સમજદારીપૂર્વક.

આ કાવ્યગ્રંથની હદ્ય વિશેષતા એની અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના છે. પોતાનું પ્રત્યેક વિધાન એના લેખક / લેખકોએ આધારો આપીને જ રજૂ કર્યું છે. અને એથી જ આ 'નખશિખ' ગઝલગ્રંથ આવકારનાં આનંદ થાય છે. 'ગઝલ' વિશે માત્ર કેફવિચારણા જ નહીં, ઊંડી તાત્ત્વિક વિચારણા કરવા પ્રેરે, સારો એવો નિશમય ઉહાપોહ જગવે, એવું એનું ગજું છે.

પ્રિયકાન્ત મણિયારનું એક કાવ્ય છે. એમાં કૃષ્ણે ગુર્જર ગીતકારોને એટલે કે ગુજરાતીમાં આધુનિક રાધાકૃષ્ણગીત રચનાર કવિઓને એક પરિપત્ર પાઠવ્યો છે:

કવિઓને પરિપત્ર

(પ્હેલો રવાના પ્રિયકાન્તને કર્યો)

ગોપી કને દાણ હવે લઉં ના,
ખાલી પડી ગોરસની મટૂકી,
વર્ષો થયાં ગોકુલથી ગયાને
સ્થંભી ગઈ ક્યારની રાસલીલા;

ના એની એ તો યમુના વહે છે,
કદમ્બના વૃક્ષ સમુ વિલાયું
વ્હાલું હતું જે વ્રજ લીલું લીલું;
મીરાં, દયારામ અનેક તે પછી
ભજી ગયાં ભાવ પ્રચૂર્ણ, કિન્તુ
વિચિત્ર છે સામ્પ્રત ચિત્ર કંઈક.

મારી પ્રીતે ગીત તમે ર્ક્યા કરો,
પ્રીતે તમારી કશું યે કરો નહિ;
પ્રતારણા – પ્રીત – પ્રયોજવા છતી
મારા થકી કાળ વિશેપ ગાળો
દીઠી નહીં તે સહ રાધિકાની.

વર્ષો થયાં શબ્દ ન એક બોલ્યો,
હવે પછી ગુર્જર ગીતકારો
ક્યાં યે કર્યું કાવ્ય કશું ય કૃષ્ણનું –
એક્કેક આનો કૃતિ દીઠ લૈશ હું
(ખિસ્સે તમારે યદિ લભ્ય હોય તો!)
ગોપી કને દાણ હવે લઉં ના...

આ કૃષ્ણનો કવિઓને પરિપત્ર છે. પ્રિયકાન્તે એ પ્રસિદ્ધ કર્યો છે એનો અર્થ એ કે પ્રિયકાન્તને આ પરિપત્ર પહોંચ્યો છે, પણ અન્ય કવિઓને – ઉમાશંકરને કે મને કે અન્ય કોઈ કવિને પહોંચ્યો નથી. શક્ય છે કે કૃષ્ણએ સૌ કવિઓને રવાના ન પા

કર્યો હોય અને કર્યો હોય તો પ્રિયકાન્ત સિવાય અન્ય કોઈ કવિને પહોંચ્યો ન હોય કૃષ્ણભૂમિનું ટપાલખાતું કાર્યક્ષમ નહીં હોય! આ પરિપત્ર એમને પહોંચ્યો છે કે નહિ એ વિષે અન્ય કવિઓને પ્રિયકાન્તે પૂછ્યું હશે અને પહોંચ્યો નથી એમ જાણ્યું હશે એથી એમણે અહીં કૌંસમાં એટલે કે અન્ય કવિઓના કાનમાં કહ્યું હશે, 'પ્હેલો રવાના પ્રિયકાન્તને કર્યો.' અથવા તો પોતે જેમાં રાધાકૃષ્ણનાં પ્રતીક હોય એવાં દસ દસ કાવ્યોનાં બે ગુચ્છમાં કુલ વીસ કાવ્યો રચ્યાં છે, અન્ય કોઈ પણ સમકાલીન કવિએ નથી રચ્યાં એટલી સંખ્યામાં રચ્યાં છે એનાથી પ્રિયકાન્ત સભાન હશે એથી એમણે અહીં પોતાના જ કાનમાં એટલે કે કૌંસમાં કહ્યું હશે, 'પ્હેલો રવાના પ્રિયકાન્તને કર્યો.' પ્રિયકાન્તને કૃષ્ણનો આ પરિપત્ર પહોંચ્યો છે, પણ પછી પ્રિયકાન્તે આ પરિપત્રનો પ્રત્યુત્તર કૃષ્ણને પાઠવ્યો લાગતો નથી. પાઠવ્યો હોત તો પરિપત્રની જેમ સાથે સાથે એ પ્રત્યુત્તર પણ પ્રિયકાન્તે પ્રસિદ્ધ કર્યો હોત. શકય છે કે પ્રિયકાન્તે એ પ્રત્યુત્તર પ્રસિદ્ધ ન કર્યો હોય પણ કૃષ્ણને પાઠવ્યો હોય. એ તો એક પ્રિયકાન્ત જાણે અને એક કૃષ્ણ જાણે. અને હવે તો આપણે જાણવું હોય તો પણ શકય નથી. હવે પ્રિયકાન્ત નથી. તો હું અહીં આ ક્ષણે પ્રિયકાન્ત વતી અને સૌ કવિઓ વતી આ પરિપત્રનો પ્રત્યુત્તર કૃષ્ણને પાઠવીશ.

હે કૃષ્ણ, પેલો પરિપત્ર જે તમે
પ્હેલો રવાના પ્રિયકાન્તને કર્યો
વાંચ્યો અને સૌ કવિઓ વતી અહીં એનો હું પ્રત્યુત્તર પાઠવું છું કે

તમારા પરિપત્રના પૂર્વાર્ધમાં ઇતિહાસ અને ભૂગોળનું સત્ય છે. સાચે જ આજે એ ગોપસંસ્કૃતિ અને એ પ્રકૃતિ નથી. આજે ગોરસની મટુકી ખાલી છે; તમે વર્ષો થયાં ગોકુળથી વિદાય થયા છો. આજે રાસલીલા થંભી ગઈ છે. આજે એની એ યમુના વહેતી નથી. લીલું લીલું અને વ્હાલું હતું તે વ્રજ અને વ્રજનાં કદમ્બ વૃક્ષો વિલાયાં છે. નરસિંહ, મીરાં, દયારામ અનેક એમનો ગોપીભાવ ભજી ગયાં છે. પણ સામ્પ્રતનું ચિત્ર સાચે જ કંઈક વિચિત્ર છે.

પણ હે કૃષ્ણ! તમારા પરિપત્રના ઉત્તરાર્ધમાં કાવ્ય અને કલ્પનાનું અતિ સત્ય નથી. સામ્પ્રતના કવિઓ તમારા પ્રેમનું નહીં, પોતાના પ્રેમનું જ કાવ્ય રચે છે. શું કવિઓના પ્રેમમાં કે શું કવિઓનાં કાવ્યમાં કોઈ પ્રતારણા કે પ્રયોજના નથી. એમાં છે માત્ર પ્રતીક. એક તો તમારું કોઈ અધિકૃત જીવનચરિત્ર જ નથી. વળી કવિઓનાં કાવ્યમાં કૃષ્ણ નામનું જે પાત્ર, જે પ્રસંગો અને પરિસ્થિતિઓમાં પ્રગટ થાય છે તે તમારા કોઈ જીવનચરિત્ર કે ઇતિહાસમાંથી કવિઓને પ્રાપ્ત નથી. એમનાં કાવ્યમાં જે કૃષ્ણ છે તે તમે નહીં, તે ઇતિહાસના કે પુરાણના, મહાભારતના કે ભાગવતના કૃષ્ણ નહીં. એ તો રાધાના કૃષ્ણ છે. અને રાધા નથી ઇતિહાસમાં કે નથી પુરાણમાં, નથી મહાભારતમાં

કે નથી ભાગવતમાં. એનો જન્મ થયો છે ભકત, આસકત કે અનુરકત એવા કોઈ વિરહ-વ્યાકુલ અને પ્રેમ - આકુલ કવિના હૃદયમાં અને એનો નિત્યનો નિવાસ થયો છે કવિઓનાં કાવ્યમાં. રાધાની વ્યુત્પત્તિ છે રાધ્ ધાતુમાં. રાધ્ એટલે પ્રસન્ન થવું, સફળ થવું. એની નિરુકિત છે ધારા શબ્દમાં. ધારા એટલે પતન, અવનતિ, પરમેશ્વર પ્રત્યે વિમુખતા, ધારા શબ્દને ઉલટાવવા - પલટાવવાથી શબ્દ થાય રાધા. રાધા એટલે અભ્યુદય, ઉન્નતિ, પરમેશ્વર પ્રત્યે અભિમુખતા. આત્મા વૈ રાધિકા પ્રોકતા – આત્મા એ તો રાધારૂપ છે. રાધા એ આત્માની અભીપ્સાનું પ્રતીક છે. કવિઓના કાવ્યમાં આ રાધાની જે આરાધના છે, આ રાધાનું જે પરમ અને ચરમ ઈષ્ટ સાધ્ય છે તે કૃષ્ણ. આમ, કવિઓના કાવ્યમાં રાધા અને કૃષ્ણ પ્રતીકો છે. કૃષ્ણ! તમે પૂર્વજીવનમાં પ્રેમી હશો, તમે ઉત્તરજીવનમાં યોગી હશો પણ તમે કયારેય કવિ તો નથી જ. એથી કવિઓના કાવ્યમાં જે રાધા અને કૃષ્ણ છે એની તમને ગમ ન હોય, એ રાધા અને કૃષ્ણ તો પ્રતીકો છે એની પણ તમને ગમ ન હોય. આ રાધાની સાથે કવિઓ તમારાથી વિશેષ સમય માટે વસે છે એથી તમને જે આશ્ચર્ય છે–બલકે અસૂયા છે–એનું જ મને તો આશ્ચર્ય છે. આ રાધાને કવિઓએ દીઠી નથી એમ તમે માનો છો પણ આ રાધા કવિઓના હૃદયમાં છે અને એથી એક માત્ર તમે જ દીઠી નથી. આ રાધાનું તો તમે દર્શન જ કર્યું નથી. અને કર્યું હોય તો પણ તમે તો આ રાધાનો ત્યાગ કર્યો હતો અને મથુરામાં કંસ અને કબજાની વચ્ચે, ઈન્દ્રપ્રસ્થ અને હસ્તિનાપુરમાં પાંડવો અને કૌરવોની વચ્ચે અને અંતે દ્વારિકામાં યાદવોની વચ્ચે વસ્યા હતા; પછી આ રાધાની સાથે કવિઓ તમારાથી વિશેષ સમય માટે વસે તો એથી તમને કોઈ આશ્ચર્ય ન હોવું જોઈએ. કવિઓ તો આ રાધાની સાથે સતત ક્ષણેક્ષણ વસે છે – બલકે આ રાધા તો સહૃદય કવિઓના હૃદયમાં વસે છે. કવિઓ સદાય આ રાધામય, રાધારૂપ હોય છે, સ્વયં રાધા હોય છે.

હવે કોઈ પણ કવિ કયાંય કયારે ય કૃષ્ણનું કશું ય કાવ્ય રચે અને તમે કાવ્ય દીઠ એક્કેક આનો દાણમાં લેવા માગશો તો મળશે એમ તમે માનો છો? કવિના ખિસ્સામાં યદિ લભ્ય હશે ને તો પણ તમને દાણમાં એક આનો તો શું એક નવો પૈસો પણ મળશે નહીં. કવિઓ આવો ગેરકાનૂની કર ભરે કે કોપીરાઈટના કાયદાનો અભ્યાસ ન કરે એટલા ભોળા કે ભોટ નથી, વળી હવે ભારતભૂમિમાં એક આનો ચલણમાં નથી એની પણ સાથે સાથે નોંધ લેશો. અંતમાં એટલું જ કહેવાનું કે વર્ષો થયાં એક શબ્દ બોલ્યા ન હતા અને બોલ્યા ત્યારે આ શું બોલ્યા? આજે તો બોલ્યા તે બોલ્યા; હવે કદી આવું બોલશો નહીં, એક પણ શબ્દ બોલશો નહીં, હંમેશનું મૌન ધારણ કરજો. નહીં તો કાં મૂર્ખ લાગશો, કાં ધૂર્ત લાગશો અને હવે પછી કદી આવો બીજો પરિપત્ર પાઠવશો નહીં.

લિખિતંગ નિરંજન ભગતના જયશ્રીકૃષ્ણ

આભાર ! ☐ ભાનુપ્રસાદ પંડયા

ડાકતરો !
તમારા હથિયાર
મ્યાન કરો હવે,
બહુ ઝઝૂમ્યા તમે
રોકવા પેલા શ્વાસોના
અશ્વોથી લઇ જવાતા મને.

પણ વાયરા રહેતા હશે વાર્યા ?
એ જિત્યા ને તમે હાર્યા !

જાવ, હાથ ધોઈ નાખો જઈને
પેલા વોશબેઝીનમાં
અફસોસ ના કરો, હું તો કૃતજ્ઞ.

મને લાગતું જ હતું કે
શ્વેત ઝભ્ભામાં સજ્જ
દેવદૂતો સમા તમે અને
ઘીના દીવાની જયોત જેવી
આ પરિચારિકાઓ
મને છોડાવવા જ આવ્યાં છો !

વાજ આવી ગયો હતો
આ સડેલું પોટલું ઊંચકતાં
મારાં મુક્તિદાતા, ધન્યવાદ !

પણ હવે શીદ લગાડો વાર ?
ખોલી નાખો આ
ઓપરેશન થિયેટરનાં દ્વાર,
બોલવું નહિ પડે તમારે
તમારા ભારેખમ ચહેરાઓ જ છે સમાચાર !

ચાલો ત્યારે,
ક્યાંક કોઈ માથું અફળાય,
તીણી ચીસથી હવાનું કલેવર વીંધાય,
દિલાસાના ઠાવકા વેણ ચિતરાય,
તે પહેલાં આ તિરાડમાંથી
થઈ જાઉં પસાર
ફરી આભાર !

# "કવિતા"

ધી રજિસ્ટ્રેશન ઓફ ન્યુઝ પેપર્સ -(સેન્ટ્રલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪ (જુઓ રૂલ્સ નં. ૮)

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ મુંબઈ – ૧ |
| ૨. તેના પ્રકાશકની સામયિકતા | : દ્વિમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : મધુ મેન્શન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ-૧૯ |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : મધુ મેન્શન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ-૧૯ |
| ૫. તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : એસ. એન. ડી. ટી. ક્વાર્ટર્સ, મુંબઈ-૨૦ |
| ૬. જે વ્યક્તિઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેર હોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે (રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૪૦૦ ૦૦૧ |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-૧૯૭૮ પ્રકાશકની સહી : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ

હોડીમાં દરિયો : તળાવ કે દરિયામાં તણખો પડ્યો મારા ભૈ.

તંત્રી : સુરેશ દલાલ

વર્ષ ૧૧ : અંક ૪ : એપ્રિલ, ૧૯૭૮

સળંગ અંક : ૬૪

મુખપૃષ્ઠ
સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

[ દ્વૈમાસિક ]

અજ્ઞેય–૧૭
આર. એસ. દૂધરેજિયા–૨૧
આશિષ–૨૬
ઈન્દ્રજિત મોગલ–૮
ઉમાશંકર જોષી, કનૈયાલાલ મુનશી– કવર ૨
કવિ યશવંત–૩૨
કિશોરસિંહ સોલંકી–૧૨, ૨૪
કુમારી કલ્પના–૩
ગુણવંત શાહ–૧૯
જગદીશ જોષી–૧, કવર ૪
જયન્ત પાઠક–૯
જયદેવ શુક્લ–૨૭
જયા મહેતા–૨૮
જયેન્દ્ર શેખડીવાળા–૧૪
જશવંતી દવે–કવર ૩
દક્ષા દેસાઈ–૧૩
નિરંજન ભગત–૪૩
પન્ના નાયક–૩૯
પંડિત સુખલાલજી–૨૩
પ્રતાપસિંહ રાઠોડ–૪૦
પ્રફુલ્લ પંડ્યા–૨
પ્રવીણ દરજી–૨૫
ભગવતીકુમાર શર્મા–૧૪
ભાનુ શાહ–૩૨
ભાનુપ્રસાદ પંડ્યા ૨૧, ૪૬
મનસુખલાલ ઝવેરી–૨૩, કવર ૩–૪
માલિની શ્રોફ ૬, ૭
મંગળ રાઠોડ ૩૦
યોગેશ જોષી–૨૦
રમેશ જાની–૪૧
લાભશંકર ઠાકર–૧૦
લાલજી કાનપરિયા–૨૨
વજ્ર માતરી–૧૬
વિપિન પરીખ–૧૫
વેન આઈ-ટુ–૮
શકુંતલા મહેતા–૧૭
શીરીન કુડચેડકર–૩૧
સુરેશ દલાલ–૫
સૌરભ શાહ–૧૧, ૧૩
હસિત બુચ–૧૮



---

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં બાર રૂપિયા, પરદેશમાં ત્રેવીસ, છૂટક નકલના રૂપિયા બે.

બહારગામનું લવાજમ સૌરાષ્ટ્ર ટ્રસ્ટના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ ૧.

## वेदना ☐ मनसुखलाल झवेरी ☐ अनु. जशवंती दवे

(गुजराती काव्यम्)

समितौ निर्वाचितो भवेयं इति
असकृत् धावतो मे
श्रमोच्छवासैः द्यावापृथिव्यौ पूरिते;
सोपानपंक्तेश्च स्खलतो
मम भग्नं हस्तास्थि
तदपि न मया पर्यालोचितम् ।

अथ निर्वाचिते मयि,
न स्व विजयोन्मादेन
अपि तु प्रतिपक्षिणां
मत्कृतपराजयगर्वेण आध्मातः
अहं अस्पृष्टधरणीः वियति एव अचलम् ।

हन्त ! अद्य तस्मात् न किमपि परिशिष्यते
पश्चिमरात्र्याः शीतले प्रहरे
पुन. पुनः पीडयन्ती
कर्पूरास्थिनः वेदनां विना ।

## કળતર ☐ મનસુખલાલ ઝવેરી

સમિતિમાં ચૂંટાવા માટે
મેં દોડાદોડ કરીને
આકાશપાતાળ એક કર્યાં હતા;
ને દાદર પરથી લપસી પડતાં
હાથનું હાડકું ભટક્યું
તેનેય મેં ગણકાર્યું નહોતું

ને ચૂંટાયો ત્યારે
મારા પોતાના વિજયના નહિ
તેટલા મારા પ્રતિસ્પર્ધિઓને મેં આપેલા
પરાજયના ગર્વથી ફૂલાઈને
હું જમીનથી વહેંત વહેંત અદ્ધર ચાલ્યો હતો—

આજે કશું જ નથી રહ્યું એમાંનું,
પાછલી રાતના ઠંડા પહોરે
ફરી ફરીને થયાં જ કરતી
કોણીના હાડકાની કળતર સિવાય



KAVITA Regd. No. R. N. 16800/67

THE ACHE □ Mansukhlal Jhaveri

So as to be elected on a committee
I had moved heaven & earth
with the fizz & sizzle of a rat-race:
and had ignored even a splintered bone of my elbow
having slipped off a flight of stairs.

On being elected,
an air-cushion of my puffed up vanity
propelled me to walk without my feet touching the ground
— not because of my victory
But more because of my success in toppling my opponents.

Today, nothing of it remains --
except
a mild ache in the elbow,
repeatedly visiting upon me
in the biting cold of the night.

(— Translated from Gujarati ... by Jagdish Joshi).



# કવિતા

તંત્રી : સુરેશ દલાલ

અંક ૬૫ જૂન ૧૯૭૮

બે રૂપિયા

જન્મભૂમિ પ્રકાશન



KAVITA Regd. No. R. N. 16800/67

THE ACHE ☐ Mansukhlal Jhaveri

So as to be elected on a committee
I had moved heaven & earth
with the fizz & sizzle of a rat-race;
and had ignored even a splintered bone of my elbow
having slipped off a flight of stairs.

On being elected,
an air-cushion of my puffed up vanity
propelled me to walk without my feet touching the ground
— not because of my victory
But more because of my success in toppling my opponents.

Today, nothing of it remains —
except
a mild ache in the elbow,
repeatedly visiting upon me
in the biting cold of the night.

(— Translated from Gujarati ... by Jagdish Joshi).



મકરંદ દવે

## આ તરૂવર—આ મારું ઘર □ ચન્દ્રવદન મહેતા

તરૂવર સુંદર, સ્વસ્થ સ્વરૂપ, ઉન્નત શિર મનોહર
નિત્ય નિવાસી નિકટવતી ઉદાર તારું અંતર
સહસ્ત્ર ભૂજા શાખ વિશાખા, શીતળ છાયા ઢાળે,
વંશ પરંપર ઘર અમારું મીઠી હૂંફે મ્હાલે,

ઋતુ ઋતુમાં દુઃખદ્ કાલે નિત્ય તું રક્ષણહાર,
ઘર અમારું તારું તે અંગ, બદલ્યો અમે આકાર,
પરસ્પરના શ્વાસોશ્વાસે આપણી લેવડ–દેવડ
શુંયનું શું તે નથી દીધું ! કીધી કેટલી ત્રેવડ.

અંગ ઉપાંગોને કાપી તારા રંદા થકી વળી છોલ્યા
ચારે કોરે ઘાટ ઘડાવી ભોંકયા ખીલી ખીલા,
કરવત આરે ચીરી વ્હેરી, બાંધ્યા ઘર પર માળા,
શુંયનું શું અમે નથી કીધું કેવા હાલહવાલા !

કાપીકુપી લોહથકી લોહથકી વળી બાંધી સજ્જડ સાંધ્યા
બાકી હતું તે તને જલાવી, મીઠા ભોજન રાંધ્યા
ઉદાર ઉન્નત વિશાળ છાયી સુંદર રમ્ય તરૂવર
નિત્ય નિવાસી નિકટવર્તી અનુપમ તારું અંતર !

૨

વિરાટ તું તો હે હો તરૂવર, મારું ઘર અતિ ક્ષીણું
તોયે ખીચોખીચ ભર્યું છે, તારા થકી ઝીણું ઝીણું
રાચરચીલા કંઈક સજાવ્યા, વિધવિધ પાટપટારા,
ખાડ ખિલૌના બાજઠ બેઠક ઘરના બારી દ્વારા

ઉપર આડા લક્કડ થંભે ભેરવી લોહના શૂળા,
છતને છક્કડ ખવડાવી અમે બાંધ્યા ઝૂલતા ઝૂલા.
ભીંતની મધ્યે હૃદયસ્થંભો સામાસામી મલકે
કાષ્ઠપત્રો લટકાવી ભીંતે, ટાંગ્યા ચન્દ્રક ચળકે

ચોખંડીમાં મઢી મઢાવી ટાંગ્યો કુટુંબમેલો
જોઇ જોઈ જે મનમાં રાચ્યા, કેવો જમ્યો છે ઝમેલો
ઉપર આટાપાટાનું જે છત્ર રચ્યું છે માથે

ટપકે કિરણ, ન જલનું બિન્દુ સૂરજને નહી ગાંઠે
વર્ષે વર્ષે તારી કૂખે પ્રગટે, કુંપળ લીલી,
વસંત બ્હારે વિકસી રહેતાં કુદરત રહેતી ખીલી,
મારા તે ઘરમાં કીડી મકોડી કરોળિયાનાં જાળાં,
એથી યે ભૂડાં હૈયે બાઝયા વિષ ઇરખાના માળા.

ક્ષણિક સુખના લ્હાવા લીધા સત્ય નહીં પરમાણ્યું.
જીવતર નાણ્યું, જાણ્યા સુખદુઃખ શુંયનું શું નથી માણ્યું!
હુંયનું આયખું જીરણ થૈને હુંપદ છોડી જાશે
જાતાં જાતાં આ શ્વાસિડો તારો તારી કિરત ગાશે.

ત્યારે વ્હાલિડા પોકળ ખોખળ ઠાલી હુસી આ કાયા.
બધું ય છૂટી જશે તો યે તારી ન છૂટશે માયા.
તારી કાઠીએ ખ્હોઢીને જાતાં થૈશ તું રાજી રાજી.
તારે ખોળે રે! કાષ્ઠચિતામાં ભસમ કરજે બાજી.

## વિધવાની ગઝલ □ મહેશ યાજ્ઞિક

ભાગ્યની રેખા બિચારી શું કરે?
છે નસીબે ઝાંઝવાંઃ એ શું કરે?
આમ તો આ વાત મારા ગામની
શેરીઓ પાદર સુધી છેઃ શું કરે?
થોરિયા ઊગી રહ્યા છે ચોતરફ
મોર મૂંગા ના રહે તો શું કરે?
સ્વપ્નનો પહેરો રહે છે હરક્ષણે
ઊંઘ આવે તોય આંખો શું કરે?
એક અડવા હાથ ને આ આયખું
રંગ મેંદીનો : વિચારો, શું કરે?

## કેલીડોસ્કોપિક ગઝલ □ રવીન્દ્ર પારેખ

સૂક્કી બરડ હથેળી ઘવડતું મરણ મળે,
રેખાઓ વિસ્તરે અને છેટું મરણ મળે.

લથડી પડેલ દેહ અને દેહમાં સમય,
ટેકો લઈને ચાલતું ઘરડું મરણ મળે.

શ્વાસોમાં શ્વાસ; શ્વાસમાં ઘુંટાય વિસ્મયો,
ધુમ્મસમાં ગાઢ જંગલે ઝાંખું મરણ મળે.

ખરતાં ગયાં’ છ સ્પર્શ ને સ્પર્શોનાં ભીંગડાં,
સંવેદનોને ટેરવે ઠૂંઠું મરણ મળે.

ગળફામાં રક્ત; રક્તમાં ફેંકાય સગપણો,
ફીક્કી પડેલ આંખને પીળું મરણ મળે.

શબ્દોની પાંખ; પાંખ પર ઊડે ’છ શક્યતા,
અથડાય ભીંતને અને વળતું મરણ મળે.

પાકી ગયેલ ફળ અને ફળમાં લચે સમય,
ડાળી હલાવે હાથ–ને પડતું મરણ મળે.

છુટ્ટું પડેલ મૌન અને મૌન પર સમય,
શબ્દો પીંખી જતું કોઈ ખધું મરણ મળે.

ભયથી ડરી જવું અને, અને–અને–અને
પાછે. ફરે જ્યાં શ્વાસ ત્યાં સામું મરણ મળે.

ડાયાલેક્ટીક્સ ઑફ નેચર □ ચંદ્રકાંત બક્ષી

હું વાંચી રહ્યો છું
એંગલ્સનું "ડાયાલેક્ટીક્સ ઑફ નેચર"
પાસે ખરતાં પાંદડાંનો અવાજ સંભળાય છે
કદાચ જાંબુ ટપકી રહ્યાં છે
માળીની કૂતરી મારી પાઈપને જોઈ રહી છે
મારાં સ્વેડનાં સ્લીપર્સ પર કાળી કીડીઓ ફરી રહી છે
હું બેઠો છું એ પથ્થરની બેંચ પર
પહેલા વિશ્વયુદ્ધમાં બસરાની રણભૂમિ પર
શહીદ થયેલા યોદ્ધાઓનાં નામો કોતરેલાં હતાં
હવે ભૂંસાઈ ગયાં છે
મારા કપાળ પરનો સરસરાટ
કરોળિયાના જાળાનો તૂટેલો તાર હશે
ક્યાંકથી યુકેલિપ્ટસ જેવી ખુશબુ આવી રહી છે
ઢળતી સાંજમાં જાંબલી પતંગિયું હજી ખોવાયું નથી
લાલ પાંદડાંવાળો છોડ સાંજે ઉદાસ થઈ જાય છે
તડકો ડાક બંગલાનાં ઉપરી નળિયાં પર હાંફી રહ્યો છે
ધૂળમાંથી પસાર થઈ ગયેલા કેસરી મંકોડાએ
રંગનું નિશાન મૂક્યું છે
વાડમાં ચણોઠીની સૂકાયલી ફળી લટકી રહી છે
અંદર પાંચ ચણોઠી ચોંટેલી છે
બળેલાં પાંદડાંના ઢગલા પર તૂટી પડેલી
અંગૂઠાના નખ જેટલી કાચી કેરી
સડી રહી છે...

હું વાંચી રહ્યો છું
એંગલ્સનું "ડાયાલેક્ટીક્સ ઑફ નેચર"

સંબંધ □ પન્ના નાયક

તારે ને સમુદ્રને
શું સંબંધ હશે, પ્રિય?
જ્યારે જ્યારે
તારું સ્મરણ થાય છે
ત્યારે તું
સમુદ્રકિનારે ઊભો હોય છે
હું પકડવા દોડું છુ
તું આગળ ને આગળ નીકળી ગયો હોય છે.
હું મળું છું
માત્ર તારાં પગલાંને....!
અરે! એના આધારે થોડા ડગ માંડું છુ
ને એનેય દરિયાનાં મોજાં ઘસડી જાય છે.
હું મોજાં નીચે
તારાં પગલાં શોધતાં શોધતાં
ક્યાં ચાલી જતી હોઇશ?
ભાન ભૂલું છું હું?
ખબર નથી—
ઘડીભરમાં એ દરિયો
પલટાઈ જાય છે
સુક્કા રણમાં
જ્યાં
પવન એવો વીંઝાય છે
જાણે
શૂન્યતામાં પૂરેલા દરિયાનો તરખાટ...!
વળી પાછી
પવનની લહેરો
મોજાં બનીને
મારા અંગાંગને
સ્પર્શી જાય છે....
પ્રિય, શો સંબંધ હશે
તારે ને સ્વપ્નને?
મારે ને સમુદ્રને?

આ રાત પછીનો દિવસ ☐ સુરેશ દલાલ

હાથમાં
મરેલા સસલા જેવો દિવસ લઇને
રાતે હું પાછો વળું છું
—શિકારનો સંતોષ મેળવી.
જય સંતોષી મા!
જય સંતોષી મા!
દિવસ મારા દોડે નહીં
ને શ્વાસ રાતના ધીમા!
જય સંતોષી મા!

શમણાંનો આ લૂલો–આંધળો લઇ લઇને સંગાથઃ
આ રાત પછીનો દિવસ વહે ને દિવસ પછીની રાત!
ક્ષણ ક્ષણ તો આ સાપ–સીડીની રમત :
રમતમાં હારું છું :
હારું છું તે ક્ષણને હું તો જીત–હારની પાર
હૃદયમાં ધારું છું?
અગર ધારતો હોત તો હું તો આમ નહીં વીખરાત:
આ રાત પછીનો દિવસ વહે ને દિવસ પછીની રાત!
બધા આંકડા સાપ–સીડીને :
લાવ, સદાયે ભૂંસી નાખું.
સૂર્યોદયના આભ સમી કોઇ ક્ષણને
મનમાં સ્થાપી રાખું.
કોઇ રમત કે મમતબમત નહીં: કેવળ ખાલી હાથ
આ રાત પછીનો દિવસ વહે ને દિવસ પછીની રાત!

☐

રેલવેના પાટાની જેમ
ક્ષણને લંબાવવી નથી,
ક્ષણને ધારણ કરવી છે.

ટ્રેનમાં મુસાફરી કરું છું ત્યારે
બારીમાંથી જોઉં છું.
તો વૃક્ષો, ટેકરીઓ, સડકો, નદીઓ, ઝૂંપડાંઓની
સાથે સાથે દોડતાં દેખાય છે
લોખંડી પાતળા ટેલિફોનના તાર—
એના પર ગોઠવાયેલાં પંખીઓ
જાણે બંદીશકાર ખુદાએ
દિવસના કોરા પાના પર કરેલું સ્વરાંકન....
નોટેશન....
—જાણે કે ક્ષણમાં શાશ્વતીનું આંગણું
(What an occasion!)

અરીસા સામે
સાવ ઉઘાડી ઊભી રહેલી
સોળ વરસની મુગ્ધા
એ વસંતની પ્રતીક્ષા કરતું
(પાનખરના પડછાયા વિનાનું)
વૃક્ષ છે!
ક્ષણનું કેટલું નાજુક સ્વરૂપ છે!
હું જીવું છું
એની પ્રતીતિ મને કોણ આપે છે?
અરીસો?
કીર્તિ?
કીર્તિ એ મારું દર્પણ છે?
હું ઝંખું છું
કે કોઇ દુઃશાસન આવીને
બધાં જ વસ્ત્રોને ખેંચીને
જિંદગીને નવસ્ત્રી કરી મૂકે
કે જેથી
મને કોઇ યશ કે અપયશનો

સ્વાદ ન રહે.
કશો ય સ્વાદ ન રહે એવી ક્ષણ
પણ નર્યો આનંદ રહે એવી સમજણ....
સોળ વરસના વાસંતી વૃક્ષ જેવી....
ખુલ્લંખુલ્લા તરીને
સ્વિમિંગ પુલને કેબરે બનાવી મૂકતી સ્ત્રીઓને જોઈને
સમુદ્રની માછલીઓ બ્રા અને નીકર
કેમ નથી પહેરતી?
એવું કોણ પૂછે છે મશ્કરીમાં?
—જય સંતોષી મા!
તરવું એ સંતોષ છે?
કે વસ્ત્ર એ સંતોષ છે?
કે નિર્વસ્ત્ર એ સંતોષ છે?
કે કશુંક પૂછવું એ સંતોષ છે?
કે સ્વિમિંગ પુલ છે કે ત્યાં જઈ શકાય છે એ સંતોષ છે?
આ બધા કે–કે–કે–એ પ્રશ્નો છે
કે સાપ–સીડી છે કે પાસાં છે?
સંતોષી મા! આ બધાં પછી
તમને કોઈ આશા છે
મારા વિશે, તમારા વિશે—
કે પછી આ બધા જ બુદ્ધિના, શબ્દના,
અર્થના, કામના, મોક્ષ વિનાના તમાશા છે?
ગોપીઓનું ચીરહરણ કરીને
કદંબના વૃક્ષ પર બેઠેલા
કૃષ્ણની આંખ ખાટી થઈ ગઈ છે શુક્રવારે.

પગ વિશે હાથનો અભિપ્રાય □ પ્રવીણા જોષી

મારા ઘરમાં હું પગ લંબાવું છું
ત્યારે ચાદરમાંથી બહાર નીકળેલા પગ
ભીંતને અડકે છે,
કદાચ તેથીસ્તો
કવિતા લખવા માટે મને
કાગળ
ટૂંકો નહીં પડતો હોય ને?
પગ હતા
એટલે
મેં પગલાં ભર્યાં
પણ હવે
પગલાંમાંથી પગ કપાઇ ગયા છે
એટલે
કાગળ પર ચાલવા મેં
શબ્દોની ઘોડી બનાવી છે।

મૂર્ધન્ય સાહિત્યકારોને તમે ઘણા બધા વાંચ્યા હશે,
પણ હવે પ્રશ્ન એ છે કે
તમે કોઇવાર પગને વાંચ્યા છે?

અજંપો □ માલિની શ્રોફ

રેતીમાં લખેલ મારા નામને
વંટોળમાં વાંચ્યું ત્યારથી
શોધું છું શાંતિની ક્ષણ

જીવનનો વિચાર કરું છું
અને ગણું છું મૃત્યુના ધબકારા

હાસ્યની પાછળ
કેમ મને સંભળાયા કરે છે આંસુના લખકારા?

ક્ષણોના લાક્ષાગૃહમાં ☐ જગદીશ જોષી

આવડા મોટા એકલવાયા આકાશમાં
નાનકું એવું પંખી
પોતાની ઝીણાં ચાંદરણાં જેવી ગોળગોળ આંખોમાં
આખોય સમુદ્ર ધરબીને
ઊડી રહ્યું.

સૂરજનાં ઢોળાતાં કિરણોમાં તે એક ધાબું....
કેમ કરીને આંબું?

પ્રતીક્ષાની બળતી દીવા-વાટ
સાથે ગેલ કરે પવન પ્રતીતિનો:
અને આરંભાય અનંતનો હવન.

પ્રીત-ગીત
વિત્ત-મીત
હાર-જીત
પ્રેમ-વ્હેમ
રહેમ, અલ્લાહ, રહેમ...

ઝીણું ઝીણું આ દર્દ
વાતાવરણની નસે નસને ભીંસતું વીંટતું
એકાએક એકાકી અચિંતી શીળી ચીસ થઇ
ચૈતન્ય-ગર્ભને ચીરીને
વેદનાનાં મંદિરોમાં ગુંજી ન ઊઠે
માટે તો

આ નાનકાં નાનકાં ગીતો રચતો'તો
પણ ગીતનાં ગળા ફરતો ભરડો લઇ પડેલી
આ તપ્ત લોગાવાની
નાગચૂડ.

વૃદ્ધ થતી જતી વેદનાની
રુક્ષ શિરાઓ સંકોચાતી જાય છેઃ
સ્વમાનની ગ્રંથિઓ વહેલી વહેલી
સંભાળી લે આ ગઢના દરવાજા
અને બંધ કરી દે
આ પુરવઠાની આવનજાવન....
ચૈતન્ય ?
જડતા ને ઉજ્જડતા વચ્ચેનો ભેદ પણ
હવે તો હું ભૂલી ગયો છું.
'તું મારું આકાશ હતી-છે-થઇ શકત...' નો
સંદેશો તને પહોંચે-પહોંચે
એ પહેલાં તો
મારું આકાશ જ ડૂબી ગયું
તારા અંધાપાના સમુદ્રમાં.
ગધ્ધાપચ્ચીસી વટાવી ગયેલો (?) મારો દેશ
લાત નહીં મારવા-ખાવાના સિદ્ધાંતનો આદેશ
લઘરવઘર પહોળો-ઢીલો થઇ ગયેલો વેશ
વનપ્રવેશ કરતી વસુકી ગયેલી આ ભેંસ
પ્લાસ્ટિકના હીપ-જોઇન્ટ બેસાડેલા મારા સ્વમાનનો આવેશ...
ફેરફાર ફારફેચ્ડ
ઘરબાર ઘરબહાર
નિસાસાની સદાબહાર
ધંધા વગરનો રોજગાર
સગપણ વગરનાં સગાં
જીવી રહ્યાં વગ્ગાં, વગ્ગાં વગ્ગાં.
બધું જ હાથવગું
પણ હાથ ક્યાં ?
બધું જ આંખવગું
પણ આંખ ક્યાં !

આંખમાં તો ઘરબાયો છે
આઝખોય સમુદ્ર—
પેલા પંખીની આંખમાં;
છતાં પેટાળ રાહ જોઇ રહ્યું છે—
એ ગોળમટોળ આંખમાંથી
કદાચ
ટીપું થઇ સરી પડે
પહેલાના સમુદ્રનો તિરાડાતો ઘૂઘવાટ....

પંદરસો વર્ષ પહેલાંના પેલા લૅટિન કવિની
જેમ
આજે પણ મૃત્યુ કાન આમળે છે ને
કહે છે :
"જીવ્યે રાખ બેટા,
હું આવું ત્યાં સુધી...."

ઇશ્વરના દરબારમાં એક
અજાણ્યા ખૂણામાં બેઠેલા
ટાગોરની દાઢીના રેશમી વાળમાં
લપાઇને બેઠું'તું મૃત્યુ :
અને ટાગોર તેને મા–ની મમતાથી
બોલાવતા જ રહી ગયા શાંતિનિકેતનમાં.

હજી સુધી તો ખરા 'મિત્રો' પણ ન કહી શકાય
અને
છતાં આપણા જીવનમાં
સ્વજન કરતાં 'કંઇક વિશેષ' સ્થાન ભોગવવા
લગભગ સુસજ્જ થઇ ઊભેલા
મિત્રોના માહોલ મૃત્યુને તમે જોયું છે ?
મૈત્રીના મંત્રનો સહોચ્ચાર નહીં કરી શકેલું
એ શબ—

ભલે પછી એ રેશમી ગાદી વાળી લાકડાની કૉફિનમાં હોય, કે
ખપાટિયાં પર કાથીથી બાંધેલી અબીલી–ગુલાબી નનામી પર હોય, કે
માના ગર્ભ જેવી હૉસ્પિટલની રૂ-આળી શ્વેતાંબરા પથારી પર હોય, કે
ગંગાજળથી લીંપેલો સાથરો બની ગયેલા આંગણુમાં હોય કે
શબઘરના મૃત્યુગંધા સિમેન્ટના સ્લૅબ પર હોય—
એ શબ ગમે ત્યાં સજાવેલી અવાક્તામાં હોય....

પણ
એ શબના
આરસની ફરસ જેવા ઠંડાગાર કપાળ ઉપર
તમે હાથ મૂકી જોયો છે?
(હજી ગઇ રાતે જ લુછેલાં પેલાં પ્રસ્વેદ બિંદુઓ કયાં ગયાં?)
એ કપાળની ઠંડી આગ આપણી હથેળી પર
બળતી સ્મૃતિ બનીને
ગળતો વ્રણ બનીને
ગાળતો કાટ-જંગ બનીને
આયુ–ભર વળગી ન પડે
માટે
આપણે આપણી હથેળી ખસેડી લીધી'તી.
બંધ કરી દો આ પ્રવેશદ્વારો
જનેતાનાં જનનદ્વારો:
બંધ કરી દો એ ક્ષણોના કિલ્લાઓ
કારણ કે
પ્રવેશદ્વારો બંધ થશે તો જ
બંધ થશે જીવન-કિલ્લાની છટકબારીઓ:
અને તો જ અટકશે ઝરતી આ નેન–ઝારીઓ.
એકલા અટૂલા આકાશમાં ઊડતું
પેલું નમાણું પંખી કયારેક
શ્વાસ ખાવા આવી બેસશે
આ કિલ્લાના બુરજો ઉપર એક ક્ષણ.

એનું એક પીંછું ખરશે
ને હવામાં તરશે
ને પ્રકાશમાં તરવરશે....
ત્યાં તો ખ ર્ ર્ ર્ ખરશે
કિલ્લાની એક એક કાંગરીઓ.
પાંખમાંથી છૂટું પડી
ધરતીની કાણમાં સમાય
એટલા સમય પૂરતું જ છે આયુષ્ય
આ આયુષ્યનું.
પંખીની પાંખ ઉપરથી પરાવર્ત સૂર્યનું દર્શન
એટલે જિન્દગી.
જિન્દગી એટલે ક્ષણોનું સુદર્શન.
ક્ષણોનું બાંધી આપેલું સાલિયાણુ
એટલે જ આયુષ્ય.
બંધ કરી દો એ ક્ષણોનું જનનસ્થાન.
ક્ષણોએ જ મચાવ્યો છે આ તરખાટ
ક્ષણોએ જ રચ્યો છે આ ઘાટ.
સમયની આ વાટ : વાટનો આ સમય.
પંખીના દેહમાંથી છૂટો પાડી દો
એના કંઠનો ટહુકો—
ટહુકો અનંગ, ટહુકો અદેહ....,
જેથી
એને હું સંઘરી રાખું
મારા જીવનની ખાન-પાન-ગાનની ક્ષણોની જેમ:
અને, દાટી દઉં એને ધરતીના ગર્ભમાં
ઊંડે ઊંડે
એક પોલાદી કાળ-સંદૂકમાં
એટલું તો સચવાઇ રહેશે ભવિષ્યની પેઢીઓ માટે!
બાકી, મારી વેદનાઓને ચાહવા
મારી નિષ્ફળતાઓને ચાવવા

(વાહ, મારી મમતાની વાહવાહ !)
તૈયાર છે આખીય ધરતીનો આ વાંઝિયો પટ
મારા શબના કપાળ ઉપર
—ભાવિ પેઢીઓની
મારાં સંતાનોની—
હથેળીઓ ન અડવી જોઈએ :
મિત્રોનાં આરસની ફરસ જેવાં ઠંડાગાર કપાળના ડામ
જે મારી હથેળીમાં પડયા તેવા ડામ
કદાચ
નહીં સહન કરી શકે આ સંતાનો :
કે પછી,
સંતાનોને મળી હશે કે
મારા જેવી દાઝકણી હથેળીઓ વારસામાં?
ભવિષ્યના આરસામાં !
મારે તો મારી ભાવી પેઢીઓને
આપી જવી છે વારસામાં
માત્ર પેલી ક્ષણો :
કારણ કે
મારી વેદનાને જાણવા-માણવા તો
તૈયાર હશે આખીય ધરતીનો ઉઘાડો-વાંઝિયો પટ.
ક્ષણોનાં લાક્ષાગૃહોમાં તો છે
માત્ર પ્રવેશદ્વારો :
અને—
અને નથી તેમાં છટકબારીઓ :
અને નથી માટે તો પ્રવેશ્યા જ કરશે
ભવિષ્યની પેઢીઓ
આંગળાંની વેઢીઓ....
તો પછી,
ભવિષ્યમાં (હા, ભવિષ્યમાં !)
કોઈ સિંહનું બચ્ચું

પોતાની માને ધાવતાં ધાવતાં
ગેલ કરતું હશે
અને વચમાં વચમાં
પોતાના પોલાદી પંજાથી ખોતરતું હશે જમીન....
ત્યારે કદાચ
તેને જડી આવે પેલી કાળ-સંદૂક
ને તેમાંથી એક જબરદસ્ત ફફડાટના ઉદ્રેકથી
છૂટી પડીને ઊડાઊડ કરી મૂકશે પેલી
ખાન-પાન-ગાનની ક્ષણો....
ગેલમાં આવી જશે પેલું સિંહનું બચ્ચુ કદાચ !

હું તો રાહ જોઇ બેઠો છું
કે
ક્યારે પંખીની ગોળ-સુડોળ
આંખોમાંથી એક ટીપું ખરે
અને ફરી પાછો પેલો ખારો સમુદ્ર
શરૂ કરે પોતાનો નિરાંડો ઘૂઘવાટ....

પ્રતીક્ષાની બળતી વાટને
પોતાની ચાંચમાં લઇને ઊડતું
પેલું પંખી
ક્યારે છમકારી દેશે ક્ષણોના આ-ઉ-છળતા આ છળતા સમુદ્રમાં !

કાંઠાને બે ભાગમાં ચૂરચૂર રહેંસી નાખનાર
સમુદ્રનો ઘૂઘવાટ હું
—સદીઓની પાર—
ક્ષણોની આરપાર સાંભળ્યા કરું છું.
પણ નથી કોઇ સાંભળતું મારો શબ્દ
ને નથી સાંભળી શકતો હું મારું મૌન !
મારા કાનને બહેરા કરતા મૌનની ક્ષણોની
ઊંચી ઓલાદ જેવું પેલું પંખી
મારા આકાશમાં ક્યાંય, ક્યારેય મળે

તો
— મારા તરફથી —
તેને એટલું જ પૂછી જો જો
કે
ક્યાં છે મારી અનંત ઊછળતી પ્રતીક્ષાનો
સમુદ્ર....?

—મને કોઈ… □ રમેશ ત્રિવેદી

પોઢી જાઓ
મારી પાનખરનાં ફૂલડાંઓ
પોઢી જાઓ
લ્યો, હું વારતા કહું છું વારતા
પોઢી જાઓ,
વારતા રે વારતા
ઉઘાડી પીઠ પર કાળઝાળ સાટકા
એય લોટિયા,
ઊંઘ આવે છે તને? બાપો બાપો!
ને રૂમઝૂમ કરતું સપનુંય આવે છે? બાપો બાપો!
એલ્યા એય, સપનામાંય બને તું
દંતકથાનો કઠિયારો
તો લેલા, એક વાત ભૂલતો નહીં હં કે!
સામે પગલે આવે
જળદેવી
તો ટપ દઈને કહી દઈએ:
—આ છાવ છોનાની, આ છાવ લુપાની બહ્વી જ
હમ્બો, બહ્વી જ કુહાલિયો, હં કે!
અરે! ઓ ટાબરિયા ઓ
પોઢી ગયા તમે તો!
મને ચપટી ઊંઘ આપોને છોકરાઓ!
હું તમને શમણાં આપું
એક રૂપાળી ભમણા આપું
અરે મારી આ કોર પેલી કોર ચારે કોર
મને કો….ઈ
હું અશ્વ
હા, હા, હું તો અશ્વ
થાકેલો હાંફેલો સૂરજનો આઠમો અશ્વ
મારી આ કોર પેલી કોર ચારે કોર
ભડકે બળતું અંધારું ભડકે બળતું અંધારું
મ….ને…. કો….ઇઇઇઇ

સબ સલામત ☐ જયા મહેતા

મારો એક પગ
બરફની શ્વેત સુંવાળી સપાટી પર
મારો બીજો પગ
સહરાની તપ્ત પીળી રેતી પર
એક પગ સરકે
ને બીજા પગે આંટણ પડે ને થરકે
એક પગને ચાલવાની ખબર નથી.
અને બીજા પગને ચાલવું એટલે શું
એ સિવાય બીજી કોઇ ખબર નથી.

જમણા હાથની રેખા
ને ડાબા હાથની રેખા
જમણા પગનું તળિયું
અને ડાબા પગનું તળિયું
આટલાં જુદાં કેમ?

આ તો એક જરાક અમથો—
સાવ અમથો પ્રશ્ન.
બાકી તો સબ સલામત છે.
પગ છે
પેટ છે
હાથ છે
માથું છે
છે-નો બરફ છે ને છે-ની રેતી છે
સબ સલામત છે.

---

'કવિતા'નો ઑગસ્ટનો અંક : હસ્તાક્ષર વિશેષાંક
– તંત્રી

## પાંચમી ઇન્દ્રિય ☐ પેટ્રીશિયા બિયર ☐ ઈન્દ્રજિત મોગલ

[પાંસઠ વર્ષની ઉંમરનો નિકોલસ લોઇઝુ નામનો સાઇપ્રિયટ ગ્રીક ભરવાડ આજે વહેલી સવારે ચોકિયાત સૈનિકોને હાથે ઘવાયો હતો. તેને બે વખત ચેતવણીનો સૂર સંભળાવવામાં આવ્યો, પણ તેણે તેનો કશો પ્રતિભાવ આપ્યો નહિ. આથી સૈનિકોએ ગોળી છોડી. પછી થયેલી ડૉક્ટરી તપાસમાં જણાયું કે તે માણસ બહેરો હતો. સમાચાર, ૩૦ ડિસેમ્બર, ૧૯૫૭.]

અહીં આખી રાત દીવાઓ બળે છે,
જ્યાં જતાઆવતા પર નજર રાખી ચોકી કરવી પડે છે.
અને મને ભરવાડ નિકોલસ લોઈઝુને અહીં
અંધકાર ગમે છે કેમ કે અંધારામાં ટેવાયેલો
મારો પગ બરાબર પડે છે
પણ આજે અહીં અજવાળા અંધારની છાયામાં મારી નજર
મારા તંદ્રાધીન ઘરની તરફ
રાત્રિનો ભાર ખભા પર વહીને આગળ ડગ ભરું છું ત્યારે
આમતેમ વિખેરાયલા ધોળા શૈયા-શિલાખંડોની વચ્ચે
ઠોકર ખાય છે.

મારી દૃષ્ટિ હંમેશાં અન્યોની દૃષ્ટિ કરતાં તીવ્ર હતી;
હું ખાણી પીણી અને શરાબનો જલસો માણી શકતો હતો
અને પાકતા મબલક મોલ ઉપરથી
હું ખેતરોનું નામ કહી શકતો હતો.
હું ભૂલભુલામણી સમા જંગલમાંથી કે ઘાસમાંથી
વાંકો વળીને શિયાળની લાલમલાલ ગંધે બહાર નીકળી શકતો.
ધુમ્મસને સ્પર્શી શકતો, શ્વાસને સ્પર્શી શકતો
પણ મારી ઇન્દ્રિયોમાં ચાર ઇન્દ્રિયો તીવ્ર હતી,
પાંચમી ઈન્દ્રિયે મને મૃત્યુની વેદી પર જડી દીધો.
સૈનિકોએ નક્કી ઉચ્ચાર્યો હશે સાવચેતીનો શબ્દ : થોભો.
પણ મને એ સંભળાયો નહિ;
અને તેથી હું બની ગયો તેમની નિષ્ફળતાના પ્રતીકરૂપ

શિયાળુ આકાશની સામે તેમના પરાજયને સૂચવતો
સ્થિર ધ્વજ.
તેમની પાંચ ઇન્દ્રિયો હોવા છતાં તેઓ ન કહી શકયા
કે મને એક ઇન્દ્રિય ઓછી હતી અને તેથી
ગોળી છોડયા વિના તેમને ચાલે નહીં.
જો મેઘધનુષમાં
તેમને શીખવવામાં આવ્યું છે તેના કરતાં
એકાદ રંગ પણ ઓછો નજરે ચડે
તો મેઘધનુષને પણ તેઓ છોડે નહિ.
ઇશુએ કહ્યું હતું કે જ્યારે એક શિષ્ય ગુમાવ્યો
ત્યારે બાકીના શિષ્યો પણ જાણે હેતુશૂન્ય બની ગયા.
અહીં આ દવાખાનામાં જ્યાં અન્યોનો શ્વાસ ચકચકીત ફેરસબંધીમાં
ઝૂલતા દીપક માફક ઝૂલે છે,
અને જેઓ ઊંઘી શકતા નથી તેમને ત્રાસરૂપ બને છે,
ત્યાં મને દરેક વસ્તુ કેવી મૂલ્યવાન છે તે દેખાય છે
કેમકે હવે હું ફરીથી કદાચ સ્પર્શી, સૂંઘી,
ચાખી કે જોઇ શકીશ નહિ.
એનું કારણ
એ જ કે હું સાંભળી શકયો નહિ.

અમે એટલે અમે ☐ ભાનુમતિ સુણાવકર

અમે તો આંખ છે એટલે જોઇએ છીએ.
અમે તો કાન છે એટલે સુણીએ છીએ.
નાક છે એટલે સૂંઘીએ ને પગ છે એટલે ચાલીએ છીએ.
જીભ છે તો બોલીએ છીએ ને હોઠ છે તો હસીએ છીએ.
ભમર છે તે ચડાવીએ છીએ ને કમર છે તો કસીએ છીએ.
પણ
ત મે
મિસ હેલન કેલર! મિસ્ટર બ્રેઇલ! સૂરદાસજી!
સુખલાલજી! તમે જે જોયું-સુણ્યું-બોલ્યું-ચાલ્યું કર્યું
તે જ સાચું તે જ સાચ્ચું એ જ સાચ્ચું..........
અમે તો ઘુવડ–પુવડ–મંડનમિશ્ર–ખંડનમિશ્ર.
પણ તો ય અમે એટલે અમે! તમે એટલે તમે.

મિત્રને — ☐ રમેશ જાની

તારા પહેલાં જ
હું તારી બાજુમાં
બેસી ગયો હોઇશ
મિત્ર,
તું જોજેને
તારી પાસે જે કાંઇ હોય
એનાથી વધુ નજીક
હું જ
મારી જાતને ઓગાળી દઇને
બેઠો હોઇશ,
તને પણ એનો ખ્યાલ ન
આવે એમ!
ના. હું કંઇ બોલવાનો નથી
પૂછવાનો નથી, કહેવાનો નથી,
અને જે બોલવું કહેવું પૂછવું હોય
તે મને ક્યાં ક્યારેય આવડયું છે?
ધીમે ધીમે મને હવે
મૌનમાંથી મૂંગા રહેવાની
આદત પડી ગઇ છે.
માત્ર તું
આંખો મીંચીને
કોઇ કાવ્યની પંક્તિ
ગણગણતો હશે
તો એને સાંભળી લઇશ.
કોઇ પાસે ઊંધા મૂકેલા
પુસ્તકના અક્ષર બનીને
થોડુંક હસી લઇશ,
નીંદરતો હશે તો
હળવેથી ફરફરતી હવાની લહેરખીની જે
વાળમાં આંગળીઓ ફેરવી લઇશ.
હું તારી સાથે જ
આખો વખત હોઈશ,
વિદેશના એરપોર્ટ પર
ઊતરી જઇને
ત્યાં જ
કોઇ પ્લેઇનની પાંખો બનીને
ઊભો રહીશ
તું
અહીં પાછો આવવા
એમાં બેસે
એની રાહ જોતો!

With a white wall for company

I suddenly realise I know their faces
I'm walking down the road with a white wall for company
passing cars come up behind me
and pull me back along the wall with their headlights
to when I was a stranger and tread softly
I'm still unwelcome now down from the sky
headlights still pass me by
I know their faces but not how weathers treat them

Ruchir Joshi

વર્તુળને ખૂણાઓ હોય ☐ સૌરભ શાહ

સંબંધોને બિલોરી કાચમાંથી જોવાની આદત હજી છૂટતી નથી,
વર્તુળને ખૂણાઓ હોયવાળી ભૂમિતિની સાબિતી ક્યારે ય તૂટતી નથી.
મારા વગર તું ભલે
કૂપરમાં ડૉગ શૉ જોવા જઇ શકતી હોય,
ઇરોસના ઇન્ટરવલમાં કોન આઇસક્રીમ ખાઇ શકતી હોય,
સૅટર્ડેએ સાંજે અમરસન્સમાં શૉપિંગ કરવા જઇ શકતી હોય.
અને તારા વગર હું ય ભલે
મહર્ષિ કર્વે રોડ ઓળંગી શકતો હોઉં,
ઇરાનીમાં જ્યુક બોક્સ સાંભળી શકતો હોઉં,
લૉટરીના રીઝલ્ટ ખરીદીને લૉટરી સહિત ફાડી શકતો હોઉં.
પણ તું જો હોત તો
રસ્તો ઓળંગવાને બદલે સબ–વેમાંથી જવાનું મન થાત,
જ્યુક બૉક્સમાંથી સિક્કા નાખ્યા વગર કોઇક સૂર સંભળાયા કરત,
લૉટરી... ???!!!
બસમાં તારી ટિકિટ કઢાવું અને તું 'થૅંક્યુ' કહે,
થોડી મોડી આવે અને તું 'સૉરી' કહે,
વાતવાતમાં 'પ્લીઝ' ને વાતવાતમાં 'વેલકમ'.
પણ મને ક્યારે ય આ બધા શબ્દોનું વાક્ય બનાવીને
એનો અર્થ કાઢતાં આવડ્યું નહીં.
લોકો તો માનતા કે આપણા સંબંધો તો બારમાસી છે—
પણ એ ભોળાઓને ક્યાં ખબર
કે
શિયાળામાં હું તને હથેળીની ઉષ્માની વાત કરતો હોઉં
ત્યારે તું એને તારી ઠંડી વાતોથી થીજવી દેતી હતી.
ઉનાળામાં આપણા સંબંધો ગુલમહોર બનીને મ્હોર્યા હોય
અને તારા મૌનને બારણે ઊભા ઊભા
એ ય થાકીને ખરી જતા હતા.

ચોમાસામાં હું ચાતકની વાત કરતો હોઉં તને
અને તું કહેતી,
"મને તો પાણીમાં તરતી માછલીઓની વાત ગમે."
અને છેવટે લાગણીઓનું નીચોવાવું,
આંખોમાંથી પાણીનું આવવું,
અને એ પાણીનું એક સંબંધ બનીને
ભૂતકાળની ખુલ્લી ગટરમાં વહી જવું.

લોકોને ક્યાં ખબર આ બધી બારમાસ વાત.
અને એક દિવસ આ બારમાસી સંબંધોનાં બાર પાનાં
કેલેન્ડરમાં એક જ પાનું બનીને લટકાઇ જાય છે કોઇ ખીંટીએ
તારે મન ભલે એ હોય ત્રણસો પાંસઠમાંનો કોઈ પણ એક દિવસ
પણ મારે મન તો એ જાન્યુઆરીનો બત્રીસમો જ દિવસ,
જે દિવસનો હિસાબ હું કોઇને ય આપવા બંધાયેલો નથી.

ગઝલ ☐ દેવદાસ શાહ 'અમીર'

એ અલ્પ માંગ હો કે અતિ હોય તોય શું ?
એ ભીખ છે છૂપી કે છતી હોય તોય શું ?
ફરવાનું ગોળ ભાગ્યમાં જેના લખ્યું હશે
તકદીરની ગાડી ને ગતિ હોય તોય શું ?
દુર્યોધનો જો જાંઘને ખુલ્લી કરી શકે
તો દ્રૌપદીને પાંચ પતિ હોય તોય શું ?
ઉદ્ધાર કરવા રામને વનમાં જવું પડે
અહલ્યા સમી જો કોઇ સતી હોય તોય શું ?
તમને તો છે ખબર કોઇ ક્યારે થશે ચલિત
હે વિશ્વામિત્ર ! કોઈ જતિ હોય તોય શું ?
ઓ કામદેવ ! આ આંખ તું ખોલી નહીં શકે
શંકરની સામે લાખ રતિ હોય તોય શું ?
જે સંકુચિત ધોરણ છે તે રહેશે અહીં 'અમીર' !
તારી ભલે વિશાળ મતિ હોય તોય શું ?

## ઇ. સ. ૧૯૭૮માં કવિતા કરવા વિશે ☐ જયન્ત પાઠક

જાણું છું કે
ઇ. સ. ૧૯૭૮ના ફેબ્રુઆરીની આ ૨૭મી તારીખે
કોઇ ચુન્દ મને ખોરાકમાં ઝેર આપે
ને હું એને ક્ષમા કરું
તો પણ બુદ્ધ તો ના જ બની શકું—

જાણું છું કે
ઇ. સ. ૧૯૭૮ના ફેબ્રુઆરીની આ ૨૭મી તારીખે
તેઓ મને ક્રૂસ પર ચઢાવી દે
ને હું એમના અનાડી કૃત્યને માફ કરવા
ઇશ્વરને પ્રાર્થના કરું
તો પણ ઇસુ તો ના જ બની શકું—

જાણું છું કે
ઇ. સ. ૧૯૭૮ના ફેબ્રુઆરીની આ ૨૭મી તારીખે
કોઇ ગોડસે મને ગોળીએ દે
ને હું ‘હે રામ’ બોલી ઢળી પડું
તો પણ ગાંધી તો ન જ બની શકું—

પણ
ઇ. સ. ૧૯૭૮ના ફેબ્રુઆરીની આ ૨૭મી તારીખે
— ને એમ તો ગમે ત્યારે—
ક્રીડારત ક્રૌંચયુગલ સામે તીર તાકનારને
હું વેદનાનો શાપ તો આપી શકું—
એવડોક વાલ્મીકિ તો બની શકું.

અંધ યુવતીનું કાવ્ય ☐ મૂકેશ માલવણકર

મારી પાંપણ નીચે
કાળા રંગનું જે કાંઇ તરફડે છે
તે,
અંધારું છે કે ભમરો !

ગરમ ગરમ લોહી ☐ શાન્તિ શાહ

આકાશની એલર્જીથી પીડિત પંખી
પોતાના ફ્લેટમાં ફફડયા કરે છે,
પડી ગયેલો પવન
પથારીમાં ને પથારીમાં સળગ્યા કરે છે,
પાનખરનું વૃક્ષ
ખરતાં પર્ણોને સાચવવાની ચિંતામાં
હાડપિંજર થઈને હાંફ્યા કરે છે
પ્રાગૈતિહાસિક પ્રાણીની જીભ જેવા
રસ્તા પર
ઐતિહાસિક સત્ય શોધવા
માનવી ફાંફા મારે છે !

ચાલુ ચીલાઓને ઓગાળવામાં
થીજી ગયેલા લોહીને મળેલી નિષ્ફળતા
બ્લડ બેન્કની ૭૦ કરોડ શાખાઓમાં ફરી વળી

ગરમ ગરમ લોહી ક્યાંય મળતું નથી !
ન જન્મેલું બાળક
હજુ ક્યાં સુધી રાહ જોવાનું પસંદ કરશે ?



'અનિલ'

આ લેખમાળામાં 'મ્હોરે છે' શબ્દનો ઉચિત ઉપયોગ થયો છે. ગઈ કાલ સુધી કોઈક તરુલતાને ફૂલ ન હોય – માત્ર ડાળીઓ જ–શિશિરનો અંત હોય તો ઠૂંઠી ડાળીઓ જ અને શરદનો આરંભ હોય તો પાંદડાંથી ભરેલી–પણ ફૂલ નહીં!–અંદર ને અંદર તેમાં શું થતું હશે ને કોણ જાણે–હલકે પગલે એક ક્ષણ આવે છે. પછી એકાએક કળીઓ ફૂટે છે. ફૂલો ખીલે છે. તવું જ કવિતાનું થાય છે.

તે ક્ષણ આત્મપ્રતીતિની હોય છે. મારી કવિતાઓ તરફ પાછું વળીને જોતાં મને આ જ સાચું લાગે છે. તે કવિતાઓની રચનાની સ્પંદનની ક્ષણો આવી જ આત્મપ્રતીતિની ક્ષણો હતી. કાવ્ય નિર્માણની પ્રક્રિયા વિષે મેં મોટાક વિજ્ઞોની કૃતિઓ અને મારી પોતાની અલ્પકૃતિઓમાંથી જે કંઈ અનુભવ્યું અને જાણ્યું તે બધું સારાંશરૂપે ૧૯૩૨ની સાલમાં 'ફુલવાત' ની પ્રસ્તાવનામાં લખી નાખ્યું છે – ત્યાર બાદ, તે મને વધુ ને વધુ યોગ્ય પણ લાગ્યું છે.

આ આત્મપ્રતીતિ શું છે અને તે કઈ રીતે થાય છે તે જાણી લઈએ એટલે કવિને પોતાના કાવ્યવ્યાપારનું રહસ્ય સમજાય અને કાવ્યરસિકોને પણ કાવ્ય ઓળખતાં આવડે, પણ કોણ જાણે કેમ, ઘણા જાણીતા વિવેચકો 'આત્મપ્રતીતિ' શબ્દ વાપરવાનું ટાળે છે. અનિલે તે વાપર્યો તેથી પણ કદાચ હશે. આ અર્થનું ખાનગીમાં બોલાયાનું મને જાણવા મળ્યું છે. અનુભવ, સ્વાનુભવ, આત્માનુભવ, એવા કેટલાક શબ્દો તેઓ વાપરે છે, કેટલાક કહે છે કે, આત્મપ્રતીતિ એટલે 'આત્મા'ના અર્થમાં જે કંઈ માનવામાં આવે છે તેની પ્રતીતિ એટલે કે વેદાન્ત, યોગ વગેરેમાં સત્યનો ભાસ થાય છે. માટે 'આત્મપ્રતીતિ' શબ્દ ન વાપરવો, પણ તેવી જ સ્પષ્ટતા કરીએ તો સ્વાનુભવ, આત્માનુભવ શબ્દો વાપરવાથી પણ તે જ મુસીબત ઊભી થાય છે. મેં 'પ્રતીતિ' શબ્દનો પ્રયોગ 'અનુભવ' શબ્દ કરતાં વધુ ઉચ્ચ અર્થ દર્શાવવા કર્યો છે. અનુભવ એટલે 'એક્સ્પીરિયન્સ' અને 'સાક્ષાત્કાર', 'પ્રતીતિ' એટલે 'રિઅલાઈઝેશન'. આત્મપ્રતીતિ એટલે પોતાના અનુભવોમાંથી પોતાને થયેલી પ્રતીતિ. આવી પ્રતીતિની પાછળ કવિની આત્મીયતા અને વૈયક્તિક સંપૂર્ણતા હોય છે.

મારે આ બધું સારાંશ રૂપે શરૂઆતમાં જ કહેવું જોઈતું હતું, કારણ કે કવિતા કઈ રીતે વિકસે છે – ખીલે છે, તે તેના જ આધારે કહેવું વધુ સરળ છે. હું જૂની કવિતા-

ઓનો વિચાર નથી કરતો. મારી થોડા સમય પહેલાં લખાયેલી કવિતાનો વિચાર કરું છું. તે કવિતાનું નામ છે 'કાળી'. કાળી એટલે કાળી જમીન, જેને 'કાળી કપાસની જમીન' કહે છે તે. 'કાળી' વિશેષણ તે જમીનનું 'વિશેષ' નામ કયારનું ય થઈ ગયું છે. કેમ તમારી પાસે કેટલી કાળી છે, એટલે કેટલી કાળી ખેતજમીન છે? આથી ઉલટું 'સફેદ'. 'સફેદ' એટલે ગામડાની ઘરવસ્તીની જમીન, લોકવસવાટની જમીન. 'મહેસુલકાળી' એટલે તે ખેતજમીન પર નક્કી કરવામાં આવેલ મહેસૂલ – 'લેંડ રેવ્હેન્યુ'.'

આવી આ 'કાળી', હું સમજણો થયો ત્યારથી જોતો આવ્યો છું. ત્રણે ય કાળ, દિવસ-રાત અને બધી ઋતુઓમાં તે કાળી ધરતી પર જ ચાલ્યો છું. ઉનાળામાં તે 'કાળી'નાં ઢેફાં ઊચક્યાં છે. તેની માટીને ચીકણી માટી કહે છે. ચોમાસામાં તે મુલાયમ માટીમાંથી ગોકુળઅષ્ટમીને દિવસે ગોકુળ બનાવતા, વારતહેવારે બળદ અને ગણપતિ પણ બનાવતા. શિયાળામાં ઠારથી સખત થયેલી તે કાળી માટી પર આસન જમાવીને પોપટા (લીલાચણાની શીંગો) શેકેલા. આમ તેનો વત્સલ, સ્નેહાળ સ્પર્શ અનુભવેલો. નાનામોટા ટેકરાઓ પર ચઢી તેની તરફ જોયેલું. ખેતરોમાં પાકીને સૂકાયેલા પાકની તેની સોનેરી ગર્ભરેશમ સાડી જોયેલી અને વસંતઋતુમાં તેનો ખોળો ગુલમહોર અને કેસૂડાનાં લાલ રાને કેસરી ફૂલોથી ભડકી ઊઠતો ત્યારે તેનો ચોકડિયાળો પાલવ જોયેલો. ચૈત્ર-વૈશાખમાં જયારે તેને ખેડવામાં આવે ત્યારે હળને લીધે તેમાં પડેલા સીધા ચાસ જોતાં એવું લાગતું કે જાણે કાળા ભમ્મર વાળ જાડે દાંતિયે ઓળેલા છે! વરાડના સખત ઉનાળામાં જયારે આ ખેડેલી કાળી જમીન તપતી ત્યારે એકાદ બાવળની વિરલ છાયામાં બેસીને તેની સામે જોતાં લૂ લાગી હોય તેવું જણાતું, તેમાં મૃગજળ – જાણે તે લૂની ગરમીથી તપેલા નવશેકા પાણીમાં નહાય છે, અને ગરમીને લીધે નીકળતી વરાળ પર અંગ સૂકવે છે. વાવણી માટે આ જમીન કેટલી ઝડપથી તૈયાર થઈ શકે છે તે પણ જાણતો હતો અને ખેડૂતોનો અનુભવ પણ સાંભળ્યો હતો કે આ જમીન વરસાદની ગમે તેટલી ઝડીઓ પડે તો પણ બધું પાણી અંદર પચાવી લે છે, અને મહિનાભર વરસાદ ન પડે તો ઉપરઉપરથી સૂકાયેલી દેખાય તો પણ અંદર ભેજ સંઘરી રાખે છે. 'કાળી' વિષેના આ બધા તૂટકતૂટક અનુભવો એક સમયના ન હતા. કોઈક વાર સ્વાભાવિકપણે મેળવેલા, અજાણપણે આંતરમન પર રેખાઓ દોરી ગયેલા, અંદર ઘરબાઈ રહેલાં અને ભુલાઈ ગયેલા.

એક બાજુ આ અને બીજી બાજુ મને દેખાતી હતી કાળી મજૂરી કરવામાં, ઘરસંસારમાં સુખે પરિશ્રમ કરનારી કુળવંતી ગૃહલક્ષ્મી. સાદીભોળી, કાળી, રૂપસુંદરી નહીં પણ ગુણસુંદરી. તાછેલી, ભરેલી, સુડોળ, સારી ઘડેલી, ઘડાયેલી, તેને ટાપટીપની ખબર નથી. સાજશણગાર માટે સમય પણ નથી. મર્યાદાશીલ. નીચી નજર. કોઈક જ વાર નજર ઊંચી કરે. દેખાવમાં ખડતલ પણ ઋજુ મનની. મમતાથી પીગળનારી. સારા

માત્ર પ્રસંગો નિભાવી લેનારી. અને સહનશીલ, મુશ્કેલીભર્યો સંસાર સુખદ બનાવનારી. આવા અનુભવ પણ મનમાં અજાણપણે નોંધાયેલા. મનને કોઈક ખૂણે સાચવીને રાખેલા.

આ બે પ્રકારના અનુભવો મનને સ્પર્શી ગયેલા ત્યારે તેમની વચ્ચે કોઈ સંબંધ જોડાયો ન હતો. એક પ્રકારના અનુભવોની બીજા પ્રકારના અનુભવો પર કોઈ અસર થઈ ન હતી. જાગ્રતપણે તો નહીં જ. આ અનુભવો સાવ અવ્યક્ત રહેલા. તેમનો શબ્દોમાં આવિષ્કાર થયો ન હતો. તેવી ક્ષણ આવી જ ન હતી. ઘણાં ઘણાં વર્ષો સુધી!

પછી શું થયું. આગગાડીમાં મુસાફરી કરતાં એક મોટું કાળુંડીબ ખેતર જોવા મળ્યું. થોડું વહેલું ખેડીને રાખેલું. તે વખતે મન મુક્ત સ્વચ્છ હતું. તેની પર વિચારોની ધૂળ બેઠેલી ન હતી. તે કાળી ધરતીની અને મારી દૃષ્ટોદૃષ્ટ મળી અને અંગેઅંગ રોમાંચ થયો. સહજ – પણ એક આત્મપ્રતીતિની ક્ષણ આવી અને નિઃશબ્દને શબ્દ ફૂટ્યાં.

“કાળી ધરતી સપાટ શામળી ...

બેત્રણ વાર તે જીભ પર – મનમાં ઘોળી, પછી ...

“કાળી ધરતી સુઘડ શામળી ...

કેવી રીતે થયું તે કોને ખબર, કાળી ધરતી સપાટ એટલે 'પ્લેન' તો હતી જ પણ આંતર મનને તેના ઉપરઉપરના દેખાતા સપાટપણાએ સ્પર્શ કર્યો કે, તરત જ તેનું સુઘડપણું પણ સ્પર્શ્યું હશે. બન્ને શબ્દો રાખ્યા. અંતે છાપવા આપતાં માત્ર 'સુઘડ' પસંદ કર્યો.

આટલા શબ્દો આવ્યા, પણ આગળ? શરૂઆતમાં સૂઝેલા શબ્દનો ગલ આંતર-મનના જળાશયમાં નાખીને કેટલીય વાર તે ગલની દોરીને ઝટકો લાગે ત્યાં સુધી વાટ જોતાં બેસવું પડે છે. કેટલીકવાર તે ગલમાં પછીના શબ્દોનાં માછલાં સહેલાઈથી ઝડપાય પકડાય છે, કેટલીક વાર નહીં. તેની વાટ જોતાં બેસવું પડે છે. ગલને લાગીને જે ઉપર આવે તે લેવું પડે છે. તે લઈને ફરી પાછું તે અંદર છોડીને, અને પછી શું આવે છે તેની રાહ જોતાં બેસી રહેવું પડે છે! આમ કરતાં રહીએ ત્યારે કવિતા સ્વાભાવિક-પણે ખીલે છે. તેમ ન કરતાં વિચાર કરીને કલ્પના લડાવીને પછીના શબ્દો જોડીએ તો! તો કવિતા થશે; પણ તે જુદી – જબરજસ્તીથી ખીલવેલી, સ્વાભાવિકપણે આપમેળે ખીલેલી નહીં.

પછી આ 'કાળી' ધરતી સુઘડ શામળી' ના ગલને વળગીને શું આવ્યું?

“કુલીન સરીખું તેનું રહેવું” ...... મને જ નવાઈ લાગી પણ હવે ફરી વિચારું છું ત્યારે મને પોતાને સમજાય છે કે 'કાળી' અને 'કુલીન' ના જે મારા જુદા જુદા સમયના અલગ અલગ અનુભવો હતા. તે તેમના અંતર્ગત સામ્યને પરિણામે મારા આંતરમનના કોઈક ખાનામાં એકમેકની નજીક જઈ બેઠા હશે. એકમેકમાં વણાયા હશે.

પરિણામે પહેલા શબ્દના ગલમાં ભરાઈને બીજો ઉપર આવ્યો. પહેલી પંક્તિ આવી. પછી તેનો ગલ નાખીને રાહ જોતો બેઠો. બીજી પંક્તિ આવી. તે બે પંક્તિઓના ગલમાં ત્રીજી અને ત્રીજીને આધારે ચોથી. આમ કરતાં કરતાં ધીમે ધીમે પણ વાટ જોતાં - અટકી અટકીને છ પંક્તિઓ લખાઈ. દશપદીનો બંધ આશયનો બંધ છે. આશયે સ્વભાવે લીધેલો આકાર (ફોર્મ) છે. આશયનો આવિષ્કાર એ રીતે થતો જાય છે કે દસ પંક્તિ-ઓમાં પૂર્ણપણે અને સઘનપણે ભરાઈ જાય. દસ પંક્તિને અંતે એમ લાગવું જોઈએ કે હવે વધું કંઈ રહ્યું જ નથી.

મારી કવિતા ખૂબ નિરાંતે વિકસે છે – ખૂબ સમય લે છે – પહેલા શબ્દે ભારેખમ કરેલી મનની અવસ્થા એમ જ ટકી રહે – અને કેટલીક વાર તો દિવસો સુધી – ત્યારે પૂરી થાય છે નહીંતર તેવી જ અધૂરી રહે – ફરી પાછી તેવી ક્ષણ આવે ત્યાં સુધી.

જેવું લાગણીના અનુભવનું, તેવું જ શબ્દોનું પણ. શબ્દો પણ આ રીતે જ એકમાં એક ગૂંથાઈને પડ્યા હોય છે. મનના તળિયે – કેટલાક સામ્યથી જોડાઈને – કેટલાક વિરોધથી – ધ્વનિથી, પ્રતિધ્વનિથી – સાદપ્રતિસાદથી! તે શબ્દો તાલબદ્ધતાની પ્રતીતિથી આંદોલનના ઝોલાથી, અસ્પષ્ટ આશયના સ્પંદનોને જોરે ઉછાળો મારીને આપોઆપ ઉપર આવે છે. હું પ્રત્યેક શબ્દ માટે અટકીને બેસું છું. કારણ કે મારી ઇચ્છા હોય છે કે શબ્દો સહજપણે અને અપરિહાર્યપણે આવવા જોઈએ. મને વિચારી વિચારીને શબ્દો જોડવાનું ફાવતું નથી, એવું નથી, પરંતુ તેવા શબ્દો મને કાંકરીની જેમ ખૂંચે છે.

'કાળી' કવિતા ખીલી ગઈ અને છેવટે ખીલી તે આમ:

કાળી ધરતી સુઘડ શામળી કુલીન સરીખું તેનું રહેવું
ચોકડીયાળી સાડી પહેરી ચહેરો ઢાંકી આંખ ઊંચકી ઉપર જોવું
ઉનાઉના પવનસપાટે નાહી વરાળે અંગ સૂકવવું
મોટે દાંતિયે વાળ ઓળીને સેંથો ખિચોખિચ પાડી રહેવો
ટાપટીપનું કાંઇ કશું નહીં : ગાંઠ બાંધીને ચાંદલો કરવો
દરદાગીનો હાથે તો યે લોખંડી દાતરડું લઇને હરખે
લુખ્ખી સુક્કી લાગે : એનાં વસ્ત્ર પુરાણાં ફરકે મરકે
સ્હેજ પડે વરસાદ : અને ત્યાં એ તો કેવી થાય મુલાયમ....
ઝંઝા-ઝાપટ બધું સહી લે : એનો છે શો વહીવટ કાયમ
ધોમધખેલા દિવસ સહી લે ભીને ભીતર :
વ્યથા મનોમન મનને માલમ !

મને તારી બાથમાં ન લે, મારા પ્રિયતમ!
મારા અંતરતલમાંથી
જલકમલની જેમ
એના ફૂટવાનું કારણ તું જ છો,
હવે મને શાંત જલની જેમ રહેવા દે!

મને તારો પ્રેમ આપ, થોડો વધુ પ્રેમ આપ,
હું, આટલી નાની,
તારી ઊંચાઈને આંબે એવી
તારી પ્રતિકૃતિ બનાવીશ.
હું, આટલી ગરીબ,
દુનિયાને માણવા,
તને બીજી આંખો અને બીજા હોઠ આપીશ.
જીવનનું મધુ વહેતું રહે તે માટે,
પ્યારની ખાતર,
ફૂટેલા ઘડાની જેમ, હું ક્ષીણ નારી,
મારા અસ્તિત્વને છિન્નભિન્ન કરી નાખીશ.

મને માફ કરજે,
હું કઢંગી રીતે ચાલું છું
અને એ જ રીતે તારો જામ ભરું છું.
પણ તેં એવી જ રીતે તો મને ભરી નાખી છે!
આ બધાની વચ્ચે હું જે રીતે ફરું છું
તે વિચિત્રતા પણ તારી જ દીધેલી છે!

અભૂતપૂર્વ મૃદુતાથી મારી સાથે વર્તજે.
મારા લોહીને અણઘડ રીતે છંછેડતો ના,
મારા શ્વાસને અવરોધતો નહિ.
હવે હું માત્ર એક આવરણ છું,
મારી સમગ્ર કાયા એક આવરણ છે,
એની ભીતર એક નાનકડું બાળક સૂતું છે.

— એ અલગ વાત ☐ વિપિન પરીખ

મેં પરમેશ્વરને કહ્યું,
'ચાલ, આપણે તીન પત્તી રમીએ.'
એણે કહ્યું,
'ના, હું જુગાર નથી રમતો.
પાનાની ટેવ બહુ સારી નથી.
સાધુ પુરુષોએ પત્તાં નહીં રમવાં જોઈએ.'
મેં કહ્યું :
'બે હજાર વર્ષનો દુનિયાનો ઇતિહાસ
મેં વાંચ્યો છે.
શું સારું શું ખરાબ એ તું હવે મને ન કહે એ જ ઠીક.
બાકી તારે ન રમવું હોય એ અલગ વાત.'

કે— ☐ કરસનદાસ લુહાર

પળોનાં પરણ કાંઇ એવું અડયાં કે—
હથેળીમાં લીલા ઉજરડા પડયા કે—
અમે જંગલોની તરસ આંખમાં લૈ—
તમારા નગરમાં જ આવી ચડયા કે—
સ્વપ્ન આંખમાં કે હતો સૂર્ય માથે,
અને અર્ધરાત્રિએ તડકા પડયા કે—
સ્મરણોની સૂમસામ શેરી મહીંથી
પ્રસંગો લીલાકાચ બે-ત્રણ જડયા કે—
અમારું લઇ નામ ચાલ્યા હતા તો,
કહો, માર્ગમાં ક્યાંય પડયા આથડયા કે?

પછી કુંજડીની ડોક ઢળી ગઇ....... ☐ વિનોદ જોષી

મારગ ચીંધ્યાનું પાપ લાગે ને આંગળીમાં માણસ સપડાઇ જાય એમ.......

આંખો ડરપોક, બંધ ઝાંપે પછડાય છતાં દસ્યો દરવાન જેમ ઊંઘે
આરપાર ડૂમો પથરાઇ જાય (કાળઝાળ) પાંપણમાં હીબકાં ઝણુંબે

ઉજ્જડ ભેંકાર ચીસ ભેખડથી લપસીને જળમાં ભરખાઇ જાય એમ.......

પાણી પર પથ્થર રેડો કે થાય વર્તુળો વર્તુળો ઓચિંતા બટકે
ઝૂમ.... દઇ વીંઝાતા ખાલીખમ પડઘાના કોણ અહીં મડદાંઓ પટકે ?
કાગળ પર મારફાડ શબ્દો ખૂંખાર જંગ : ખેલી ખડકાઇ જાય એમ.......

☐ આર. એસ. દુધરેજિયા

હજુ ગઇ કાલે જ
આખી રાતના વિરહ પછી
જંગલી બનેલી સવાર
સળગતા સૂરજના
કેસરી યૌવનમાં કૂદી પડી
ત્યારે
ઋતુદર્શનનો અર્થ પણ નથી સમજતી
એવી અપરિપક્વ કળી પર
બળાત્કાર કરતા ભમરાને
મેં પથ્થર વડે મારી નાખ્યો
એ જ પળે
કળીમાંથી બનેલું ફૂલ
રડતાં રડતાં મરેલા ભમરાને ચૂમી રહ્યું.

એક કાવ્ય ☐ મણિલાલ હ. પટેલ

હું તોફાનમાં દીવો સળગાવી બેઠો—
એ ગુનાહની યાદમાં જ
સળગ્યા કરું છું દીવાદાંડીની જેમ,
કોની પ્રતીક્ષા છે મને ?
ને કોણ છું હું ?
મધદરિયે ડૂબી ગયેલા
શક્યતાના વહાણનો હું
કયા જનમમાં ખલાસી હતો તે
તોફાનમાં ય સળગ્યા કરું ને
બુઝાતો નથી કેમ ?
કોની આણ છે મને ?

ઉનાળું નદીની જેમ ઓસરતો ચાલ્યો છું
ખૂટી રહ્યો છું
પણ તદ્દન ફૂટી જતો નથી કેમ ?
કાચની જેમ !
પાણીની સાથે વહી શકતા નથી પથ્થરો
ને વહી શકતો નથી હું પણ,
હું નદી નામે મહી હતો ?
કે હતો ઇડરિયો કાળમીંઢ પથ્થર ?
કેમ હું ખૂટી જતો નથી તદ્દન ?
કેમ હું ફૂટી જતો નથી તદ્દન ?
કોની હથેળીઓની છાયા છે મને ?
કોની આણ છે મને ?

કયા પંખીના કંઠથી
વિખૂટો પડેલો ટહુકો છું હું ?
તે કચડાયા કરું નગરના અવાજોમાં ને
છતાંય ફૂટી શકતો નથી ! ફૂટી શકતો નથી !
કયા તળાવનું ઓસરતું જળકમળ છું હું ?
કઇ માતાની માનેલી માનતા છું હું ?

તે હજીય ફળતો નથી કેમ?
પણ હવે હું કકળતો ય નથી!
ઝરણાંનાં ય પાણી ખૂટી જાય છે
નદીઓ ય વ્હેણ બદલે છે
એ મેં પહેલાં જ જાણ્યું હોત તો?
તો હું કવિતા તો ના જ લખત!
પણ એનું શું કે મારે માથે
કવિતા લખવાની આણ છે?
કોની આણ છે મને?
સત્તાવીસ સત્તાવીસ વર્ષો પછી ય
ક્યાં એવી સાંજ કે
જેના ખોળામાં મ્હોં છુપાવીને
હું ધ્રુસકે ધ્રુસકે રડી પડું?

હસ્તમેળા □ ભાનુપ્રસાદ પંડ્યા

નાજુક તર્જની–સરિતની વેણુ ભીની
દોરે કશુંક મુજ ભાગ્યની સુખરેખા
જેવું? ઢળ્યાં નયનપે લટ ઝૂકી-સાહી
મારી હીચે નજર, ઊતરતી પછી જૈ
બીડેલ હોઠ-જહીં વાત ગુલોની વાણી
જાણ્યે જ કૈંક સમજાય! ઉડાડી તેનો
રંગીન પાલવ લઇ મુજ સ્કંધ નાખી
કેવું કરે અડપલું ત્યહીં માતરિશ્વ?
તે ચૈ ઊભી–ઊગતું કો સહસા સરોજ
કાસારપે ત્યમ, સુગંધની આકૃતિશી
ચાલી, હું ચે અનુસરું અલિ શો, જળે એ
બોળે જરીક કર દક્ષિણ–જહે હુંથી
જાતો ઝલાઇ! ઊચરે ખગ શ્લોક, વેળા
ગોધૂલિની! રુચિર શા પ્રિય! હસ્તમેળા!

પ્રિય સુરેશભાઈ,

'કવિતા' ના ૬૪મા અંકમાંથી ઉત્તમ કાવ્ય કયું તે નિર્ણય કરવાનું કાર્ય સોંપ્યું તે બદલ "આભાર."

નિર્ણાયક તરીકેની જવાબદારીથી સભાન થઈ, અંકની બધી કવિતા અનેકવાર વાંચી. પ્રથમ દૃષ્ટિએ સારી લાગેલ કવિતાનું મનન કર્યું, અને ત્યાર બાદ નિર્ણય કર્યો કે, શ્રી ભાનુપ્રસાદ પંડયાની કવિતા "આભાર'! પ્રથમ દૃષ્ટિએ તેમજ અનેકવાર વાંચ્યા બાદ પણ આંખે ઊડીને વળગે છે, શ્રી બ. ક. ઠાકોરના જ શબ્દોમાં ટાંકું તો 'કવિતા'ને વર્ણવતા કહી શકાય કે

Simple, Sensuous, Rhythmical , Radient, Impassioned, અને Profound હોય તો તે ઉત્તમ કવિતા

(૧) Simple એટલે સરલ જ નહિ; સુસ્પષ્ટ: જોતાંવેંત આંખે ઊડીને વળગે એવી.

(૨) Sensuous એટલે ઈન્દ્રિયગ્રાહ્ય ખરી, પણ ઈન્દ્રિયગ્રાહ્ય વિષયોમાંથી ઉત્તમોત્તમ વિષયો વડે નિર્મેલી, કલ્પનામૂર્તિ (sculpturesque) ચિત્રમય, (Picturesque) રંગીન (Variegated) વાસ્તવિક (concrete).

(૩) Rhythmical એટલે જેનો શબ્દપ્રવાહ મધુર હોય અથવા જેની આખી સંકલનમાં માપસૌષ્ઠવનો સંવાદ હોય એવી.

(૪) Radiant એટલે તેજોમય, પ્રસાદસંપન્ન.

(૫) Impassioned એટલે હૃદયવેધી

(૬) Profound એટલે સ્થાયી છાપ પડે એવી.

શ્રી ભનુપ્રસાદ પંડયાની 'આભાર'! કવિતામાં આ છયે લક્ષણોનો સહજ રીતે સમન્વય હોવાથી એ કવિતા મારી દૃષ્ટિએ ઉત્તમ છે. કવિતામાં શૈલીનું મહત્ત્વ પણ છે, અને કાવ્યવિચારમાં શીલ શબ્દ એટલે કલાકારનું વાગ્-અભિવ્યક્તિગત શીલ (Artist's Conscience) એમ શ્રી ઉમાશંકર જોષી (શૈલી અને સ્વરૂપ) ના આધારે પણ આ કાવ્યમાં (Artist's Conscience) આગવું તરી આવે છે. કવિતાના અમુક પ્રાસાનુપ્રાસવાળા શબ્દપ્રયોગવાળી પંક્તિઓ જેવી કે

"રોકવા પેલા શ્વાસોના<br>
અશ્વોથી લઈ જવાતા મને."<br>
પણ વાયરા રહેતા હશે વાર્યા?<br>
એ જીત્યા ને તમે હાર્યા!

(ચંદ્ર પર પહોંચેલ મનુષ્યની કાળની ભરખ સામેની નિરાધારતા) એની શૈલીને લીધે ખુદ કવિતા બની જાય છે!

ઓપરેશન થિયેટરનું આખુંય ચિત્ર જ્યાં કવિનું મૃત્યુ થાય છે ત્યાં "મૃત્યુ મરી ગયું રે લોલ" (સ્વ. ન્હાનાલાલની પંક્તિનું) દર્શન થાય છે, આ આખી Philosophy of death દાદ માંગી લે છે.

સૃષ્ટિકાલે જેમ આ જગત પરમાત્મામાંથી ફૂટી નીકળે છે, તેમ સંહારકાલે પણ એ જ પરમાત્મામાં આ પૂર્ણ જગત પાછું લીન થાય છે. પૂર્ણમદઃ પૂર્ણમિદં...... પૂર્ણમેવાવશિષ્યતે એ ફિલસૂફી મને ભારોભાર દેખાય છે, અને આત્મા, આત્મા હોઈને કોઈ દિવસ દુઃખરૂપ હોઈ શકતો નથી!, તેથી દુન્યવી દૃષ્ટિએ થયેલા મૃત્યુનો શોક જોવા પહેલાં - છેલ્લી પંક્તિમાં–

"તે પહેલાં આ તિરાડમાંથી થઈ જાઉં પસાર." એ પંક્તિ કવિએ બ્રહ્મ અને આત્માની પચાવેલ ફિલસૂફીનું ભાન કરાવે છે.

શ્રી ભાનુપ્રસાદ પંડ્યાને અભિનંદન.

"ફરી આભાર". લી. કલીન અધ્વર્યુ

ઉત્તરક્રિયા ☐ નિકાનોર પારા ☐ નીતા રામૈયા

(ચિલી કવિતા)

લાંબી મુસાફરી પછી
મારે વતન પાછો જાઉં છું
ત્યારે દરેક વખતે સૌ પ્રથમ
જે મરી ગયા છે તેમના વિશે હું પૂછું છું:

મરણની સાદી ક્રિયાથી
બધા માણસો આદર્શરૂપ બને છે
અને આદર્શ પુરુષો આપણા ગુરુ છે.

અને પછી
ઘવાયેલા વિશે.

તે પછી જ,
નાની ઉત્તરક્રિયા પૂરી થાય
ત્યારે હું મારા માટે જીવવાનો અધિકાર માગું છું:
હું પીઉં છું, ખાઉં છું, આરામ કરું છું
વધુ સ્પષ્ટ જોવા માટે આંખ બંધ કરું છું
અને અણગમાથી ગાઉં છું
પડખું ફેરવતા જમાનાનું ગીત.

ગઝલ ☐ મનોજ ખંડેરીયા

નામ–નદીનો તટ છોડીને
આવી જા તું વટ છોડીને

કોણ ગયું છે કૈં વરસોથી
કદંબ નીચે ઘટ છોડીને

ક્યાંય રમતનો અંત નથી પણ–
શું કરશું આ પટ છોડીને

ચાલો મારા સપના અહીંથી
આ ફેરો ફોગટ છોડીને

વૃક્ષ તળે બેસી હુક્કો ભર
અર્થોની જંજટ છોડીને

હાઈકુ ☐ સ્નેહરશ્મિ

નવું ગવન
તન્વાંગીનું : નગર
લાગતું નાનું

ચાંદની રાત :
નદીકાંઠે પીપળો
નીચે પાળિયો.

એકથી બીજે
પાળિયે ખો આપતાં
રમે પંખીડાં,

ઘનોએ દીધું
નભને ઢાંકી; રહી
ભીંજાઇ ધરા.

## સમાનુભૂતિની ક્ષણો ☐ રમેશ જાની

### કાવ્ય અને કાવ્યવિષયક ગ્રંથોની પરિચયાત્મક લેખશ્રેણી

દશપદી (મરાઠી કાવ્યસંગ્રહ): अनिल, આ૦ ૧, સપ્ટે. ૧૯૭૬ પૃ. ૯૫; [दशपदी-दर्शन : अनिल, પૃ૦ ૭-૨૩; पदचर्या : विजया राजाध्यक्ष, प. २४-५२; કાવ્યો: ૫૩-૯૩, પરિશિષ્ટ दशपदी : स्थल–काल–छंद પૃ. ૯૩ - ૯૫] મૂલ્ય રૂ. ૧૫-૦૦ પ્રકાશક મૌજ પ્રકાશન ગૃહ, ખટાવવાડી, મુંબઈ - ૪૦૦ ૦૦૪.

મરાઠી ભાષાના જ્યેષ્ઠ કવિ શ્રી આત્મારામ ગવજી દેશપાંડે 'અનિલ' નો આ છઠ્ઠો કાવ્યસંગ્રહ છે. : फुलवात (૧૯૩૨), भग्नमूर्ति (૧૯૪૦), निर्वासित चीनी मुलास (૧૯૪૩) पेर्तेव्हा (૧૯૪૭), सांगाती (૧૯૬૧) (જેમાં नि. चौ. मु. સંગ્રહિત છે) અને दशपदी (૧૯૭૬). चिरयौवन (૧૯૭૧) કવિએ પોતે પોતાનાં પસંદ કરેલાં કાવ્યોનો સંગ્રહ છે.

ઠેઠ ૧૯૨૦ થી પોતાની કાવ્યપ્રવૃત્તિનો આરંભ કરનાર શ્રી અનિલે આજે ૭૮ વર્ષે પણ પોતાની કાવ્યારાધનાને અખંડ ચાલુ રાખી છે. અલબત, એમની સુદીર્ઘ કાવ્યયાત્રામાં એમણે જેટલું આપ્યું છે તે પ્રમાણમાં ઓછું કદાચ કહેવાય, પરંતુ સાતત્યનો દોર તૂટયો નથી કે વિકાસની ગતિ રૂંધાઈ નથી. વિદ્વાનોનો અને સાહિત્યરસિકોનો પ્રેમાદર એમણે હંમેશાં પ્રાપ્ત કર્યો છે. એમનાં ઊર્મિગીત — 'ભાવગીત' — એમની લોકપ્રિયતાનું જેટલું અને જેવડું કારણ છે એટલું જ એમની માનવતાલક્ષી દષ્ટિને રજૂ કરતી એમની મુકતછંદમાં રચાયેલી કાવ્યકૃતિઓ પણ છે. મરાઠી કવિતામાં મુકતછંદના આ પ્રમુખ પુરસ્કર્તાની કૃતિઓમાં પ્રસાદગુણની અવહેલાના નથી. પોતાનાં પ્રેમકાવ્યોમાં એમણે વિરહ – મિલનની સમવિષમ અવસ્થાઓને મુકતકંઠે ગાઈ છે. એવા જ મુકતકંઠે એમણે સામાજિક વિસંવાદિતાને ક્યારેક તો આક્રોશસભર વાણીમાં પ્રકટ કરી છે. આપણી સામાજિક વ્યવસ્થામાં જ કંઈક એવું છે કે જે માનવ માનવ વચ્ચેના સ્વાર્થપ્રેરિત દુર્વ્યવહારને પોષે છે. શોષક અને શોષિતોના એથી સંસારમાં બે વિભાગ પડી જાય છે. એમાંથી પ્રભવતા ચિન્તન મનન અને દર્શનને એ આ પ્રકારનાં કાવ્યોમાં પૂર્ણપ્રકોપથી પ્રકટાવે છે; અને કોઈ નવીન માનવતાપૂર્ણ વર્ગવિહીન સમાજવ્યવસ્થાને ઝંખે છે. એવી માનવતા, એવો અતલ માનવપ્રેમ, એમની કવિતાનું કેન્દ્રબિન્દુ છે અનિલ એટલા માટે માનવતાવાદી કવિ તરીકે સુખ્યાત છે.

પરંતુ આ કાવ્યપ્રવાહની સાથે સાથે એમના ઊર્મિગીતનો પ્રવાહ પણ લગભગ સમાન્તર કક્ષાએ ચાલુ રહ્યો છે. હૃદયથી એ પ્રકૃતિના આજન્મ પ્રેમી છે. એમણે ધરતીને, આકાશને વરાડની બળબળતી લૂના ઝપાટા વરસાવતા તાપ - તડકાને, મૂશળધાર અને ઝરમર ઝરતા વરસાદને અને કારમી શીતને ચાહ્યાં છે. અને ગાયાં છે—અલબત્ત માનવપ્રકૃતિની પળે પળે પલટાતી હર્ષશોક આનન્દોલ્લાસ અને કારમી એકલતાની ઋતુઓના સંદર્ભમાં! આવાં કાવ્યોમાં અનિલની અંતર્મુખતાનાં આહ્લાદક દર્શન થાય છે. ખાસ કરીને તો એમની दशपदी નામે ઓળખાતી કાવ્ય રચનાઓમાં.

દશપદી કાવ્યપ્રકાર અનિલનો પોતાનો આગવો કહી શકાય એવો કાવ્યવિશેષ છે. અનિલે પોતે એને વિષે એક અભ્યાસપૂર્ણ લેખ તથા વિજયા રાજાધ્યક્ષે એની કરેલી રસલક્ષી ચર્ચા આ કાવ્યપ્રકારનાં ગુણલક્ષણોને પ્રકટ કરવાનો સન્નિષ્ઠ પ્રયાસ

કરે છે. 'દશપદી' એટલે દસ પંક્તિનું કાવ્ય. પણ કવિના મતે એ એક પ્રયોગ નથી. સભાનતાથી નહીં એવું આપોઆપ ઘડાતું સ્વયંસંપૂર્ણ કાવ્યસ્વરૂપ છે. એમાં છંદ, પ્રાસ, તાલ, યતિ, માત્રા ગણ, અક્ષરસંખ્યા આદિનાં બંધન નથી. પંક્તિએ પંક્તિએ અક્ષરસંખ્યા બદલાતી પણ આવે. સરખી હોય તો પણ ચાલે, પ્રાસ કે પ્રાસ-ભાસ હોય તો યે ઠીક - ન હોય તો યે ઠીક. એમાં સૉનેટમાં પાછળના ખંડનાં વિચાર વળાંક કે ચમત્કૃતિની યે આવશ્યકતા નથી. તો પછી 'દશપદી' ની વિશિષ્ટતા કઈ? માત્ર પંક્તિસંખ્યા જ શું એના કાવ્યપ્રકારની વિશેષતા સિદ્ધ કરી આપે છે? આ અને આવા અનેક પ્રશ્નોની ચર્ચા આ બન્ને લેખોમાં કરવામાં આવી છે. એના નિષ્કર્ષ રૂપે એટલું જાણવા મળે છે કે, 'દશપદી' માં કાવ્ય સ્વતઃ પૂર્ણતાને પામવું જોઈએ. પણ એમ તો અગિયાર કે બાર પંક્તિઓમાં પણ કોઈ કાવ્ય એવી આદર્શ સ્થિતિ પ્રાપ્ત કરી શકે એક આગવું કારણ આ ચર્ચા વાંચતાં અને આ પ્રકારનાં કાવ્યો માણતાં આ લેખકને જાણવા મળ્યું છે. અને તે એ કે એમાં ભાવનો કથયિતવ્યનો એક પ્રકારનો સૂક્ષ્મ વિકાસ થતો અનુભવાય છે. એવો વિકાસ કે જે એને દસથી ઓછી કે વધારે પંક્તિમાં રચવાનો આપોઆપ જ નિષેધ કરે! જયદેવની अष्टपदीમાં જેમ છ પદ કાં તો ઊણાં ઉતરે કે દસ પદ વધારે પડે એના જેવું કંઈક.

એક વસ્તુ તો સિદ્ધ થાય જ છે કે અનિલે અહીં સંગ્રહાયેલા કોઈ પણ કાવ્યમાં દસ પંક્તિનો આયાસ કર્યો નથી. દરેકની દસ પંક્તિઓનો આંકડો એક અનાયાસ સિદ્ધ હકીકત બની ગઈ છે. એમાં ભાવોર્મિની ગતિશીલતા છે. સ્થિર જડતા નથી; ક્યારેક એનું ઘૂંટામણ છે, પુનરાવર્તન નથી; ઘનતા અને ગહનતા છે, સ્થૂલતા કે ક્ષીણતા નથી. એ એક સળંગ રચના છે. દસ પંક્તિની –– પાંચ કડીઓની નહીં. એટલે જ કવિ એને સળંગ દસ પંક્તિઓમાં લખે છે અને એ પ્રમાણે જ છપાવાનો આગ્રહ રાખે છે. વચ્ચે ક્યાંયે ક્યારે પણ વિરામ - ચિહ્નો એમને ખપતાં નથી. કાવ્યનો અંત માત્ર છેલ્લા શબ્દની પાછળ મૂકેલા આશ્ચર્ય ચિહ્નથી જ આવે છે. દશપદી નું આ લક્ષણ–– આદિથી અંત સુધીની, પહેલીથી છેલ્લી પંક્તિના છેલ્લ. શબ્દ સુધીની એની અખિલાઈ –– એને એક વિશિષ્ટ કાવ્યપ્રકાર તરીકે ઓળખાવવા પ્રેરે એવું લાગે છે.

'દશપદી' તાલ, પ્રાસ, છંદ, ગણ ઈત્યાદિ રહિત હોઈ શકે, તે છતાં એનો એક વિશિષ્ટ લય છે. શબ્દની એમાં ભારે કરકસર છે. એટલે 'દેહલીદીપ' અલંકારનો પ્રયોગ એમને વધુ પ્રિય છે. એટલે પણ અલ્પવિરામને એમણે એમાંથી જાકારો આપ્યો છે. સુદીર્ઘ અને સવિસ્તર કાવ્યરચનાઓ અનિલે ઘણી રચી છે. એની પછી આ દશપદીઓ એમની કવિતાનો એક નવો જ ઉન્મેષ પ્રકટ કરતી જણાય છે. અનિલનો ઉર્દૂ ગઝલનો પરિચય ગાઢ છે. અહીં एक दिवस માં બહાદુરશાહ ઝફરની 'લગતા નહીં હે દિલ મેરા ...'' એ પ્રખ્યાત ગઝલની ભારોભાર અસર છે. (જેમ चिरयौवन માં હાફિઝ ઝાલંદરીકૃત' અભી તો મૈં જવાન હૂં'' ની અસર છે તેમ!)

દશપદી નાં કાવ્યોમાં કવિની એક પ્રમુખ અનુભૂતિ છે વિષાદની, એકલા-પણાની. આ એકલતાને એમણે ભાવકના મનમાં લગભગ સ્પર્શક્ષમ બનાવી દીધી છે. પણ સાથે સાથે પ્રકૃતિનો પ્રેમ અને માનવીમાંની શ્રદ્ધા એમને નિર્વ્યાજ આનન્દની અનેક ક્ષણો અર્પી પણ શકે છે. અને એમની પાસે એનું કાવ્યમય ગાન ગવડાવી પણ શકે છે. એટલે જ પેલી એકલતા એમની ચેતનાને હણી શકતી નથી. એકલતાનો નિર્વેદ એમને શાન્ત રસની સીમા સુધી લઈ જાય છે. આપણને પણ એનાં દસ ડગલાં એની સાથે સાથે ત્યાં સુધી તેડી જાય છે.

બાકી ભલે, આનલે પ્રમાણમાં થોડું લખ્યું. પણ જે લખ્યું છે તેમાંથી કેટલું યે દીર્ઘકાળ સુધી સ્મરણમાં વસી જાય એવું લખ્યું છે. झाले નામની એક દશપદીમાં એ કહે છે:

मी थोडचाच कविता लिहिल्या तर कुठे काय थोडे झाले
इतक्या लिहिल्या गेल्या हातून हेय काय थोडे झाले
कधी सहज दाद दिलीत एवढे मात्र वरे झाले
तुमचे आमचे नाते निदान तेवढचा पुरते वरे झाले !

"મેં થોડીક કવિતા લખી એ કંઈ ઓછું છે? અને આટલી યે હાથથી લખાઈ ગઈ એય શું કંઈ નાની વાત છે? ... ક્યારેક સહજભાવે કોઈની દાદ મળી ગઈ એ મારે મન ઘણું છે. તમારો અને મારો એથી જે નાતો બંધાયો એ જ મારે પૂરતો છે."

દશપદી માં ભાવક સાથે એમનો એવો નાતો બંધાયો છે. આપણી રાષ્ટ્રીય સંસ્થા સાહિત્ય અકાદમીએ તો આ કાવ્યસંગ્રહને દાદ આપી જ છે. કાવ્યજ્ઞોએ અને કાવ્યરસિકોએ પણ એમાં પાછું વાળીને જોયું નથી!

## પુત્રી જતાં ☐ ચંપકલાલ વ્યાસ

થતુ હૃદયમાં : તને સરસ જિંદગી પ્રાપ્ત થૈ,
કૃતાર્થ તુજ જિંદગી સફળ ધન્ય જાણે થશે.
નિરામય શરીરને ચમક બુદ્ધિને જ્ઞાનની,
સુગંધ પસરી હતી વિમલ શીલસંસ્કારની.
બધું ય તુજને હતું, નહિ જ કોઇ વાતે મણા,
પરન્તુ વિધિવક્રતા, જીવન અસ્ત, કેવી સજા !
વિષાદમય આ દિનો : નયન સદ્ય અશ્રુ સ્રવે,
મુંઝાય મન રાતદી, હૃદય છિન્ન થૈને દ્રવે,
બને સમય દીર્ઘ ને દિવસ રાત ધીમાં વહે,
અકથ્ય દુઃખબોજને ચલિત ચિત્ત ક્યાંથી સહે?
હવે સહજ શ્વાસ ક્યાં? અનલ ઉગ્ર નિઃશ્વાસનો
વરાળ રૂપ ફેરવે રસ બધો ખરી પ્રીતનો.
વિરામ અબ ક્યાં હશે મુજ સમાન હેરાનનો ?
લીલી હૃદયકુંજ તો રણપ્રદેશ વેરાનનો.

માનું આક્રન્દ ☐ એમ. સિરાજ ☐ જયા મહેતા

(ભારતીય અંગ્રેજી)

તેઓ તેને દૂર લઈ ગયા ત્યારે
રડી તો ન જ પડવું —એની મેં કાળજી રાખી.
તેમણે તેને પોતાનાં પુસ્તકો ફેંકી દેવા કહ્યું,
તેમણે તેને બંદૂક આપી ને ગોળી છોડતાં શીખવ્યું.
તેણે એટલા બધાને ગોળીએ ઉડાડ્યા કે તેમણે તેને ચંદ્રક આપ્યો.
તેમણે તેને પીવા માટે વ્હિસ્કી
અને ઇશ્ક માટે સ્ત્રીઓ આપી.
તેમણે તેને પોતાની મૂછોને વળ ચડાવતાં
અને પાટલૂનને સળ પાડતાં શીખવ્યું.
તેમણે તેને પ્રપંચથી મારતાં
અને સુત્સદ્દીગીરીથી વિશ્વાસભંગ કરતાં શીખવ્યું.
તેમણે તેને કહ્યું કે તું 'બહાદુર' છે
અને હજારોને મારી નાખવા મોકલ્યો.
અને તે પાછો આવ્યો ત્યારે
તેમણે કહ્યું કે તે સૌથી બહાદુર છે.
અને લાખોને મારી નાખવા મોકલ્યો.
પણ તે મરી ગયો ત્યારે
તેમણે તેને મારી કને મોકલ્યો,
છેવટે તો પાછો મા પાસે જ
હું હૈયાફાટ રડું એ માટે.

☐ સૌરભ શાહ

વૃક્ષને થતા કેન્સરને
તમે
પાનખરનું નામ આપી દીધું ?

આવું ક્યારેક થઇ આવે છે ખરું! □ ચંદ્રકાન્ત શેઠ

લાલ સફરજનમાં રાક્ષસી દાંત બેસાડીને હસી શકાય,
હસી શકાય એક માસૂમ પતંગિયાને ટાંકણીમાં પરોવીને,
તોડી શકાય બિસતંતુને અકાળે
ને ભૂંસીયે શકાય રેતીમાં આળખેલી આકૃતિ જલના મનની.
પણ....
પણ એમ કરતાં ક્યારેક એવી તો આવી જાય છે બધિરતા
કે પછી
સાંભળી શકાતી નથી ઝાકળમાં રણુકતી સ્વચ્છ ભાષા સવારની,
જોઇ શકાતા નથી શ્વેતલ વિચારો રાત્રિએ વિકસતા પોયણાના.
કશુંક અધવચ્ચે જ ખોટકાઇ પડે છે ફૂલ થતાં થતાંમાં.
કશુંક અનિચ્છાએ જ સરી પડે છે હથેલીમાંથી
સુંદર થતાં થતાંમાં.
અચાનક ઉજ્જડતાની તીવ્ર ગંધ આવવા માંડે છે....
ઉંબરા પર પગ પછાડતાં ઊભાં થઇ જાય છે ઝાંખરાં....
રસ્તાઓ પગલાંથી દાઝતા હોય તેમ ખસવા માંડે છે આઘા ને આઘા...
જાણે દરેક દિશા દબાતી જાય છે કઠોર પડછાયાથી
કંઇક એવું ગુજર્યું છે મારી અંદર, મારી આસપાસ,
કે શ્વાસમાત્ર પ્રેરે છે અવિશ્વાસ...
આથી તો બહેતર હતું
કોઇ લીલીછમ તીક્ષ્ણતાએ આ વીંધાઇ ગઇ હોત જાત,
ને અંદરથી વહેવા દીધી હોત વેદનાને હસતાં હસતાં તો
એ વેદનાએ આ લોહિયાળ ઉજ્જડતામાં
ન ખીલવ્યા હોત મોગરા મઘમઘતી ચાંદનીના?
પણ, ખેર, જવા દો....
મુદ્દામ વાત તો આટલી જ:
કે આવું ક્યારેક મને થઇ આવે છે ખરું,
જ્યારે કોઇ ટાંકણી પતંગિયાની પાંખમાંથી
આપણી અંદર ઊંડે ઊતરે છે ત્યારે.

"દુનિયાની દોરંગી લીલા"

# કવિતા

[દ્વૈમાસિક]

તંત્રી : સુરેશ દલાલ
વર્ષ ૧૧ : અંક ૫ : જૂન, ૧૯૭૮
સળંગ અંક : ૬૧
મુખપૃષ્ઠ
સજાવટ : દિનેશ દલાલ

અનિલ–૩૧
આર. એસ. દૂધરેજિયા–૩૭
ઈન્દ્રજિત મોગલ–૨૦
એમ. સી. રાજ–૪૬
કરસનદાસ લુહાર–૩૬
કુલીન અધ્વર્યુ–૪૦
ગ્રેસ–૨૩
ચંદ્રકાંત બક્ષી–૫
ચંદ્રકાંત શેઠ–૪૭
ચંદ્રવદન મહેતા–૨
ચંપકલાલ વ્યાસ–૪૫
જગદીશ જોષી ૧૧, ૨૩, કવર–૪
જયન્ત પાઠક–૨૯
જયા મહેતા–૧૯, ૪૬
જશવંતી દવે કવર–૩
દેવદાસ શાહ–૨૮
નિકાનોર પારા–૪૧
નીતા રામૈયા–૪૧
પેટ્રિશિયા બિયર–૨૦
પન્ના નાયક–૬
પ્રવીણા જોષી–૧૦
ભાનુ શાહ–૩૧
ભાનુપ્રસાદ પંડ્યા–૩૯
ભાનુમતિ સુણાવકર–૨૧
મકરંદ દવે કવર–૨, કવર–૩
મણિલાલ હ. પટેલ–૩૮
મનોજ ખંડેરિયા–૧, ૪૨
મહેશ યાજ્ઞિક–૩
માલિની શ્રોફ–૧૦
મૂકેશ માલવણકર–૩૦
રમેશ જાની–૨૨, ૪૩
રમેશ ત્રિવેદી–૧૮
રવીન્દ્ર પારેખ–૪
રુચિર જોષી–૨૫
વિનોદ જોષી–૩૭
વિપીન પરીખ–૨૩, ૩૬
શાન્તિ શાહ–૩૦, ૩૫
સાહિલ–૨૪
સુન્દરમ્–૨૬
સુરેશ દલાલ–૭
સૌરભ શાહ–૨૭, ૪૬
સ્નેહરશ્મિ–૪૨



---

સૂચના: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ: દેશમાં બાર રૂપિયા, પરદેશમાં ત્રેવીસ, છૂટક નકલના રૂપિયા બે. બહારગામનું લવાજમ સૌરાષ્ટ્ર ટ્રસ્ટના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

**अश्वा : ▢ मकरन्द दवे ▢ अनु. जशवंती दवे**

( गुजराती काव्यम् )

हरितकोमलशस्यैः संभरितं क्षेत्रं इदं विस्तृतम्,
ग्रीवाः स्वा अवनमय्य चरन्त्यश्वाः, चलति तत्र वातः,
तमार्द्रं मादकं वायुं उच्छिरसः आघ्रातुकामा हयाः,
मत्तं समुच्छलत् मनस्तेषां स्थितं नियंत्रितमेव हि ।
चरणे बंधनं, कृशकृशः कायः, नेत्रे तिमिरावृते
नित्यं पटलच्छन्ने यथा, तदप्यैच्छत्, नवीनानि पुरः
सन्ति शाद्वलानि रविद्योतितानि, आप्तुं दृढं वांछति
सुदूरे क्षितिजे,—पूरः किं नु उत्पन्नः एवं परावृतः ।

उत्पुच्छाश्च हयाः हेषन्ते पुनश्चरन्ति नतकन्धराः,
वातेन सह स्पर्धमान अपि च घ्राणं य आकर्षते
सोऽयं क्षणिकः पूरः सकलां तनुं अद्य यदि व्याप्नुयात्
अभ्यस्तान्यपि बंधनानि सुचिरं कुर्युः भृशं पीडनं
अयमपि मत्तः समीरणः घोटकासून् ईषत् पीडयेत्
तत्तीव्रस्तुरगोऽयमन्य इव सन् मन्येत न्यूनं नभः ।

અશ્વો ▢ મકરંદ દવે

લીલા કોમળ ઘાસથી હર્યુંભર્યું મેદાન આ વિસ્તર્યું
નીચી ડોક નમાવી અશ્વ ચરતા, ત્યાં તો વહેતી હવા
ભીની માદક ને મથે શિર જરા ઊંચું કરી સૂંઘવા
અશ્વો, મસ્ત છલાંગતું મન રહે એનું ધર્યું ને ધર્યું.
પાયે બંધન, કાય સાવ નબળી અંધારું આંખે ભર્યું
જાણે કાયમ ડાબલા, પણ થતું સામે નવાં ને નવાં
બીડો સૂર્ય પ્રકાશથી ઝળહળે, ઝંખી મરે આંબવા
આઘેરી ક્ષિતિજે, —શું પૂર પળમાં આવ્યું ન ત્યાં ઓસર્યું !

અશ્વો પુચ્છ ઉછાળતા હણહણે, પાછા નમીને ચરે,
ને જે હોડ હવાની સાથ કરતું સ્પર્શી જતું ઘ્રાણને
આજે માત્ર, કદાપિ પૂર પળનું જે રોમરોમે ચડે
કોઠે બંધન જે પડયા સકળ તે એવા કઠે આખરે
ને આ મસ્ત હવા જરાક પજવે અશ્વો તણા પ્રાણને,
તો તો તેજી તુખાર, રંગ પલટે, આકાશ ઓછું પડે.



## HORSES □ Makarand Dave

The rich abundance of soft green grass sprawled all over:
The horses graze, heads bent: a sudden, sappy, lusty breeze hover:
For a sniff of this air, to raise their heads a bit the horses endeavour,
their galloping hearts, primmed and tuned, clamour though, as ever.
Tithered legs and bodies bony tatters, their eyes darkened chamber
as if hooded by blinds perpetual: and yet, their desire smoulder
oh, to reach for the sun-lit resplendent postures on the horizons yonder:
What, this flood of vigour receded ere it even surged? A wonder!

The horses neighing, their tails flaying, once again with lowered napes clover along
Today, this flitting flood — spoiling to challange the wind — scintillates the smell alone:
But the very same flood — were it to have the cheek to pervade
every pore of their being, and if their souls — now reticent with restraint — felt the chafe
& ruffle once again of this intoxicated wind: then, lo & behold,
these thoroughbred steeds would change mien...... and them, even the sky'd be unapt to hold!

(— Translated from Gujarati...... by Jagdish Joshi.)

ચાલ, વરસાદની મોસમ છે, વરસતાં જઈએ

# કવિતા



તંત્રી સુરેશ દલાલ અંક ૬૬ ઑગસ્ટ ૧૯૭૮ બે રૂપિયા જન્મભૂમિ પ્રકાશન

તને.......

તારા હોવાપણાની જાણ
મને વસંતની કળીઓએ કરી છે.

હું
તને શોધવા નીકળ્યો ત્યારે
ફૂલોએ હસી હસીને મારી મશ્કરી કરી છે.

ભૂલો ન પડું એટલે....
પરિમલે પવનને પાછળ દોડાવ્યો છે.

પણ
સંધ્યાના આથમતા રંગોમાં મને
ઓગળતો જોઈ
એય કરમાઇ ઢળી પડ્યું ત્યારે-
તારા હોવાનો આભાસ
મારામાં મુલાયમ અંધકાર બની
પથરાઈ રહ્યો છે.

-મનમોજી

તને......

તારા હોવાપણાની જાણ
મને વસંતની કળીઓએ કરી છે.

હું
તને શોધવા નીકળ્યો ત્યારે
ફૂલોએ હસી હસીને મારી મશ્કરી કરી છે.

ભૂલો ન પડું એટલે....
પરિમલે પવનને પાછળ દોડાવ્યો છે.

પણ
સંધ્યાના આથમતા રંગોમાં મને
ઓગળતો જોઈ
એય કરમાઇ ઢળી પડ્યું ત્યારે—
તારા હોવાનો આભાસ
મારામાં મુલાયમ અંધકાર બની
પથરાઈ રહ્યો છે.

- [illegible]

ખારા જળના તળિયામાં
ટમટમતા દીવા,
કોકની આંખના ગોખલામાં
દીવાના દીવા,
ઉરના ઊંડા કૂવામાં
સૂનકારના દીવા,
સૂસવતા મઝધારના દીવા,
શ્વાસની ફૂંકે
જાગતા દીવા,
હેલવેલા નિઃશ્વાસની ફૂંકે
હળવેથી
હોલવાતા દીવા,
આના દીવા
તેના દીવા
તારા દીવા
મારા દીવા
તારા – મારા – આપણા દીવા
દીવા દીવા દીવા........

નગ્નસત્ય □ શ્રીકાન્ત માહુલીકર

તેઓ બધાં જ
સંપૂર્ણ રીતે નગ્ન હોવા છતાં
એકબીજાનાં વસ્ત્રોની
ભારોભાર પ્રશંસા કરે છે;

આ નગ્નસત્ય
જાહેર ના થઇ જાય તે માટે
તેઓ કરે છે
નિર્ઘૃણ ભ્રૂણહત્યા,
અને પછી રમે છે
પરાપૂર્વથી ચાલી આવતી
એક પાશવી લોકપ્રિય રમત :
નગર નગર!

ગઝલ □ મુકુલ ચોકસી

જ્યાં ભૂલી ગઇ છે હવે જિજીવિષા અમૃત થવું
શી રીતે રોકું બધી ક્ષણનું અહીં યમદૂત થવું ?
આગના ભડકા ય છે, ને કેસરી કપડા ય છે
તોય કંઇ સહેલું નથી આ યુદ્ધમાં રજપૂત થવું
મારા જીવતરમાં રહેલું કાષ્ટ, જીરવી ના શક્યું;
લાગણીઓને તો ખૂબ ગમતું હતું વિદ્યુત થવું.
એ તો સંકોચાયું છે, સંકોચ ને સંકોચમાં;
નહિ તો મનને આવડે છે, શી રીતે વિસ્તૃત થવું.
બસ, પછી તો હું ય એક ટોળાંમાં ઊભો રહું અને
જોઇ લઉં એકાંતની લંકાનું ભસ્મિભૂત થવું.

....ત્યારે □ દિનેશ દલાલ

નીલઘેરા સાગરમાં
સ્વપ્નનો કેસરી સૂરજ ઓલવાય છે.
છમકારાના અવાજથી
ક્ષુધિયું મનપંખી ચકડોળે ચઢયું છે
ને બે-ચાર કેસરી ટુકડાને
પકડવાની વૃથા મથામણ કરી રહ્યું છે
પણ એ ધુમ્મસિયા આંખોવાળા પંખીને
ક્યાંથી દેખાય કે
નીલવર્ણો થઇને સૂતેલો સૂરજ
પોતાનો કેસરી રંગ
સાગરને લગાડતો ગયો છે.
રાતોરાત
તટ પરનાં લીલાં લીલાં વૃક્ષોએ પણ
કેસરિયાં કરી લીધાં છે.
અને.... અને....
જ્યારે એને ખબર પડશે
ત્યારે
એ ક્ષુધિયું મનપંખી....

ગીત □ પ્રફુલ્લ પંડ્યા

ખંડ ખંડ લોખંડ તરીકે ખેડ અને કર ખંડ
સાવ શૂન્ય સરહદની વચ્ચે શહેર સૂતા શકમંદ
લઇ સાંબેલુ રંજન કરવા નીકળ્યો' તો એક જણ
રસ્તા વચ્ચે નદી ઝરણનું રઘવાયું થયું ઘણ
ઠેક લઇને ઊંચુ કૂદતા પગમાં પાણી વહે
આંખ હાથને બેઉ ચરણમાં પ્રવાહ જેવું રહે
પ્રવાહમાં પગલાં ઊપડે ને ઠેશ ઠેશમાં જાય
ગજા વગરના ગઢમાં આવી કેવું કેવું થાય!
કાળમીંઢની કાયા દેખી સૂની આંખ સૂસવાતી
મૌન અગોચર મનની પાછળ સૂર્યોદય ને માટી
પગ પાછા વાળી લેવાનો વખત ટાંકણે આવ્યો
એમ કહીને હું જ મને મારી વચ્ચે લઇ આવ્યો
પ્રવાસ પૂરો થયો થયો ને દેહ થયો'તો ગારો
ભસ્મ ભાલને પાણી વચ્ચે ખરી પડયો' તો તારો
બંડ કરીને બણુગા ફૂંકવા જેવો છે અવતાર
એમ અગર જો ઉમેરશું તો માર્યો જાશે સાર

શાંતિ □ બારીન્દ્ર મહેતા

રાતે
મને
એટલી બધી શાંતિ મળી
કે
સવારે
હું
કબૂતર થઇ ગયો

ભૂલથી પણ ☐ બિપિન પરીખ

એમ કરતાં કરતાં બે કલાક તો ગયા–
ફોન કરવા જેવા હતા તે સૌને યાદ કરી કરી ફોન કર્યા–
બહેલાવી બહેલાવી વાતો કરી
રેડિયો પરનું છેલ્લું સ્ટેશન પણ સાંભળ્યું.
સવારનું છાપું ત્રીજીવાર વાંચ્યું
એમાંથી કશુંક કાપ્યું–ચીટકાવ્યું.
ખાનું ખોલી ગઈ કાલના પત્રો પાછા બ્હાર કાઢયા.
ફરી ફરીને વાંચ્યા.
ગડી કરીને પાછા મૂકયા.
ખાનું બંધ કર્યું.
'Time' ને ફરી ફરીને ઉથલાવ્યું.
અને છતાં
સૂરજ તો પણ દૂર ને દૂર....!
કોઈ દિવસ ભૂલથી પણ કૂકડો
વ્હેલી છડી નહીં પુકારે ?

ચાર સોરઠા શોકયના ☐ મનહર જાની

માવલા તારી મૂછમાં, બળતો પૂળો મેલ;
ખેલ્યાં કવળાં ખેલ, ઘરચોળામાં ઘેંજળી.
અંદણુ ચંદણુ ચોકમાં, આંબા લચકાલોળ;
બાવળિયાની જોડય, મારે ફળિયે માવલા.
વીંછી કરડયો વાંભનો, કમખે લાગી આગ;
અડવડ દડવડ નાગ, હથેળિયે હમચી ખૂંદે.
માવલા મારી આંખ્યમાં, અવળા ખીલા ઠોકય;
છીંડું પાડી શોકય, ઊભાં ખેતર ઓળવે.

मूकं करोति.... ☐ બકુલેશ દેસાઈ

ધાબું છે.
મકાનનું ધાબું છે.
ચણ છે.
હાથમાં કબૂતરો માટે ચણ છે.
કબૂતરો છે.
ચણ માટે ઊડાઊડ કરતાં કબૂતરો છે.
સીડી છે?
ધાબા પર જવા માટે સીડી છે?

ભેંસ છે.
મરવાને વાંકે જીવતી ભેંસ છે.
ડોળા છે.
લોહીલુહાણ ડોળા છે.
ચાંચ છે.
તીણીતીણી ચાંચ છે.
પથ્થર છે?
કાગડો ઊડાડવા માટે પથ્થર છે?

બપોર છે.
ધોમધખતો બપોર છે.
તરસ છે.
બળબળતી તરસ છે.
પરબ છે.
પાણીની પરબ છે.
ચરણ છે?
પરબ સુધી જવા માટે ચરણ છે?

સીડી છે—
ધાબા પર જવા માટે?
પથ્થર છે—
કાગડો ઊડાડવા માટે?
ચરણ છે—
પરબ સુધી જવા માટે?
વાચા છે—
'સીડી', 'પથ્થર', 'ચરણ',
ઉચ્ચારવા માટે—
વાચા છે???

હું ☐ જયા મહેતા

મહાભારતને અંતે નિઃસંતાન દ્રૌપદી તે હું છું.
અશ્વત્થામાનો વ્રણ હજીયે મારે માથે દૂઝે છે.
કપટનીતિનો ભોગ બનેલ બલિ તે હું છું.
અગ્નિપરીક્ષાની જ્વાળાઓ હજીયે મારી આસપાસ ભભૂકે છે.
નરો વા કુંજરો વા એવી વાણી વદનાર હું છું.
મારી આંખે હજીયે પાટા બાંધેલા છે.
ગાંધી, દુઃશાસન, કૈકેયી, કુંતા, મુમતાઝ હું છું
હજી યે તાજનો ભાર સહન કરતી.

મારા જન્મ પહેલાંનાં અને મૃત્યુ પછીનાં
જગતનાં બધાં જ પાપપુણ્યની હું
ભાગીદાર છું

ગઝલ ☐ મુકુલ ચોકસી

શક્ય છે, રાક્ષસ વિષેની સાચી શંકા નીકળે
રોજ સાંજે એક–બે ઘેટાંઓ ઓછાં નીકળે
ઝાંઝવાં હાથોમાં આપોઆપ આવી જાય છે
જળ પકડવા જાઉં તો આ હાથ ટૂંકા નીકળે
રંગ મેંદીનો તો સાબુથી ય નીકળી જાય છે
શી રીતે દુઃસ્વપ્ન જેવી હસ્તરેખા નીકળે
મૌન સાથેનો ઋણાનુબંધ પણ કેવો હતો?
શબ્દ જીવતા થાય, તો આ કાન બહેરા નીકળે.

સ્વપ્નો ☐ નિકાનોર પારા ☐ ઈન્દ્રજિત મોગલ
(ચિલી કવિતા)

મને સ્વપ્નું આવે છે ટેબલ અને ખુરશીનું
હું સ્વપ્નમાં જોઉં છું કે હું મોટરને ઊંધી વાળું છું.
મને સ્વપ્નું આવે છે કે હું ચલચિત્ર ઉતારું છું
મને સ્વપ્નું આવે છે પેટ્રોલ પંપનું
મને સ્વપ્નમાં લાગે છે કે હું પ્રથમ વર્ગનો પ્રવાસી છુ
હું સ્વપ્નમાં મને વધસ્તંભ પર લટકતો જોઉં છું
મને સ્વપ્નું આવે છે કે હું માછલી ખાઉં છુ
હું સ્વપ્નમાં મારી જાતને પુલ ઓળંગતી જોઉં છું
મને સ્વપ્નું આવે છે નિયોન પ્રકાશથી ઝગમગતી રંગીન જાહેરાતનું
મને સ્વપ્નું આવે છે મુછાળી સ્ત્રીનું
સ્વપ્નમાં અનુભવું છું કે હું દાદર પરથી ગબડી રહ્યો છું
મને સ્વપ્નું આવે છે કે હું ગ્રામોફોનને ચાવી આપું છું
સ્વપ્નમાં મારાં ચશ્માંના કાચને તૂટી જતાં જોઉં છું
સ્વપ્નમાં હું જોઉ છું કે હું શબની પેટી બનાવી રહ્યો છું
મને સ્વપ્નું આવે છે ગ્રહોની રચનાનું
મને સ્વપ્નું આવે છે અસ્થાના પાનાનું
હું સ્વપ્નમાં જોઉં છું કે હું કૂતરા સાથે લડી રહ્યો છું
હું સ્વપ્નમાં મારી જાતને સાપ મારતો જોઉં છું.

મનમાં જાગે છે સ્વપ્ન ઊડતાં નાનાં પંખીઓનું
હું સ્વપ્નમાં મારી જાતને મુડદું ઘસડતો જોઉં છું.

સ્વપ્નમાં મને લાગે છે કે તેઓ મને ફાંસીની સજા કરે છે
હુ સ્વપ્નમાં જોઉં છું મહાપ્રલયના પૂરને
હું સ્વપ્નમાં જોઉં છું જાંબુડિયા ફૂલવાળા કાંટાળા છોડને
મને એવું પણ સ્વપ્ન આવે છે કે મારા દાંત ખરી રહ્યા છે.

ત્રણ ગઝલ ☐ એક પ્રયોગ ☐ જયેન્દ્ર શેખડીવાળા

☐ એક

શક્ય છે હું દર્પણોના શ્વાસમાં
કે ફરું છું કોઇના આકાશમાં

જેમ મોસમ, આ ધ્વનિ, એકાંત, ને
તું ફરે છે, એમ હું નિશ્વાસમાં

આ તિમિરઘન રાત્રિઓ ક્યાં હતી?
હું જીવ્યો'તો એમના અજવાસમાં

તું સજીવન થઇ જવા માગે અને
મૃત અવશેષો મળે ઉચ્છ્વાસમાં

કોઇ પણ ખંડેરનું ઝુમ્મર હતો
હું સભરતાની સભાના ભાસમાં

☐ બે

છળકપટથી છળકપટ રમતો રહ્યો
તે છતાં પણ આપને ગમતો રહ્યો

કો તણખલાની નરી ફિક્કાશમાં
સાંજના પડઘા સમો ઢળતો રહ્યો

ક્યાં હતી આ રાતની ચિચિયારીઓ?
એક પડછાયો મને પૂછતો રહ્યો

દર્પણોની આંખમાં ઊભરે છે જળ—
—એમ હું આંખોમાં ઓગળતો રહ્યો

મીણબત્તીનો સભરતો શ્વાસ પણ,
રિક્ત ભીંતો પર હવે સરતો રહ્યો

□ ત્રણ

શક્ય છે હું દર્પણોના શ્વાસમાં છળકપટથી છળકપટ રમતો રહ્યો
કે ફરું છું કોઇના આકાશમાં તે છતાં પણ આપને ગમતો રહ્યો

જેમ મોસમ, આ ધ્વનિ, એકાંત ને કો તણખલાની નરી ફિક્કાશમાં
તું ફરે છે,–એમ હું નિશ્વાસમાં સાંજના પડઘા સમો ઢળતો રહ્યો

આ તિમિરઘન રાત્રિઓ ક્યાં હતી? આ રાતની ચિચિયારીઓ?
હું જીવ્યો'તો એમના અજવાસમાં? એક પડછાયો મને પૂછતો રહ્યો

તું સજીવન થઇ જવા માગે અને દર્પણોની આંખમાં ઊભરે છે જળ
–મૃત અવશેષો મળે ઉચ્છ્વાસમાં–એમ હું આંખોમાં ઓગળતો રહ્યો

કોઇપણ ખંડેરનું ઝુમ્મર હતો મીણબત્તીનો સભરતો શ્વાસ. પણ
હું સભરતાની સભાના ગ્રાસમાં રિક્ત ભીંતો પર હવે સરતો રહ્યો.

પ્રતીક્ષા □ મંગળ રાઠોડ

આવ
તને હું
મારી આંખો
મારા અધરો
મારા બાહુ
મારું સમગ્ર વ્યક્તિત્વ
મારા ભૂત, ભવિષ્ય અને
વર્તમાનના અકસમું
એકાદ આંસુ આપી દઉં.
આવ, તને હું
અષાઢનો એક દિવસ આપી દઉં!

એક નહીં વરસેલા વરસાદની ધૂંધળી સાંજે
ખડકીનો આગળો ખોલી
મેં ફળિયામાં પગ મૂક્યો.

ગારથી તાજો લીંપેલો તુલસીનો ક્યારો.
તુલસીનાં લીલાં પાન.
ક્યારાની ભીની માટીમાં પડેલા ચોખાના છૂટક છૂટક
દાણાને ચૂગતી એક અવાક્ ચકલી.
બાજુમાં બાંધી એક પારેઠી ગાય.
તેના ખાલી આંચળને
ધાવતું હતું ધોયેલા પગ અને કપાળવાળું
એક વાછરડું.

એ નહીં વરસેલા વરસાદની ધૂંધળી સાંજે
હું ઓસરીમાં આવ્યો.

આરસની ફરસબંધી ઉપર એક સાદડી
સાદડી – ઘોડી – ભાગવત.
ભાગવત પર આંધળાં ચશ્માં ફરતી ગૂંચળું થઈને પડેલી
નહીં ફરતી રુદ્રાક્ષની માળા.

અંદરના ઓરડામાં આવ્યો
ને
મેં તને જોઈ.

આ પહેલાં મેં તને ક્યારેય જોઇ હતી?
ખ્યાલ નથી.
આ પહેલાં તેં મને ક્યારેય જોયો હતો?
ખ્યાલ નથી.

તને મેં જોઇ
પીંજાઇ ગયેલા રૂ જેવા

શ્વેત વસ્ત્રોમાં—
તું સફેદ પૂણી.

કૂવાના તૂટી ગયેલા મંડાણની આડી પર
કાટ ખાધેલી ગરેડી હજી વળગી રહી છે.
રાણકની ખુમારી નંદવાઇ ગઇ અને
અડીખમ ઊભેલા ગિરનારે
મનમાં ટૂંટિયું વાળ્યું

આંખો હતી
અંધારી–અવાવરુ વાવના પગથિયા પર જડેલી આરસ તખ્તી જેવી.
કોઇ તોફાની બાળક
ઉતાવળું ઉતાવળું દોડતું દોડતું આવે
અને આંગણાનો સાથિયો ભૂંસી નાખે એમ
ભૂંસાઇ ગયું હતું તારું સ્મિત.

બહાર બાંધેલી ગાયની સાંકળ ખખડે છે.
વાછરડું હજી ઝોંટા મારી મારીને
સૂકાં આંચળ ધાવવા મથે છે.
ગાયના મોઢામાંથી પડે છે ઓગાળ
અને
વાછરડું પોતાની જ જીભથી હોઠ ભીના કરે છે.

મારાથી પુછાઇ ગયું :
'આ શું માંડયું છે?'
'કશું નહીં....'
તારા એ જવાબની ઊંડી ખાઇમાં
મૃત્યુની બાઝેલી શેવાળને
હું જોઇ શક્યો.

ઓસરીની જાળીમાંથી દેખાય છે :
કોરું, ઘેરાયેલું આકાશ,
ધૂંધળિયા પ્રકાશથી ઘરબાયેલું ફળિયું,

ધાવવા મથતું વાછરડું,
ખસી જવા મથતી ગાય.
વાછરડું વધુ નજીક ભરાય છે.
ગાય પાટુ ઉગામે છે—

ઓરડામાં હીંચકો હતો
પણ
એના કડામાંથી એક સાંકળ નીકળી ગયેલી.
ઝૂલી ન શકાય એવા હીંચકાને જોઉં છું ત્યારે
હું ચાલવાનું પણ ભૂલી જાઉં છું.

મારા પ્રશ્નનો
'કશુ નહી'
એવો તારો જવાબ સાંભળીને
હું મને પૂછું છું :
'મેં આ શું માંડયું છે!'

કોઇ સમી સાંજે
છાતીફાટ પ્રેમ કરી શકવાનો ગરુર ધરાવતી
વ્યકિતઓ
છાતીફાટ રુદન પણ કરી ન શકે....
આવી વ્યકિતઓ
વિષાદને વળગી પડીને
મૃત્યુ માટે આટલો બધો
પાટિયાં ભીંસતો પક્ષપાત રાખે
ત્યારે
હું મારા નજ્યે જતાં જીવનનો અર્થ ગુમાવી બેસું છું.

એક નહીં વરસેલા વરસાદની સાંજે
ગાયની પડખે નમાયું વાછરડું
સ્તબ્ધ ઊભું છે.

પારૂને ગુમાવ્યા પછી
લોકો ભલે કહે કે
દેવદાસને અર્થ શરાબના ગ્લાસમાં
મળી ગયો હતો.
હું તો માનું છું
કે
દેવદાસને અર્થ ખરેખર તો
ચંદ્રમુખી પાસેથી પણ ન'તો મળ્યો.

ઓસરીની જાળીમાંથી દેખાય છે:
માની આંખમાં આંખ પરોવીને
વિનવતું વાછરડું,

'કશું નહીં....'

વાછરડું 'કશું નહીં?'

હું 'કશું નહીં?'
આંગણું 'કશું નહીં?'
જીવું છું, જીવે છે, જીવાય છે
તે 'કશું નહીં?'
ડૂહોળિયું ભરેલી કુંડીને વાછરડું ઢોળી નાખે છે.
'કશું નહીં.'

તું નથી મારી જશોદા
તું નથી મારી રાધા
તું નથી મારી ગાર્ગી
તું નથી મારી અન્નપૂર્ણા
તુ નથી મારી પારૂ
તું નથી મારી ચંદ્રમુખી.

કહે છે
ચંદ્રમુખીનું હૃદય

શરાબથી છલકતા જામ જેવું હતું :
પણ
તું નથી પારુ
તું નથી મારી ચંદ્રમુખી
અને
મારે તો કોઇ શરદબાબુ પણ નથી.
ઓસરીની જાળીમાં દેખાય છે
ગાય અને વાછરડું.
બહાર ઝરમર ઝરે છે.
ઝાડ ઉપર ન્હાતા ગલગોટાની જેમ
ગાય-વાછરડાની કીકીઓ
ઝરમરમાં તરે છે
—ઝરે છે

—ત્યારે □ પન્ના નાયક

રાતે સેવેલાં વેરવિખેર સપનાંને
દિવસે
સરખાં ગોઠવવા જાઉં છું ત્યારે
અચાનક
એમને સરકતાં જોઉં છું
કોઇ વિશાળ હાથની હથેલીમાં—
પણ
આંગળીઓ વિનાની!

## સુપરમાર્કેટમાં ☐ પન્ના નાયક

હર શનિવારનું ritual
સુપર માર્કેટમાં ગ્રોસરીની ખરીદી
કેવું સારું!
કશું ય પૂછવાગાછવાનું નહીં!
આંખ અને હાથ રમ્યા કરે
shelves પરની વસ્તુઓ પર
સ્ટેમ્પ થઇ ગયેલા આંકડાઓ સાથે
મૂંગી મૂંગી રમત!
એરકન્ડીશન્ડ અને પ્લાસ્ટીક ખેવડા કવરમાં
સચવાઇ પડેલાં ફળો ને શાકભાજી
વિનવે છે સૌને બહાર લઇ જવા!
માનવસંપર્કથી સાવ વિખૂટી ગાયો કણસે છે,
માથા વિનાનાં લટકે છે બકરાંઘેટાં,
અને
સંભળાય છે ત્રાસની ચીસ
"disjointed chicken in family sizeમાં...!
હૃષ્ટપુષ્ટ ગાયોનું દૂધ ખડકાયું છે
પણ
fortified, homogenized, pastuerized
અને vitamins added
બિચારી ગાય શું વિચારતી હશે!
અસંખ્ય લોકોની અવરજવર વચ્ચે
શબ્દો ગૂંગળાતા, અકળાતા;

સંભળાય છે માત્ર
ઊંચી એડીઓની ટપટપ ટપાટપ
ઘસડાઇ ઘસડાઇને
શોપીંગ કાર્ટનાં ખખડી ગયેલાં પૈડાંનો ઘર્ઘરાટ
અને
કેશ રજિસ્ટરનાં નાણાં ગળી જવાનો ખડખડાટ
બહાર આવું છું
જાણે હું
બહેરામૂંગાની નિશાળની
આંખ–હાથના હાવભાવથી
communication કરતી વ્યક્તિ....!

વિદ્યાપતિ □ દિનેશ દલાલ

ભૂરાં કમળો
જ્યાં જુઓ ત્યાં ફૂલો....ફૂલો....ને ફૂલો....
અને શ્યામલ કોકિલાઓનું
ઋતુઓની રાણી
વસંતનું આગમન
અને ભ્રમર પ્રેમમાં ગાંડોતુર
ઊપડયો એની પ્રિયતમા પાસે.
પંખીઓ ફેરફૂદડી ફરે હવામાં
અને ગોવાલણો એકમેક સામે મલકાયા કરે
કૃષ્ણએ પ્રવેશ કર્યો છે
મહાવનમાં

અરનામા વિનાનો કાગળ ☐ સુરેશ દલાલ

ભૂલવા માગું તો પણ
જોયેલાં કેટલાંક દશ્યો
ભૂલી શકતો નથી!

દુષ્યંત નસીબદાર હતો કે કમનસીબ?
દુર્વાસા દયાળુ હતા કે ક્રૂર?
સ્મૃતિ ચંદરવો છે
કે ભોંયતળિયું?

બર્ટ્રાન્ડ રસેલ તો પોતાનું નામ પણ ભૂલી ગયા હતા.

આપણો એકએકનો સંબંધ
એ ગયા જનમની ગલી;
એનું સરનામું સંઘરવાનો કોઈ અર્થ છે ખરો?
સ્મૃતિ શરૂઆતમાં ગલીપચી કરે છે
પછી આપણને ખણે છે, ખોતરે છે.
કોણ મને પથ્થર માનીને
મોરપીંછનું ટાંકણું લઈને કોતરે છે?
સ્મૃતિનું શિલ્પ ગમે તેટલું સંપૂર્ણ હોય
તો પણ એ શિલ્પ છે.

મારું અસ્તિત્વ એકવેરિયમ નથી
કે ગોડાઉન નથી કે મ્યુઝિયમ નથી!
ભૂલવા માગું તો પણ

જોયેલાં કેટલાંક દૃશ્યો
ભૂલી શકતો નથી!



હું જોયા કરું છું
ચાર દીવાલોમાં
ચણાઈ ગયેલાં લાચારીના ડૂસકાં.
ફૂલ પર ઝાકળનાં બિંદુઓ
જાણે દરિદ્રીના ચહેરા પર
પરસેવાનાં ટીપાં.

કૂવા પર પાણી ભરવા ગયેલી
પણ, ઘડો પણ ગુમાવી બેઠેલી
એક બાઈ;
એના હાથમાં છે
હથેળીની જાડી રેખા જેવું દોરડું.

કેવું કેવું યાદ રહી જાય છે માણસને?
કેવી કાળી મેશ વળે છે ફાનસને?
પોતે જેને વ્હેરે છે
અને પોતે જેને છોલે છે
એ કાનસને કશું યાદ રહે છે ખરું?
શયનખંડમાં તેં સારેલાં આંસુઓ
મારા ખોબામાં છે.

કેટલીક સ્ત્રીઓનાં સ્તન
દૂધથી નહિ પણ આંસુઓથી ભરાયેલાં હોય છે.
કેટલીક સ્ત્રીઓના હોઠ
સ્મિતથી નહીં પણ ચીસથી ખરડાયેલા હોય છે.

મનુષ્ય માત્રની આંખ
આંસુઓનો શયનખંડ છે!

મારા ખોબામાં તારી આંખ રડે છે.
મારા ખોબામાં તારી આંખ માછલીઓ જેમ
તરફડે છે.
મારો ખોબો તારી આંખનો શયનખંડ છે.
આવું બધું કેમ શબ્દોમાં લખવું પડે છે?
મારે કવિતા લખવી નથી.
મારે તો લખવો છે કાગળ,
–સરનામા વિનાનો,
મારા નામ વિનાનો!

તું યાદ આવે છે
એટલે હું કાગળ લખતો નથી.
હું કશુંક ભૂલવા માગું છું.
એટલે કાગળ લખું છું!

અસહાય □ શાન્તિ શાહ

અંદરથી બળી રહેલા આ સૂરજને
હોસ્પિટલની સારવાર તો બાજુએ રહી
પણ ઘડી બે ઘડી
છાંયડામાં બેસાડી પણ નથી શકતો
પારાવાર પાણીની ખારી મશક
ખભે નાખીને ચાલ્યા કરતા
આ સાગરને બીજું બધું તો ઠીક,
એકાદ કામળી પણ ઓઢાડી નથી શકતો
ને ઠંડી પડી જતી રાતને
એકાદ કામળી પણ ઓઢાડી નથી શકતો
છતાં બહાર લોકોની ભીડ જામી છે
મારાં દર્શન કરવા
તેઓ મને ભગવાન કહે છે
હું તેમને શું કહું?
તેઓ મારી પાસે આવી શકે છે.
હું કોની પાસે જાઉં?

### ગઝલ □ સરૂપ ધ્રુવ

આમ તો અઢળક હતાં મ્હોરાં, છતાં ઓછાં પડયાં,
જળ લઇ ખોબોક, ચ્હેરા એ પછી જોવા પડયા.

આપણે માન્યું હતું કે હાથ જશરેખા હશે
ચાડિયાના દેશમાં ટૌ'કા ઊગ્યાઃ ભોંઠા પડયા.

વહાણ નામે પથ્થરો તાવીજ બાંધીને તર્યાં!
પણ કિનારો આવતાંમાં કેમ પગ ખોટા પડયા?

હાલતા'તા ચાલતા'તા તોય પડછાયા હતા
શ્વાસમાં પીંછી ઝબોળી તોય તે કોરા પડયા!

લોહીનાં જંગલમાં દાવાનળ ફૂંકાયો—દોડજો—
: એ પછી કહેતા નહીં "વાદળ છીએ–મોડા પડયા!"

ફૂંક મારીને પગેરું હોલવી દે એ બીજા!
આપણી પાછળ ભલેને, શ્વાસનાં ટોળાં પડયાં....

### ઠાલું જરીક બાર વાસું ને.... □ મનોહર જાની

ઠાલું જરીક બાર વાસું ને ઊઘડતી પછીત બારસાખમાં....
તોરણમાં ટાંકેલું ચોમાસું હોય છતાં
બળબળતા તડકાઓ વરસે
દીવાની જેમ ઠરી જાય હાથ બેઉ
એવા એકાકી વાયરાઓ પરસે
મારી હથેળીઓમાં શ્રાવણ–અષાઢ અને આંગળીઓ ઝૂરે વૈશાખમાં....
ઠાલું જરીક બાર વાસુંને ઊઘડતી પાછલી પછીત બારસાખમાં....
પથ્થરનાં પોપચાંમાં મખમલિયા રાતનો
રેશમી બોલાશ કેમ લીંપું?
ઓગળતું હોય દૂર દેશાવર કો'ક
એવી ભ્રમણાનું હું તો એક ટીપું;
વા'ણાં વા'યાનું થાય ઝાંખું ઓસાણ અને અંધારું એંખરતું આંખમાં....
ઠાલું જરીક બાર વાસું ને ઊઘડતી પાછલી પછીત બારસાખમાં....

# ગઝલ.

ગમે તે થાય પણ અશ્રુવહનને રોકવું પડશે
વ્યથાઓ વ્યક્ત કરવાને બીજું કંઈ ગોતવું પડશે.

આ દર્દભરી પીડાઓ દિલને ચીરી બહાર આવે છે
ખુશીનું આવરણ પાકું ચહેરે પહેરવું પડશે.

નિરાંતે જે સતત ચાલ્યા હતા મંઝીલ સુધી પોંચ્યા
અમે બેઠા રહ્યા તેથી અમારે દોડવું પડશે.

અમોને જીવતા જીવ આ જગતમાં કોણ પૂછે છે?
સિમાડે પાળિયા થઈને અમારે ઊભવું પડશે

પચાવી દુઃખ મેં લીધું સમયનાં ઘૂંટ પી લઈને
હવે આ સુખ હજમ કરવાને બહુ વાગોળવું પડશે.

કયામતમાં ખુદાને જીંદગી ભરનો હિસાબ આપવો
ખબર નો'તી કે મૃત્યુ પછી પણ બોલવું પડશે!

જીવનનાં જામમાં થોડી મદિરા ઓર બાકી છે
'અમર' આ મોતને કહી દો કે એણે થોભવું પડશે.

દેલહારા શુક્લ 'અમર'

## વાર્તાની કવિતા

જે દંતકથા હતી, હવે લોકકથા બનીને સત્યકથા થઈ ગઈ છે
એ વાર્તાને પાછી વાળો

કાગળ કોરો રાખવા જૂઠી પેન્સિલથી જે લખાઈ ગઈ છે
એ વાર્તાને પાછી વાળો
કાગળ નીચે કાર્બન પેપર મૂકવાની એક ભૂલ થઈ છે
હવે વાર્તાને પાછી વાળો
કોઈ વાર્તાને પાછી વાળો
મારા
ભીનાછમ ઘરને ખૂણે ખૂણે ઊગી ગઈ છે લીલી લીલી લીલ

બે હથેળી (એક ભીની, એક કોરી) વચ્ચેથી એક વાર્તા વહી ગઈ છે
એ વાર્તાને પાછી વાળો

– સૌરભ શાહ

જે દિવસે....... તેજ દિવસે □ સરૂપ ધ્રુવ

જે દિવસે અશ્વત્થાવતાર થયો
તે જ દિવસે ભીંતને તૂટવું હશે?
અથવા તો પછી આ તૂટવું એ
ચાલતા ચક્રનો ચોવીસમો આંટો હશે?
હવામાં કશીક વાસ તો આવે જ છે.
શ્વાસના સૂબેદારે રાત-દિવસના સંત્રી
બદલાય તેની વચ્ચે જ
લીંબુઉછાળ–મૂછમરડય સાચવવાની પ્રતિજ્ઞા
લીધી છે.
વટના કટકા કરવા માટે
ઘૂઘરિયાંળી સૂડી વાપરો,
કે અવાજોની યાદૃચ્છિક વ્યવસ્થા નામની
કોઇ કરવત સરાણે સજાવો
—આ સમયને ભરભર ભુકો થઇ
ઊડી જવું હશે
તો હું તો છેડે બાંધી શકવાની જ નથી ને?
બાંધેલી ગાંઠ કશુંક યાદ રાખવા માટે
સ્પર્શી લેવાતી હોય છે,
મારે છૂટતી ગાંઠ સાથે સાંભરણનું સગપણ
બાંધવું છે.
આજે જ્યારે કંઇક બુડબુડ અવાજ થાય છે
ત્યારે "લાશ બુડે છે" એમ જઇને ન જોશો;
ભરાતા ઘડાનો પણ એવો જ અવાજ હોય છે.
પણ ઘટસ્ફોટ થશે
ત્યારે આ પાણી ક્યાં જશે?
નધણિયાતા પાણીનું નામ
મારે જન્મમરણના ચોપડે

નોંધાવવું હજી બાકી છે.
પણ નોંધાયેલાં
અને નોંધારાં કૅલેન્ડરો
અને ડાયરીનાં પૃષ્ઠો
ફરી ફરીને જોવાથી
આંખોને એનિમિયા થાય
તો હું શું કરીશ?
    એક એક ઈંટ પકવીને,
    ઢીંચણ ઢીંચણ સમાણો ગારો ખૂંદીને
    બનાવેલા આ ઘરની ભીંતે
    મહિના તો અધધધ બાર—
    પણ દિવસ તો ત્રીસના ત્રીસ.
    બહુ બહુ તો એકત્રીસ
    —ને કાપકૂપ કરો તો વધીઘટીને
    અઠયાવીસ.
    ગમે એટલાં પાનાં ફાડવાથીય
    સોમ પછી તો મંગળ જ
    આવતો હોય છે ને?
    ક્યાંય નાની સરખી
    મિસપ્રીન્ટ પણ નહીં?
    ને ત્યારે થયા કરતું,
    ચાલ જીવ! ચારે ભીંતે
    ચૂનો બની છંટાઈ જાઉં—
    ફંટાઈ જાઉં બોટાદ જંકશનના
    પાટાની જેમ.
    અને પૂંછડિયા તારાની પાછળ
    પ્રવાસમાં અમથું હસીને રહેજ,
    અડવાણે પાય,
    પેલી વાદળીઓ જાય—ત્યાં

પેલ્લેથી પોં'ચવાનું કાઢું મૂરત....
—પણ આપણા રામનું કામ તો
દ્વાપરમાં ને કળિયુગમાં એનું એ;
લે! એનું એ.

ને સોનાની લંકાનું રાજપાટ પામ્યા પછી પણ
દક્ષિણ દિશામાં દોડતાં દોડતાં
છેવટે, સવારમાં બંધ કરવા ભૂલી જવાયેલા
મ્યુનિસિપલ લેમ્પનું અજવાળું બની
ઊભા રહી જવું પડ્યું હતું.
ને ત્યાં ઊભાં ઊભાં જ
કૂવાથંભ બની ગયેલા માસ શ્વાસના વિશ્વાસે
કોનાં વહાણ ચાલવા માટે
ચરણ પખાળવા લાગ્યાં હશે ?....

## દૌલતાબાદ ☐ ચંદ્રકાંત બક્ષી

એક સાંજે
મારા પછીની રાત દેખાતી હતી
ડૉક્ટરના બંને ચહેરા પર એક જ ભય હતો
કદાચ સ્ટેથોસ્કોપ શાંત થઇ જાય
જીવનનું પાણી ગિરફ્તાર થઇ રહ્યું હતું.
મૌતના બંધાતા બર્ફની પકડમાં
બે-સરોસામાન
સાંજની અંધારી મુસાફરી
દૌલતાબાદ, દૌલતાબાદ!

પણ
મૌત ચાલ્યું ગયું દિલ્લગી કરીને
ફરીથી પાણી તૂટ્યું
ગળામાંથી સોજો ઊતર્યો હતો
હવે બગાસું ખાઇ શકાતું હતું

આંખોમાં તરતો તડકો
વધેલી દાઢી, લુખ્ખા વાળ
સફેદીની ફૂટેલી નવી ટશરો
શરીરની અંદરથી આવતો હાડપિંજરનો ખડખડાટ-
ઝિન્દગી! ઝિન્દગી!

લહેરદાર ખડખડાટ
બુલન્દ ખડખડાટ
માણસની જાનનો ખડખડાટ
ફરીથી સાંજો, ફરીથી રાતો, રાતની વાતો
ફરીથી ગુસ્સો, રોટી–રોટી, સ્ત્રીની પ્યાસ
ક્રિકેટ-સ્કોર, સીક-લીવ, ઇદ-મુબારક, જનતા-પાર્ટી
સલાદમાં નિમક ઓછું પડવાનો ઝઘડો–
ફરીથી કંટાળો
ઇન્શાઅલ્લાહ, ઇન્શાઅલ્લાહ!

પહેલો મુલાયમ તડકો પૃથ્વીને ફ્રોકમાં ગોઠવી રહ્યો છે
દરિયો ચાલ્યો ગયો છે ક્ષિતિજની દિશામાં, સુંવાળા પથથરો મૂકીને
આંબલીનાં ખરેલાં પત્તાંની બિછાત પર દૂધવાળાની સાઇકલનાં નિશાન છે
ગીચ વૃક્ષો એકબીજાને પડછાયામાં દબાવતાં આલિંગન કરી રહ્યાં છે
પતંગિયું આંબાની ઘટામાં ઊડાઊડ કરી રહ્યું છે, અથડાયા વિના
અબીલ-ગુલાલનાં ફૂલો ગુલાબની જેમજ ખીલ્યાં છે, ગુલાબની અશ્લીલતા વિના
દરોમાંથી નીકળેલાં લાલ મખમલી જંતુ પાંદડાં કોતરી રહ્યાં છે,
પક્ષીની ચાંચના ડર વિના
ચશ્માંના કાચ સાફ કરી લે, યાર!
હજી દૌલતાબાદ દૂર છે!

## વિષાદનું ખરજવું □ ભગવતીકુમાર શર્મા

મનમાં વિષાદનું ખરજવું
ક્યારેક ક્યારેક ઊભળી આવે છે.
પછી આંગળીઓને અટકાવી શકાતી નથી,
પણ નખ હવે સાવ ઘસાઈ ગયા છે;
લોહીનો એક ટશિયો યે ફૂટતો નથી.

બેડ લૅમ્પ બુઝાવીને
પથારીમાં લંબાવું છું ત્યારે
ખ્યાલ આવે છે, કે
પડખામાં પોઢેલી પારિજાતની ભૂતપૂર્વ ડાળીનાં
ફૂલોની સુગંધ તો
ક્યારની યે ઊડી ગઈ છે—
સમયના ક્ષીણ પંખીની જેમ.

સ્વપ્નમાં પિતા દેખાય છે.
એમના શબને કાંધે ઊંચકીને
નદી કાંઠે લઈ જાઉં છું;
ખભા તો બોજ અને થાકથી બેવડ,
(એમણે તો મારો કેટલો યે બોજ ઉપાડયો હતો!)
શબને ચિતા પર ગોઠવીને
ઠંડાગાર હાથે અગ્નિદાહ દઉં છું;
પણ શબ અડધું બળીને રહી જાય છે;
એમના જે હાથ વેદના સ્વર લેતા
અને જે છાતીમાંથી
સિંહની ડણક શો મંત્રઘોષ જાગતો
તે તો અકબંધ!
પિતા અકળાઈને બરાડો નાખે છે
यज्ञेन यज्ञमयजन्म देवाः...... 'ભાઇ, હવે મારો જલદી પાર મુકને!

મને મોડું થાય છે!
(મોડું તો મને પણ થતું હતું;
કાંડે વળગ્યો છે સમયનો કાનખજૂરો!)
પણ દીવાસળીની પેટી
રિક્તતાની નદીના છલોછલ પાણીથી
પલળીને હવાઇ ગઇ છે;
ઠીંગરાઇ ગયેલો અગ્નિ
પ્રગટાવી શકાતો નથી બીજી વાર.

(અને પિતાના ગુરુ તો મહાન અગ્નિહોત્રી હતા!
એકે ય અરણિ કાષ્ઠ શેષ ન રહ્યું!
ક્યાં છે મારું સિગરેટ લાઇટર?)
માત્ર છાણું ધુમાયા કરે છે.
પિતા અડધાપડધા મંત્રોચ્ચાર કરીને
સહેજ જંપી જાય છે....

મને ચન્દ્રકની પ્રાપ્તિ
અને માની વૃદ્ધ, ફિક્કી આંખોમાં
ચન્દ્રક જેવાં ગોળ ચમકતાં આંસુ:
'આજે તારા બાપા જીવતા હોત....'
બાપા જીવતા હતા ત્યારે ય
એક ચન્દ્રક મળ્યો હતો
ને પતાસા જેવો તે (નિશ્ચિત ઓગળવાનો જ)
છાતીએ લટકાવીને આવ્યો ત્યારે
તેના વજનને કારણે જ કદાચ
ઝૂકીને પિતાને પ્રણામ કરી શકાયા ન હતા.

પછી થોડાક દિવસોમાં જ
પિતા ઓગળી ગયા
અને કાટ ખાધેલા લોખંડના ગઠ્ઠા
જેવો ચન્દ્રક અશેષ!

ત્યારથી ઇનામો અને ચન્દ્રકની
છાની એલર્જી
બંધાઈ ગઇ છે મનમાં!
મિત્રોના અભિનન્દનપત્રોના અક્ષરોની
કરકરિયાળી કાંગરી ટેરવાંને વાગતી નથી
અને આભારદર્શક ઉત્તરોની શાહી તો
વધારે ટાઢીબોળ અને બેરંગ....

બાળકોની પરીક્ષાની સવારે
તેમના ચહેરાઓ પરનું ચિંતાનું ધુમ્મસ
'બેસ્ટ લક'નાં સૂર્યકિરણોથી ઉરાડતાંયે
જીભ થોથવાય છે;
બાળકો ઓશિયાળી આંખે
મારા તરફ જોતાં જોતાં
બસ પકડવા દોડી જાય છે હાંફળાંફાંફળાં,

અને પછી
જે મને ખોરાક સિવાયના
અન્ય કોઇ સન્દર્ભથી ઓળખતી નથી
એવી નામ વગરની બિલાડી પર
ઢોળી દેવાય છે વહાલના દૂધની વાટકી–
અકારણ.
ટ્રાન્ઝિસ્ટર છાતીની પોલી પાંસળી પાસે રાખીને
બેગમ અખ્તરની ગઝલની ઝુંઝારી સાંભળવા મથું છું
(અય મુહબ્બત, તેરે અંજામ પે....')
પણ ટ્રાન્ઝિસ્ટરના સેલ ડાઉન થઇ ગયા છે,
અને લખનૌના ઍરપોર્ટ પર
કલાકો સુધી રઝળેલુ બેગમનું સફેદ શબ
ડપકાભરી આંખે મારી તરફ જોઇ રહે છે–

('....રોના આયા !')
પિતાની જેમ.
નાની દીકરીએ
બહુ ઉત્સાહથી કૂંડામાં રોપેલા
ગુલાબના છોડને ફૂલ બેસવાની તો
કદાચ હજી ઘણી વાર હશે,
પણ છોડને
રતુમડાં પાંદડાંની ટીશી ફૂટે છે
ને બીતાં બીતાં
તેને આંગળી અડાડી લઉં છું કોઈ વાર;
અને ત્યારે
જોર જોરથી ઊમળી આવે છે ખરજવું.
શેવિંગ કરતાં વધેલું પાણી
ગુલાબના છોડને
અવકાશપણે પાઈ દેવાય છે,
પણ મનમાં તો હાથલા થોર જેવા
સંશયના અપ્રતિરુદ્ધ પુંફાડા :
મારા હાથનું પાણી પીધેલા
ગુલાબના છોડને ફૂલ બેસશે ખરાં?
(બહુ બહુ તો ચન્દ્રક ઊગે લોખંડના ગઠ્ઠા જેવો.)
પિતાના શબને પૂરો અગ્નિદાહ ન દઈ શકયા
એવા મારા હાથની
આંગળીઓના તો નખ પણ
ઘસાઈ ગયા છે
ને વલૂરાટથી
ફૂટતો નથી લોહીનો એક ટશિયોયે.
લોહી સીંચ્યા વિના ગુલાબ કયાંથી પાંગરે?
અને આ તો પાણી—
શેવિંગ કરતાં વધેલું !

'હા' અને 'ના' ના નગરમાં □ યેવટુશેન્કો □ શકુન્તલા મહેતા

(રશિયન કવિતા)

હું છું એક ટ્રેન જેવો
    હવે તો ઘણાં વર્ષોથી ધસમસતો
'હા' અને 'ના' ના નગર વચ્ચે
    મારા જ્ઞાનતંતુઓ તારની જેમ તણાયેલા છે
'હા' અને 'ના' ના નગર વચ્ચે.

દરેક ચીજ છે જીવલેણ
    દરેક વસ્તુ છે ભયભીત 'ના' ના નગરમાં
જેની સજાવટ વિષાદથી થઇ છે
    એવા અભ્યાસખંડ જેવો છે એ
તેમાંની દરેક વસ્તુની મુદ્રા ઘુંઘવાયેલી છે
    જાણે ક્યાંક કશું છુપાવવા માંગતી હોય એવી

અને દરેક છબી વહેમથી જુએ છે.
રોજ સવારે તેની (વિવિધ આકૃતિશીલ)
ભોંય પર કડવાશથી થતા પોલીશને,
તેના સોફા જૂઠાણાથી બનેલા છે
તેની ભીંતો દુર્ભાગ્યની છે.
તમને તેમાં અનેક સારી સલાહ મળશે
        શેતાનના સોગંદ મળશે !–

ત્યાં નથી ફુલોનો ગુચ્છો કે નથી આવકાર પણ
ટાઇપરાઇટરો ખડખડયા કરે છે એકનો એક જવાબ
ના–ના–ના, ના–ના–ના, ના–ના–ના
અને જ્યારે બધી બત્તીઓ એકીસાથે અને
    સાવ જ બંધ થઇ જાય છે ત્યારે
ત્યાંના ભૂત-પિશાચો તેમનું ઉદ્દાસ નૃત્ય શરૂ કરે છે.
તમને ત્યાંથી બહાર નીકળવાની ટિકીટ મળશે–

શેતાનના કસમ તમને મળશે
તે કાળી 'ના' નું નગર છોડવાની.

પણ 'હા' ના નગરમાં—
જીવન, ગીત ગાતાં પંખીના સંગીત જેવું છે,
આ નગર છે ભીંતો વિનાના પંખીના માળા જેવું,
આકાશ તમને કોઇ પણ તારો આપવા ખુલ્લે આમ પડયું છે
હોઠ માંગે છે તમારા હોઠ, કોઇ પણ પ્રકારના શરમસંકોચ વિના
ધીમેશથી ગણગણીને
ના–ના, એવું નહી હં...અ

ત્યાં કોઇ કરતા કોઇ નથી, શંકા-આશંકાનું ત્યાં ચિહ્ન નથી.

અને વન્ય ગાયોનું ધણ તમને તેનું દૂધ આપવા તત્પર છે.
અને 'ડેઝી, તમને ચીડવીખીજવીને
તેમને ચૂટી લેવાનું કહ્યા કરે છે.
અને તમારે જ્યાં જવુ હોય ત્યાં
ઘડીના છઠ્ઠા ભાગમાં પહોંચી શકો છો.

તમને ગમતી કોઇ પણ ટ્રેન પ્લેન કે જહાજમાં.

અને જળ વર્ષોથી આછી આછી કાનમાં ગુફ્તેગો કરે છે
હા–હા–હા, હા–હા–હા હા–હા–હા

પણ હકીકતમાં મારે તમને કહેવાનું હોય તો
ત્યાં મને કયારેક કયારેક કંટાળો આવી જાય છે
તે ઝાકઝમાળભર્યા બહુરંગી "હા" ના નગરમાં
સહજપણે પ્રયત્ન વિના આટલું બધું અઢળક મળી રહે છે તેથી.

તેના કરતાં તો બહેતર છે કે મારા જીવનના અંત સુધી.
"હા" અને "ના" ના નગર વચ્ચે
આમથી તેમ ફંગોળાયા કરું!

ભલે મારા જ્ઞાનતંતુઓ તારની જેમ તણાયા કરે–ખેંચાયા કરે–
–"હા" અને "ના"ના નગર વચ્ચે

## પાંચ ફોરાં, પહેલા વરસાદનાં ☐ જયન્ત પાઠક

(૧) વરસાદ પછી વગડો

પડી ગયો વરસાદ
ટપક ટપ ટપકયા કરતાં પાન....
પછી અચાનક
આભ ઊઘડતાં
સૂરજના કર અડકે
-ઝલમલ તડકે—તરુને ભીનલ વાન-
રડતાં રડતાં હસી પડ્યું લો, રાન!

(૨) નળિયાં

ઉનાળે ઊખ્ખી
ધૂપ જેવી ધૂળથી ઢંકાયલાં નળિયાં
ધોવાઇને વરસાદમાં શાં ઊઘડે:
વ્રેહના તાપે તપેલી
લાંબી વાટે ધૂળ--મેલી
સ્વપ્નમાં સ્નેહે ચૂમેલી
આંખ જાણે ઊઘડે!

(૩) સૂરજ

પડી ગયો વરસાદ
ઊઘડ્યું આભ
અને આ
પાન પાનથી
ટીપે ટીપે
ધરતી ઉપર
ઊતરે સૂરજ ભીનેવાન!

(૪) પાણી અને બાળક

પહેલા વરસાદમાં
ઓટલે ઊભું ઊભું
ટચુકડા હાથ લાંબા કરી
પાન જેવી હથેળીમાં
બાળક ઝીલે છે નેવાંનું પાણી—
પાણી—મેલું મેલું
બાળક—ઘેલું ઘેલું
બધું સુંદર—પ્હેલું પ્હેલું!

(૫) ટીપાં ગણતાં

ધીમો ધીમો વરસાદ પડે છે
ને હું
એક એક ટીપું ગણું છું;
ગણતાં ગણતાં
ભણતાં ભણતાં મોઢે કરેલા
બધા આંક પૂરા થઇ જાય છે-
હવે આગળના આંક
એ તો કયારેક કયાંકથી
શીખવા મળશે ત્યારે....
અત્યારે તો
આ ટીપે ટીપે ભરાતા સરોવરમાં
મૌનના તરાપા ઉપર તરું છું.

## અજાણ્યા રણપ્રવાસીને થોડી સૂચના □ ભાનુપ્રસાદ પંડ્યા

ચોતરફ ઝીણી ઝીણી રેતી,
મૃદુ મુલાયમ રેતી,
સૂર્ય પ્રકાશમાં સુવર્ણ રજની જેમ
ચળકતી આંખ આંજતી રેતી,
પથરાતી નજરનું નામ અહીં રેતી!
ઘાટી છાયાળાં વૃક્ષો નહિ,
અહીં ઊગે રેતીના ઢગ-ડુંગર,
આંખ, કાન, નાક ઢાંકજો બરાબર,
ઠંડા પહોરે વધુ ચાલજો,
ભરી લેજો તમારી પાણીની મશક
આમ તો ઘૂઘવતા સમંદર જેવી
પણ એકેય ઠંડી લ્હેરખી નથી વ્હેતી રેતી!
જળને ને એને જાણે બારમો ચંદ્રમા!
પાણી ખૂટે ત્યારે
ઊંટને કાંધ મારતા નહિ
સલિલ તો નહિ મળે, પણ
સાથીદારેય ગુમાવશો.
ઊભરતી જ્યારે આવે આંધી
ત્યારે ઊંટ ઝુકાવી
ગોઠણિયાભર થઇને બેસી જજો
કદાચ રહી જાઓ સલામત, નહીંતર...
આ આસપાસ રેતીના
ઊંચા ઊંચા ઢગ જુઓ છો ને?
એ તો કંઇક કારવાંની કબર!
એના પર ઊગેલા હાથલા થુવેર
પંજા ઊંચા કરી ચેતવે કંઇક,
રસ્તામાં આવે ક્યાંય રણદ્વીપ,
રોકાજો એક પ્રહર,
પીજો ત્રોફાંનાં જળ,
ઊંટડીનાં દૂધ
ખજૂરીના પાંદ આડે નીરખજો ચાંદ,
સાંભળજો ચંદ પયામે ગઝલ
અને વળી પાછા ચાલવા માંડજો
આગળ.... આગળ... ને આગળ...

## મુક્તક □ માલિની શ્રોફ

દરિયા પર વીજળી ચમકી
અને
પાણી વ્હેરાઇને એક થઇ ગયું.

## આમ કવિતા મ્હોરે છે ☐ બા. ભ. બોરકર ☐ ભાનુ શાહ

'બોરકરની કવિતા', અથવા 'ગિતાર', પર જ્યારે હું કોઈકવાર નજર ફેરવતો હોઉં છું, ત્યારે તેમાંની કેટલીક કવિતાઓ કેમ કેમ વિકસી તે મારાં સ્મૃતિચક્ષુ સામે આવે છે. કેટલીક વાર તે ચિત્ર સ્પષ્ટ અને ગાઢ હોય છે તો તો કેટલીકવાર ધૂંધળું અને ફિક્કું. આવે વખતે એમ થાય છે કે, મ્હોરતી કવિતાની સરી જતી આકર્ષક ક્ષણોને તે તે સમયે જ મારે શબ્દબદ્ધ કરવી જોઈતી હતી, તો તેમનું એક મનોરંજક અને જ્ઞાનપ્રેરક પુસ્તક સહેજે તૈયાર થયું હોત, અને તો પ્રત્યેક કવિતા પોતાના આગવા - જુદા ગર્ભજીવ પ્રમાણે કઈ રીતે વિકસે છે, અને પોતાનાં રૂપ, લાવણ્ય, વેગ તાલ, સૂર, રસ, ઈત્યાદિ સર્વ અંગોથી કઈ રીતે પરિપુષ્ટ થતી જાય છે, તે મને પોતાને જ વધુ સ્પષ્ટ થયું હોત. આવી નોંધ રાખવાનું આળસ કર્યાનું મને દુ:ખ થાય છે, પણ થઈ ગયું– તેનું નાહી નાખ્યું, એવું કહી હું તે વિષાદ ખંખેરી નાખું છું.

મારી જેટલી કવિતાઓ પ્રસિદ્ધ થઈ છે, તેટલી જ કવિતાઓ મેં કાં તો ખોઈ નાંખી છે, અથવા છાપતી વખતે બાજુએ તારવી રાખી છે. પ્રત્યેક કવિતા હંમેશાં મન સાથે જામતી નથી, પણ તારવીને પસંદ ન કરેલી અને ગુમાઈ ગયેલી કવિતાઓ પણ નકામી ગઈ છે, એવું મને લાગતું નથી. જ્ઞાનદેવે કઠપુતળીનો ખેલ કરનાર વિષે 'તે શું કઠપૂતળીઓને અમસ્તી જ નચવે! તે તો પોતાના અનુભવની કળામાં વધારો કરે છે.' જે લખ્યું છે, તે જ આપણામાં રહેલી નિર્માણક્ષમતા વિષે કહી શકાય એવું મને લાગે છે. મેં જે અનેક સારીનરસી કવિતાઓ લખી તેમાં કવિતારતિ એ એક કેવી અતુલનીય કામરૂપિણી છે અને તેના રૂપ અને આકારને કેવો અંત નથી, તેનો મને સુસ્પષ્ટ અનુભવ થયો, અને પ્રત્યેક કવિતાને પોતપોતાના પોંડ પ્રમાણે સ્વાભાવિકપણે ખીલવા દેવામાં જ આપણી નિર્માણક્ષમતાની કૃતાર્થતા છે, તે હું સંપૂર્ણપણે સમજ્યો.

મારી ચાળીસ કરતાં વધુ વર્ષોની કાવ્યસાધનાને પરિણામે મને હવે ખાતરી થઈ ગઈ છે કે, કવિ કવિતા લખતો નથી; તે તેને થતી હોય છે. તેનું મુહૂર્ત નજીક આવે કે કવિને તેની વેણ ઊપડે છે, પણ તે નોંધવા માટે કવિ જાગ્રત હોવો જોઈએ, અને કવિતાના સ્વાગત માટે મન અત્યંત હળવું કરી અંગે અંગે આતુર હોવો જોઈએ. કોઈ પણ કવિ આઠે પહોર આવો સાવધ નથી હોતો. આઠ પહોરમાંથી ઘણા પહોર તેનામાં રહેલ માણસે તેને, પોતાના સુખ-દુ:ખના અને વાસનાવિકારનાં જાળામાં ગૂંચવેલો હોય છે. માણસના આ સારા ય પથારામાં અને તેના વ્યાપમાં પોતાની ભવિષ્યની કવિતાનો માલ-મસાલો, પોતાને ઉપયોગી નીવડશે, તે આશામાં, તે જંજાળમાં કવિ રત થઈ જાય છે, અને તેમાં તે પોતાની જાતને ભૂલી પણ જાય છે. પરિણામે કવિતાના આગમનનું એંધાણ મળે તો પણ તેના સ્વાગત માટે આવશ્યક એવી વૃત્તિની તત્પરતા અને સંવેદનશીલતાની ચપળતા તે ક્ષણ પૂરતી પણ ગેરહાજર હોય છે. જે કવિઓ આવી ક્ષણ માટે જાગ્રત હોય છે તે આ અખંડ સમાધિની જોઈએ તે કિંમત આપીને ઉપાસના કરતા હોય છે. કેશવસુતે 'પ્રૌઢત્વમાં પણ પોતાના શૈશવને જીવંત રાખવું એ કવિનું ધ્યેય હોય છે' કહ્યું, ત્યારે કવિની આ અખંડ સમાધિ જ તેમને અભિપ્રેત હશે. આ

લગની શરૂઆતમાં પ્રબળ હોય તો પણ મોટે ભાગે પ્રાસંગિક હોય છે 'વારે વારે આકર્ષે તેની મિઠાશ તને શું કહું' એવી આ સમાધિની બાબતમાં કવિની વૃત્તિ થાય, તેનો તેને ચસકો લાગે અને સમય જતાં તેનો નિત્ય સ્વભાવ બને કે પ્રસાદ એ શબ્દના બધા જ અર્થમાં તે તેને માટે ફળદાયી નીવડે છે. આ પ્રસાદ ચિત પર છવાયેલો હોય ત્યારે જે જે વસ્તુને કવિની પતિભાનો સહજ સ્પર્શ થાય તે તે વસ્તુ લીલયા કાવ્યરૂપ ધારણ કરે છે. પછી તે વસ્તુ કોઈક વાર વાસ્તવિક હોય કે કોઈક વાર દ્રશ્ય હોય, ભાવ હોય, સ્વર સંયોગનો લય હોય કે પછી નિરર્થક શબ્દોની આનંદક્રીડા પણ હોય. પોતાની સિતારને સુરીલી રાખવી તે જ કવિનું કામ, ત્યાર બાદ અજ્ઞાતની આંગળીઓ તેના પર પોતાની કરામત કરવા માંડે છે, અને તેમાંથી નીકળનારા વિવિધ સ્વરશબ્દો અને રસભાવની ચિત્રાકૃતિઓ જોઈને કવિ પોતે ચકિત થાય છે; અને ક્ષણેક્ષણના અનપેક્ષિત આત્માસાક્ષાત્કારથી તે રોમાંચિત બને છે.

માની કૂખમાંનો ગર્ભ તેના જ હાડમાંસમાંથી બને છે, અને પોતાને જરૂરી બધું જ પોષણ માતાના ઉદરમાંથી મેળવે છે, છતાં તેનું આગવું અસ્તિત્વ હોય છે, અને માતાથી જુદો એવો તેનો વિકાસ થતો રહે છે. છે. જેમ માતા અને તેના ઉદરમાંના બાળક વચ્ચે નિકટનો સંબંધ હોવા છતાં તેમનાં વ્યકિતત્વ ભિન્ન હોય છે, તેવો જ દ્વિવિધ સંબંધ કવિ અને તેની કવિતા વચ્ચે હોય છે. આ ભાન જે કવિને હોય છે, તે કવિ પોતામાં આકાર લેનારી કવિતાને તેના પોતાના જીવનધર્માનુસાર વિકસવા દે છે. પોતાની સર્વે બૌદ્ધિક શકિતને જાગ્રત રાખીને પણ તેને કવિતા રચનાની પ્રક્રિયામાં ડખલગીરી કરવા દેતો નથી. અનુભવોની તિજોરીમાં જમા થયેલ વિચારો, ભાવનાઓ, પ્રતિરૂપો, શબ્દસિદ્ધિ, સ્વરસંહિતા વગેરેનો ખજાનો તેણે કવિતા માટે ખુલ્લો મૂક્યો હોય છે. પ્રત્યેક કવિતા આ ખજાનામાંથી પોતાને-જોઈએ તે અનુભવો પસંદ કરી તેનું મનવાંચિત રસાયણ કરી લઈને પરિપુષ્ટ થાય તેમ, સાક્ષી અને સહાયકની ભૂમિકા કવિ લે છે, ત્યારે જ કવિતા પોતાનું આગવું અને અપરિહાર્ય રૂપ ધારણ કરી સર્વાંગે પ્રગટ થાય છે. કવિતા-રચનાની આ સ્વાભાવિક પ્રક્રિયામાં જ્યારે કવિ તરફથી વિક્ષેપ ઊભો થાય ત્યારે તે વણસે છે. કોઈ પણ કવિની કોઈ પણ સફળ કવિતા જુઓ તો કવિએ તેને 'થવા' દીધી હોય છે, તેની રચનાની સ્વાભાવિક પ્રક્રિયાને જાણીબૂઝીને અથવા અજાણપણે ખીલવા દીધી હોય છે, એ દેખાઈ આવશે. આ મુકત ચિંતન આમ જ ચાલવા દઈએ તો પણ હજુ ઊંડાણમાં જવાનું થશે, પણ અત્યાર સુધી જે કહ્યું તેની પર વધુ પ્રકાશ પડે અને અસપષ્ટ વસ્તુને સ્પષ્ટ કરવાના આ પ્રકારના પ્રયત્નને વધુ સ્પષ્ટતા સાંપડે તે આશયથી મારો એક અનુભવ અહીં રજૂ કરું છું, પણ તે કહેતાં પહેલાં મારે એક બીજી બાબતનો પણ ખાસ ઉલ્લેખ કરવો જોઈએ; તે એ કે 'કવિતા કેમ મ્હોરે છે' આ જે અનુભવ કવિતા વિકસતાં જેમ અનુભવ્યો, તેવો ને તેવો સંપૂર્ણપણે સાદ્યંત રજૂ કરતાં ક્યારેય આવડતું નથી. સ્મૃતિમાં રહેલો ભાગ કહેતાં ફાવે છે. કોઈ પણ અનુભવ એકવાર સ્મૃતિરૂપ થઈ જાય કે તેમાંની કેટલીય સુક્ષ્મતાનો લોપ થાય છે. ઝાંખી થયેલી આ સૂક્ષ્મતા તરફ કલ્પનાને સહારે જોવાનું રહે છે.

'જાપાની રમણીની રાત' મારી આ કવિતા ઉત્તમ કાવ્યરસિકોની એક લાડકી કવિતા છે. મારે મોઢે આ કવિતા સાંભળીને એક રસિક વિદુષીએ 'તમે આવી રાત ખરેખર જ અનુભવી હતી કે?', એવો મસ્તીખોર પ્રશ્ન પૂછ્યો હતો. મેં ના કહી હોત તો પણ તે જવાબ તેને સાચો લાગ્યો ન હોત. આથી મેં તે પ્રશ્નનો ઉત્તર મોઘમ સ્મિતથી જ વાળ્યો, પણ મને મનોમન આનંદ થયો. કલ્પનાના રાજ્યનો આ અનુભવ તેને પ્રત્યક્ષ જેવો લાગ્યો, તે કવિતાને મળેલ ઉત્તમ પ્રમાણપત્ર હતું. અનુભવ કાલ્પનિક હોય કે પ્રત્યક્ષ, રસજ્ઞ પાસેથી આવો શીરપાવ મળે તે જ કલાની સાર્થકતા, પણ આવી કવિતા બનાવી બનતી નથી. તે થતાં થઈ જાય છે. વાતાવરણમાં અનેક બાબતોનો વિશિષ્ટ રીતે સંયોગ થાય અને જેમ વરસાદ પડે તેવો જ આ પ્રકાર.

આ કવિતાને આવો આકાર સાંપડવા માટે એક તાત્કાલિક કારણ ઉદ્ભવ્યું. ૧૯૪૩ ની સાલમાં ઑક્ટોબર મહિનાની ૨૭મી તારીખે મુરગાંવ બંદરે અમેરિકન અને જાપાની યુદ્ધકેદીઓની અદલબદલ થવાની હતી. તે જોવા ઈચ્છા ધરાવનારા મારા બે કવિતાપ્રેમી મિત્રો મને પોતાની સાથે લઈ જવા માટે મારી પાસે આવ્યા, અને મને સાથે જવાનો આગ્રહ કરતાં આગબોટ પરની જાપાની સુંદરીઓની સુકોમળતા અને ઉત્તેજકતાનાં મબલખ વર્ણન કરવા લાગ્યા. તે સમયે કોઈ જાણે શાથી પણ ગોવામાં ઘેરઘેર જાપાની કેલેંડરોનો જાણે રાફડો ફાટ્યો હતો. મેં તે આંખો ભરીને જોયાં હતાં, અને તેમાંની રૂપ-સુંદરીઓની વિવિધ મુદ્રાઓ, આકર્ષક કેશભૂષા અને રંગબેરંગી ચિત્રવિચિત્ર વેશભૂષાથી હું મોહિત થયો હતો. હું જેમ જેમ સ્નેહીઓનાં વર્ણનો સાંભળતો ગયો તેમ તેમ કેલેંડરમાંની તે રૂપયૌવનાઓ મારાં કલ્પનાચક્ષુ સમક્ષ સજીવ થવા લાગી અને તેમના ચહેરા વિલક્ષણ તેજથી મારા પર ભૂરકી નાંખવા લાગ્યા. તે સમયે હું કેપની પોર્ટુગીઝ શાળામાં શિક્ષક હતો. કામનો દિવસ હતો. શાળામાં ગાપચી મારી મુરગાંવ ગયો હોત તો શિક્ષણ ખાતાના પોર્ટુગીઝ પ્રમુખ અધિકારીની નજરમાંથી તો છટકી જ શક્યો ન હોત .પ્રમુખશ્રીની પરવાનગી લીધા વિના શાળા છોડીને ગયાના આરોપનો ઉત્તર આપવાની પરિસ્થિતિ ઊભી થાત તો સુખનો જીવ દુ:ખમાં પડ્યો હતો. મુરગાંવ જવા અને ત્યાંનો સૌંદર્ય સમારંભ જોવા માટે મારો જીવ ટંગાયો હતો, પણ હું અસહાય હતો. આટલે દૂરથી આવેલા મારા આ સ્નેહી-ઓને મારે નિરુપાય ના પાડીને પાછા મોકલવા પડ્યા.

સ્નેહીઓ ગયા, પણ તે વિષય મારા મનમાંથી ગયો નહીં. કેલેંન્ડરમાંથી જીવંત થયેલી તે જાપાની સ્ત્રીઓ મને સાચા અર્થમાં છેડવા લાગી. આ પ્રસંગની મહિનાએક અગાઉ એક વિદ્વાન, સંસ્કારી, સંપન્ન અને સૌંદર્યભોક્તા કુટુંબમાં મારો કાવ્યગાયનનો નાનો એવો સમારંભ થયો હતો. 'જાપાની રમણીની રાત' આ કવિતામાં જે જાતનું વાતાવરણ વિકસાવ્યું છે તેવી જ તે દીવાનખાનાની સજાવટ અને શોભા હતી. કાવ્યગાયન પૂર્વે ત્યાંની લાવણ્યવતી ગૃહિણીએ ફીણાળા મદિરાના માદક પ્યાલા અને તેથી પણ માદક નજરથી મારું સ્વાગત કર્યું હતું. જમણ પત્યા બાદ ઘરમાં નોકરચાકર હોવા છતાં મારી પથારી તેણે પોતાના મુલાયમ હાથે તૈયાર કરી હતી, અને તેની પર નરમ નરમ ઓશિકાં વ્યવસ્થિતપણે ગોઠવતાં તેણે મને કહ્યું હતું, 'આ ઓશિકાં મારાં છે હં કે!'

મારા આંતર્મનને કોઈક ખૂણે રહેલી આ મધુર સ્મૃતિ આ વખતે મારા મન પર સવાર થઈ. ક્ષણાર્ધમાં તે લાવણ્યવતીએ જાપાની ગેયશાનું રૂપ ધારણ કર્યું. ગેયશાઓ સંબંધી જે થોડું ઘણું વાંચ્યું હતું, પોર્ટુગીઝ અને ફ્રેંચ કવિતાની માદકતા લોહીમાં

ક્યાંક નિશ્ચેતન પડી હતી, અને તે ઉપરાંત બીજું ઘણું રતિની અતૃપ્તિના સ્વરૂપે મનને તળિયે ઘોળાતું હતું, તે બધું આ વખતે જાગ્રત થયું, અને તેના એકજીવ રસાયણથી કવિતા ચપોચપ આકાર લેવા લાગી.

**તારા વીજદીવાના ચાંદપંખી દીપ રાગ ગાય.**
**શયનમહલમાં નીલ ચાંદરાત રચાઈ જાય.**

મનની તંગ અવસ્થામાં માત્ર આ બે પંક્તિ આવી; પછી મારે કંઈજ કરવું પડયું નહીં. બધું જ જે રીતે નજર સામે દેખાતું હતું, તેવું જ ઉચિત શબ્દકલામાંથી પ્રગટ થવા લાગ્યું. આવે વખતે પ્રતિરૂપોની કલ્પના કરવાની જરૂર રહેતી નથી. તે દેખાતી હોય છે. એકદમ સ્પષ્ટ અને સજીવ. શબ્દો શોધવા પડતા નથી. તે પૂરવેગથી આવે છે અને એકમેક સાથે ન અટવાતાં પોતપોતાની બિનચૂક જગ્યા લે છે. આ કવિતા રચાતી હતી તે સમયે મારી સકલ વાસ્તવિકતાનું મારું ભાન હડપ થયેલું હતું અને હું તે કવિતાના જગતમાં પૂર્ણપણે તન્મય થયેલો હતો. આ તન્મયતાનો પ્રકાર જ જુદો. તમે તન્મય હોવા છતાં તટસ્થ પણ હો. સાચું કહો તો ગમે તેટલું ફોડ પાડીને આ કીમિયો કહો તો પણ કવિતાનું આ રહસ્ય કવિને પણ પૂરતું સ્પષ્ટ હોતું નથી.

આ કવિતા રચાતી હતી તે કાળનો એક અનુભવ કહેવા જેવો છે. કવિતા અડધી થઈ અને વેગ પકડવા લાગી, ત્યાં એકાએક હિંગની તીવ્ર વાસ મારાં નસકોરાં ભરવા લાગી. અહીં ટેબલ પર હિંગ કેવી એમ કહીને મેં ખૂબ રાડારાડ કરી. મા બોલી, 'તારા ટેબલ પર હિંગ આવે જ ક્યાંથી? અને અહીં મને તો ક્યાંય હિંગની વાસ આવતી નથી, મને પણ ખાતરી જ હતી. આથી જિદ્દે ભરાઈને મેં મારા સેક્રેટરીયેટ જેવા ટેબલનાં બધાં ખાનાં બહાર કાઢયાં અને તે બારીકાઈથી તપાસવા લાગ્યો. અને કેવું આશ્ચર્ય! અમૃતાંજનની એક બાટલી જડી. તેનું ઢાંકણ ખોલીને જોયું તો તેમાં હિંગના રાઈ જેટલા બેત્રણ કણ. આ બાટલી કેટલાય મહિનાઓથી ત્યાં પડેલી હતી, પણ તેની આવી વાસ ભૂલેચૂકે ય મને કદી ય આવી ન હતી. આજ માત્ર તેણે મને એટલો હેરાન કર્યો કે મારા કવિતા લેખનમાં વિક્ષેપ નાંખ્યો. આવું કેમ થયું? ઉત્તર સરળ છે. જ્યારે કવિતા જન્મ લે છે ત્યારે કવિની બધી જ ઈન્દ્રિય સંવેદના એટલી તીવ્ર હોય છે કે, તેની ગ્રહણશક્તિ અસંખ્યગણી વધે છે, અને આ શક્તિ આમ વધે ત્યારે જ કવિતાને જરૂરી તેવાં બધાં તત્ત્વો અનાયાસે ઉપલબ્ધ થાય છે.

'કવિતા' અંક ૬૫ માં રહેલાં - ૧૯ અછાંદસ, ૫ ગઝલ, ૩ છંદોબદ્ધ, ૨ લાંબાં અછાંદસ, ૧ હાયકુ - જૂથ, ૧ અંગ્રેજી – મૌલિક કાવ્યો વાંચ્યાં. કોઈ કોઈ કાવ્ય ગાંધીયુગીન હવામાં આવતરતાં, કોઈક મધ્યકાલીન જમાનાનાં sentiment ને પોષતાં અને ઘણાં બધાં કાવ્યો આધુનિક યુગની માત્ર વિષમતાઓની છબી ઊપસાવતાં જણાય છે. પાંજરે પૂરેલી વસૂકી ગયેલી ગાયનાં આંચળ જેવું આધુનિક જીવન લાગે છે આ કવિઓને. આવા જીવનના વિષાદને પોતપોતાની રીતે દરેક કવિએ વ્યક્ત કર્યો છે. વિષાદની આછીઘેરી છાયાનું આ કવિઓને વળગણ છે. એટલે જ, ચોતરફ ઊગેલા થોરની વચ્ચે મૂગા રહેતા મોર, પગલાંને ઘસડી જતું દરિયાનું મોજું, મરેલા સસલા જેવો દિવસ, હાસ્યમાં સંભળાતા આંસુના લબકારા, ધરતીનો વાંઝિયો પટ, થાકેલો હાંફેલો સૂરજ, છે-નો બરફ ને છે-ની રેતી, સફેદ દીવાલનો સંગાથ, આકાશની એલર્જીથી પીડિત પંખી, હથેળીમાં ઉઝરડા, પરમેશ્વર સાથે તીનપત્તીની રમત, પાંપણમાં ઝળૂંબતાં હીબકાં, પંખીના કંઠથી વિખૂટો પડેલો ટહુકો, સપનાનો ફોગટ ફેરો, વૃક્ષનું કેન્સર જેવાં વેદનાને જીવંત બનાવતાં ચિત્રો કલ્પનો જોવા અનુભવવા મળે છે.

વાસંતી વૃક્ષ જેવી સોળ વરસની મુગ્ધા, તું મારું આકાશ હતી - છે - થઈ શકતની અનુભૂતિ, મા-ની મમતાથી મૃત્યુને બોલાવતા ટાગોર, માને ધાવતાં ધાવતાં ગેલ કરતું સિંહનું બચ્ચું, ખાન-પાન-ગાનની ક્ષણો, રૂમઝૂમતું સપનું, સામે પગલે આવતી જળદેવી, બારમાસી, સંબંધો, સળગતા સૂરજના કેસરી યૌવનમાં કૂદી પડતી આખી રાતના વિરહ પછી જંગલી બનેલી સવાર, લીલી હૃદયકુંજ - આવાં ચિત્રો વેદના કે વિષાદને ઉત્કટ બનાવવા કે વિષમ પરિસ્થિતિનું નક્કર ચિત્ર સર્જવા ક્યારેક વિરોધભાવે તો ક્યારેક મૂળ ભાવના પૂરકબળ રૂપે ઉપસાવવામાં આવ્યાં છે.

નિર્ભેળ આનંદની અભિવ્યક્તિ રૂપ થોડાંક ચિત્ર કલ્પન સાંપડે છે ખરાં : સુંદર સ્વસ્થ સ્વરૂપ ઉન્નત મનોહર તરૂવર, ઊંધા મૂકેલા પુસ્તકના અક્ષર બનીને થોડુંક હસવાનું, ભાગ્યની સુખરેખા દોરતી સરિતની ભીની વેળુ, એકથી બીજે પાળિયે ખો આપતાં-પંખીડાં.

વ્યક્તિગત ભાવ કે પ્રતિભાવનું લગભગ આરોપણ કર્યા વિનાનાં આબેહૂબ દશ્યો 'ડાયાલેક્ટીક્સ ઓફ નેચર'માં જોવા મળે છે.

ગળફામાં રક્ત, મરેલા સસલા જેવો દિવસ, લાક્ષાગૃહ, લાલ સફરજનમાં રાક્ષસી દાંત, કળી પર બળાત્કાર કરતો ભમરો, ટાંકણીમાં પરોવાયેલ માસૂમ પતંગિયું, વૃક્ષને થતું કેન્સર, ખાલીખમ પડઘાનાં પટકતાં મડદાંની વાત અણગમો ને સૂગ જન્માવે છે.

અતિવપરાશથી ઘસાઈને ખોખરા બનેલાં કે એકે શરૂ કર્યાં ને બીજાંએ સભાન –અભાનપણે ઝીલીને વાપરવા માંડ્યા હોય તેવાં ઘંટીગોબાળા શબ્દો, શબ્દસમૂહો, ચિત્રો કે કલ્પનો ક્યાંક ક્યાંક નજરે ચડે છે. દા. ત. શબ્દનું વન, શબ્દોની પાંખ, શૂન્યતામાં

પૂરેલો દરિયો, પંખીથી વિખૂટો પડેલો ટહુકો, રેતીમાં લખેલ નામ, શબ્દોની ઘોડી, પ્રતીક્ષાની દીવા-વાટ, આંખમાં ધરબાયેલો સમુદ્ર, સફેદ દીવાલનો સાથ, સ્મરણની સૂમસામ શેરી, સળગતો સૂરજ, વેરાન રણપ્રદેશ.

આ અંકમાં સંગ્રહાયેલાં મૌલિક કાવ્યોનાં આવાં અનેક નિરીક્ષણો પછી હું ઉત્તમ કાવ્ય નક્કી કરવાના તબક્કે આવી શકી. શ્રી જગદીશ જોષીના 'ક્ષણોના લાક્ષાગૃહમાં' નામના કાવ્યને આ અંકની ઉત્તમ કૃતિ ગણું છું.

મુક્તપણે ખીલતું ફાલતું આગળ વધતું લંબાતું અંગેઅંગની દઢતા કેળવતું આ કાવ્ય ખંડકાવ્યને નહોતી સાંપડી તેવી શક્તિ તેમજ શક્યતાઓ સાથે પ્રગટ થાય છે. આ કાવ્યનું કાઠું કસાઈને મજબૂત બનેલું છે. લાગણીનાં અનેક આંટા, વીંટલા, ફીંડલાં, ઊથલા આ કાવ્યના સ્થાયીભાવને પૂરે, વિકસવા દઈને છેવટે દઢ ઉત્કટ બનાવે છે. 'રહેમ અલ્લાહ, રહેમ,' 'જીવ્યે રાખ બેટા, હું આવું ત્યાં સુધી'. 'મિત્રોના માહોલ મૃત્યુને તમે જોયું છે?' – આવા ઉદ્‌ગારો મનમાં વસી જાય છે.

સાહિત્યિક પરિવેશ – કોઈક અપવાદ સિવાય – મોટે ભાગે સહજ, સ્વાભાવિક તેમજ સ્થિતિ પરિસ્થિતિ કે આગળના સંદર્ભના જોરે આપોઆપ ઉદ્‌ભવતા જણાય છે. એના પ્રયોગમાં સિદ્ધ કરવામાં આવેલું sophistciation વર્તાઈ આવે છે.

મારા કાનને બહેરા કરતા મૌનની ક્ષણોની
ઊંચી ઓલાદ જેવું પેલું પંખી
મારા આકાશમાં ક્યાંય, ક્યારેય મળે
તો
– મારા તરફથી –
તેને એટલું જ પૂછી જો જો
કે
ક્યાં છે મારી અનંત ઊછળતી પ્રતીક્ષાનો
સમુદ્ર ......?

ધરતીના વાંઝિયા પટ પર ક્ષણોના સાવિયાણા જેવા આયુષ્યમાં માત્ર પ્રવેશદ્વાર ધરાવતા ક્ષણોનાં લાક્ષાગૃહોની હૃદયફાટ અનુભૂતિ પછી પણ આવું પૂછનાર કવિના ખમતીધર કાળજાને ધન્યવાદ!

તા. ૧૪-૭-'૭૮

—— નીતા રામૈયા

**હવે પછી..... 'હસ્તાક્ષર' અંક**

## મને વાર્તા કર ☐ વિપિન પરીખ

આવ, મુન્ના આવ!
ચાલ આપણે સંતાકૂકડી રમીએ.
હું આંખ બંધ કરું. તું સંતાઇ જા.
જો, હું તને શોધી કાઢું છું કે નહીં?
આવ,
ધીમે ધીમે બોલવાનું ને આછું આછું હસવાનું
એ સભ્યતાને લાત માર.
આવ, જોરજોરથી આપણે ગીત ગાઇએ.
આકાશને અવાજથી ભરી દઇએ.
આવ, મારી પાસે આવ.
તારી આંખ મને આપ.
આ શહેરને જોઉં, માણસને જોઉં—
માણસ અને કૂતરો,
ચકલી અને કાબર
પથ્થર અને ધૂળ .... ફૂલ.
આવ, મુન્ના આવ,
તું મને એક વાર્તા કર.
એક એવા શહેરની
જ્યાં ડાહ્યા માણસો વસતા નથી
અને જ્યાં
સાત સમુદ્રની પાર એક ફૂલપરી વસે છે
ને શીશીમાંથી પુરાઇ ગયેલો જીવ હીહી કરતો
બહાર આવે છે
આવ, મને વાર્તા કર
આ શહેરમાં મારે એક મિત્ર જોઇએ છે.

લીલો અંધકાર □ અજ્ઞેય □ માલિની શ્રોફ

(હિંદી કવિતા)

રૂપાકાર

બધા અંધકારમાં છે :
પ્રકાશની સુરંગમાં
હું એને વીંધતો ચાલ્યો જાઉં છું,
એને પકડી નથી શકતો.

મારી ચેતનામાં એની ઓળખ છે
કે અંધકાર પણ
એક ચરમ રૂપાકાર છે,
સત્યનો, યથાર્થનો વિસ્તાર છે;

પણ એને સમાવી શકે એટલું મારા શબ્દનું ગજું નથી—
એ મારી ભાષાની હાર છે.

પ્રકાશ મારા અગ્રજોનો છે
કવિતાનો છે, પરંપરાનો છે,
સશક્ત છે, તેજ છે :
અંધકાર મારો છે,
કાચો છે, લીલો છે.

□ જ્યોતિષ જાની

ઘડિયાળમાં સાત વાગ્યા છે
સાત રોજ વાગે છે
રોજ રોજ ઊગે છે
મારા પગમાં કાંટો વાગે તો
હું ખોડંગાઉં–

સૂરજના પગમાં કાંટો વાગે તો
ઘડિયાળમાં સાત ના વાગે !

સાત ના વાગે તો હું જાગું નહિ,
હું જાગું નહિ, તો ઊંઘી રહું
ઊંઘી રહું તો સપનું આવે
સપનું આવે તો સપનામાં
તું આવે–
તું આવે તો ઘડિયાળ ઘડિયાળ ના રહે,
બાર તારનું વાજિંત્ર બને !
પછી ?
પછી સમયને હું વગાડું અને તું સાંભળે–
અને પછી ઘડિયાળમાં સાત ના વાગે, કદાચ, ક્યારેય ! !

"You were raining all the night"

તંત્રી: સુરેશ દલાલ
વર્ષ ૧૧ : અંક ૬ : ઑગસ્ટ, ૧૯૭૮
સળંગ અંક : ૬૬
મુખપૃષ્ઠ
સજાવટ: દિનેશ દલાલ



# કવિતા

[દ્વૈમાસિક]

મફત ઓઝા–કવર, ૨
મણિલાલ પટેલ–૧
રમેશ જાની–૨
શ્રીકાન્ત માહુલીકર–૩
મુકુલ ચોકસી–૩, ૮
દિનેશ દલાલ–૪, ૧૮
પ્રફુલ્લ પંડ્યા–૫
બારીન મહેતા–૫
વિપિન પરીખ–૬, ૪૫
મનહર જાની–૬, ૨૨
બકુલેશ દેસાઈ–૭
જયા મહેતા–૮
નિકાનોર પારા–૯
ઈન્દ્રજિત મોગલ–૯
જયેન્દ્ર શેખડીવાળા–૧૦
મંગળ રાઠોડ–૧૧
જગદીશ જોષી–૧૨, કવર–૪
પન્ના નાયક–૧૬, ૧૭
વિદ્યાપતિ–૧૮
સુરેશ દલાલ–૧૯
શાન્તિ શાહ–૨૧
સરૂપ ધ્રુવ–૨૨, ૨૭
દેવદાસ શાહ–૨૩
બોરકર–૨૪, ૩૯
યેવટુશેન્કો–૨૫, ૩૫
સૌરભ શાહ–૨૬
ભગવતીકુમાર શર્મા–૩૧
ચન્દ્રકાન્ત બક્ષી–૨૯
નીતા રામૈયા–૪૩
શકુન્તલા મહેતા–૩૫
માલિની શ્રોફ–૩૮, ૪૬
જયંત પાઠક–૩૭
ભાનુપ્રસાદ પંડ્યા–૩૮
ભાનુ શાહ–૩૯
અજ્ઞેય–૪૬
જ્યોતિષ જાની–૪૭
મનોજ ખંડેરિયા–કવર–૩, ૪
જશવંતી દવે–કવર ૩

---

સૂચના: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં, ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું અને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે.

[illegible] રૂપિયા, પરદેશમાં ત્રેવીસ, છૂટક નકલના રૂપિયા બે. બહારગામનું લવાજમ સૌરાષ્ટ્ર ટ્રસ્ટના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧

गझलप्रकारकं गुजराती काव्यम् ☐ मनोज खंडेरिया
☐ अनु. जशवंती दवे

क्षणानां खण्डनं युक्तः नु वर्षेषु तथा कुर्याम् ।
मुखावरणं यदि जह्यां नु वर्षेषु तथा कुर्याम् ।

प्रतिबिंबान् इमान् सर्वान् परिमार्ज्म्यहम् अद्य
परं त्वादर्शभंगं तु नु वर्षेषु यदि कुर्याम् ।

इदं बिसतन्तुसमं मौनं भङ्क्थाः मा वृथा मित्र ।
पुनः संधातुं इच्छन् वै नु वर्षेषु तथा कुर्याम् ।

हिमस्य स्तंभ हि स्वप्नः अयं सद्य विलिनाति
यदि खातुं प्रवृत्तः स्याम् नु वर्षेषु तथा कुर्याम् ।

भाग्यात् वै मया प्राप्ताः शब्दाः ते पुरीं गन्तुम् ।
यदि पद्भ्यां तु धावामि नु वर्षेषु तथा कुर्याम् ।

ગઝલ ☐ મનોજ ખંડેરિયા

ક્ષણોને તોડવા બેસું તો વરસોનાં વરસ લાગે,
બુકાની છોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

કહો તો આ બધાં પ્રતિબિંબ હું હમણાંજ ભૂસી દઉં
અરીસો તોડવા બેસું તો વરસોનાં વરસ લાગે

કમળ તંતુ સમા આ મૌનને તુ તોડ મા નાહક,
ફરીથી જોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

આ સપનું તો બરફનો સ્તંભ છે, હમણાં જ ઓગળશે,
હું એને ખોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

મને સદ્‌ભાગ્ય કે શબ્દો મળ્યા તારે નગર જવા,
ચરણ લઈ દોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

KAVITA Regd. No. R. N. 16803/67




Gazal ▢ Manoj Khanderia

If I try chopping off the moments, it would take years on end
If I try unmasking the veneer, it would take years on end.

If you say so, I could snuff out here and now, all these reflections
But if I try shattering the mirror, it would take years on end.

Don't you break this lotus-fibre of silence in vain
For, if I try grafting it together, it would take years on end.

This dream ... it's a column of ice · would melt away forthwith
But if I try hoisting it upright, it would take years on end.

It's my luck bonanza, that I found the words to reach me to your town.
For, if I try, instead, running on my legs, it would take years on end.

*(Translated from Gujarati by ... Jagdish Joshi)*

